


વર્ષ ૧૩ : અંક ૧ | અમદાવાદ : ૧૫-૧૦-૪૭ | ક્રમાંક ૧૪૫



## विषय-दर्शन



લવાજમ-વાર્ષિક બે રૂપિયા : આ અંકનું મૂલ્ય-ત્રણ આના

# નૂતન વર્ષના પ્રારંભે

[ સંપાદકીય ]

હજુ તો જાણે હમણાંની જ વાત હોય એમ થોડા જ વખત પૂર્વે રાજનગરના આંગણે મુનિસમ્મેલન ભરાયું હતું, અને તે પછી ૧-૧ા વર્ષે 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિક શરૂ કરવામાં આવ્યું હતું પણ જરાક પાછળ નજર કરીએ છીએ-થોડુંક સિંહાવલોકન કરીએ છીએ અને લાગે છે કે એ વાતને આજે બાર બાર વર્ષનાં વહાણાં વાઈ ગયાં. જાણે મુનિસમ્મેલનની કાળગણનાનું સાક્ષાત્ સમયપત્રક કે સીમાચિહ્ન જ ન હોય એમ 'શ્રી જૈન સત્ય પ્રકાશે' એ મુનિસમ્મેલનની યાદને હમેશાં તાજી રાખી છે.

પોતાના બાલ્યકાળસમો ૧૨ વર્ષનો યુગ વટાવી, બીજી અવસ્થાના યુગમાં પ્રવેશ કરવાની ધન્ય વેળાએ, 'શ્રી જૈન સત્ય પ્રકાશ' પોતાના સહાયકો, આશ્રયદાતાઓ અને પોષકો—ચતુર્વિધ શ્રીસંઘના સમગ્ર સભ્યો-પૂજ્ય આચાર્ય મહારાજ આદિ મુનિવરો, આર્થિક સહાયતા આપનારા તે તે સદ્‌ગૃહસ્થો કે સંસ્થાઓ, અને લેખન સામગ્રીથી સદા સહકાર આપનારા વિદ્વાનો—પ્રત્યે પોતાના આભારની લાગણી વ્યક્ત કરે છે, અને સદાય એવો સહકાર મળતો રહેશે એવી આશા વ્યક્ત કરે છે

ગુજરે બાર વર્ષ દરમ્યાન જે કંઈ કરવા યોગ્ય હતું એ બધુંય કરી શકાયું છે એમ ન કહી શકાય; એવું તો કેટલુંય કરવાનું અવશિષ્ટ રહ્યું છે અમારી વિશેષાંકોની યોજના પણ યુદ્ધકાલીન પરિસ્થિતિના કારણે આગળ ધપી શકી નથી; અર્ધે આવીને જ અટકી પડી છે. અમારો ખ્યાલ તો એવો છે કે જો આર્થિકસાધન અને બીજી સામગ્રી મળતાં રહે તો દર વર્ષે અમુક અમુક વિષયનો એક દળદાર વિશેષાંક શ્રીસંઘને સાદર કરતા રહીએ આજે તો અતિઆકરી મોંઘવારી અને કાગળનિયમનના ધારાના કારણે એ સંબંધી વિચાર થઈ શકે એમ નથી; પણ સદાય આવી વિષમ પરિસ્થિતિ ચાલુ નહીં રહે, અને અમારી આ ભાવના અતિ દૂરના નહીં એવા કોઈક સમયે જરૂર ફલવતી થશે એવી આશા રાખીએ.

આસપાસની પરિસ્થિતિનો જરાક ઊંડાણથી વિચાર કરીએ છીએ તો લાગે છે કે સમિતિએ 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિકના કાર્ય ઉપરાંત બીજાં કાર્યોમાં પણ કંઈક ફાળો આપવો જોઈએ, અને પોતાનું કાર્યક્ષેત્ર, એના મૂળ નિયમનને લેશ પણ હરકત ન આવે એ રીતે, વિસ્તૃત કરવું જોઈએ. આ માટે કેવી રીતે શું કરી શકાય એ સંબંધી પોતપોતાના વિચારો જણાવવાની અમે આ તબક્કે સમગ્ર શ્રીસંઘના સભ્યોને વિનંતી કરીએ છીએ આવી વિચારણામાંથી જ કંઈક યોગ્ય માર્ગ મળી શકશે એમ અમને લાગે છે.

સદાય શ્રીસંઘની કૃપાનું ભાજન બનેલ 'શ્રી જૈન સત્ય પ્રકાશ' શાસનની અને શ્રીસંઘની વધુ ને વધુ સેવા બજાવવા ભાગ્યશાળી બને એ જ અભિલાષા!

॥ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष १२ | વિક્રમ સં. ૨૦૦૩ : વીરનિ. સં. ૨૪૭૩ : ઈ. સ. ૧૯૪૭ | क्रमांक |
| अंक १ | આસો શુદિ ૧ : બુધવાર : ૧૫મી ઓક્ટોબર | १३५ |


श्रीदेवेन्द्रसाधुकृतम्

## श्रीआत्मसम्बोधन-कुलकम् ।

सं०—पूज्य मुनिमहाराज श्री कान्तिविजयजी

जम्मजरामरणजले नाणाविहवाहिजलयराइन्ने ।
भवसायरे अपारे दुलहं खलु माणुसं जम्मं ॥ १ ॥
तम्मि वि आरियखेत्तं जाईकुलरूवसंपयाओ य ।
चिंतामणिसारिच्छो धम्मो दुलहो य जिणभणिओ ॥ २ ॥
भवकोडिसए परिहिंडिऊण सुविसुद्धपुन्नजोएणं ।
इत्तियमित्ता संपइ सामग्गी पाविया जीव ! ॥ ३ ॥
रूवमसासयमेयं विज्जुलयाचंचलं जए जीयं ।
संझाणुरागसरिसं खणरमणीयं च तारुन्नं ॥ ४ ॥
गयकन्नचंचलाओ लच्छीओ तियसचावसारिच्छं ।
विसयसुहं जीवाणं बुज्झसु रे जीव ! मा मुज्झ ॥ ५ ॥
किंपागफलसमाणा विसया हालाहलोवमा पावा ।
महुमहुरत्तणसारा परिणामे दारुणसहावा ॥ ६ ॥
भुत्ता दिव्वा भोगा सुरेसु असुरेसु तह य मणुएसु ।
न य जीव ! तुज्झ तित्ती जलणस्स व कट्ठनियरेहिं ॥ ७ ॥
जह संझाए सउणाण संगमो जह पहे य पहियाणं ।
सयणाणं संजोगा तहेव खणसंगुरा जीव ! ॥ ८ ॥
पिइमाइभायभइणीभज्जापुत्तत्तणेण सव्वे वि ।
सत्ता अणंतवारं जाया सव्वेसि जीवाणं ॥ ९ ॥

ता तेसिं पडिबंधं उवरिं मा तं करेसु रे जीव ! ।
पडिबंधं कुणमाणो इहइं चिय दुक्खिओ होसि ॥ १० ॥

जाया तरुणी आभरणवज्जिया पाढिओ न मे तणओ ।
धूया नो परिणीया भइणी ना भत्तुणोऽभिमया ॥ ११ ॥

येवो विभवो संपइ वड्ढइ य रिणं बहू वओ गेहे ।
एवं चिंतासंतावताविओ दुक्खमणुहवसि ॥ १२ ॥

काऊण वि पावाइं जो अत्थो संचिओ तुमे जीव ! ।
सो तंसि सयणाणं सव्वेसिं होइ उवओगी ॥ १३ ॥

जं पुण असुहं कम्मं एक्को च्चिय जीव ! तं समणुहवसि ।
न य ते सयणा सरणं कुगइगइं गच्छमाणस्स ॥ १४ ॥

कोहेणं माणेणं मायालोभेहिं रागदोसेहिं ।
भवरंगगओ सुइरं नडो व्व नच्चाविओ तंसि ॥ १५ ॥

पंचहि वि इंदिएहिं मणवयकाएहिं दुट्ठजोगेहिं ।
बहुसो दारुणरूवं पत्तं दुक्खं तुमे जीव ! ॥ १६ ॥

ता एयं नाऊणं संसारासारयं तुमं जीव ! ।
सयलसुहकारणंमि जिणधम्मे आयरं कुणसु ॥ १७ ॥

जाव न इंदियहाणी जाव न जररक्खसी परिप्फुरइ ।
जाव न रोगवियारा जाव न मच्चू समुल्लियइ ॥ १८ ॥

जह गेहंमि पलित्ते कूवं खणिउं न पारए कोवि ।
तह संपत्ते मरणे धम्मो कह कीरए जीव ! ॥ १९ ॥

पत्तंमि मरणसमए डज्झसि सोयग्गिणा तुमं जीव ! ।
वग्गुरपडिओ व्व मओ संवट्टइओ जह व पक्खी ॥ २० ॥

ता जीव ! संपयं चिय जिणधम्मे उज्जमं तुमं कुणसु ।
मा चिंतामणिसरिसं मणुयत्तं निप्फलं नेसु ॥ २१ ॥

ता मा कुणसु कसाए इंदियवसगो य मा तुमं होसु ।
देविंदसाहुमहियं सिवसोक्खं जेण पाविहिसि ॥ २२ ॥

આ 'આત્મસંબોધનકુલક' પાટણના શ્રી તપાગચ્છ ભંડારની તાડપત્રની (ડા૦ નં૦ ૧૭ પૃ. ૧૦૩ થી ૧૦૫) પ્રતિ ઉપરથી ઉતારીને અહીં આપ્યું છે.

# વિ. સં. ૧૭૨૪નો વિજયપ્રભસૂરિનો વિજ્ઞપ્તિપત્ર

સંગ્રાહક—પૂજ્ય મુનિમહારાજ શ્રી કાંતિસાગરજી, કલકત્તા

કલકત્તાના તુલાપટ્ટીવાળા જૈનમંદિરમાંના હસ્તલિખિત ગ્રંથો તપાસતાં આ એક વિજ્ઞપ્તિપત્ર અચાનક હાથ આવી ચડ્યો. જ્યાં સુધી મને લાગે છે ત્યાં સુધી આ 'જૈન સત્ય પ્રકાશ' દ્વારા પ્રથમ.જ પ્રગટ થાય છે. આચાર્ય વિજયપ્રભસૂરિનું ૧૭૨૪માં અમદાવાદ ચોમાસું હોવાના પુરાવા મારા અવલોકનમાં નથી આવ્યા, અને કૃષ્ણવિજયજીના નામનો ઉલ્લેખ અન્યત્ર જોયો નથી.

એક લાંબા ટીપણાકાર કાગળ પર વિજ્ઞપ્તિલેખ લખેલ છે; જો કે વર્ણન તો આવશ્યકતાથી અધિક અતિશયોક્તિપૂર્ણ છે. આવા પત્રોમાં ઐતિહાસિક તત્ત્વ ભલે ઓછું હોય, પણ ઇતિહાસની કડીઓ જોડવામાં આવી સામગ્રીનું મહત્ત્વ વિશેષ છે. ગદ્યપદ્યભાષા હોવાથી કદાચ ભાષાશાસ્ત્રીઓ માટે પણ સામગ્રી મળી આવે. વિજયપ્રભ સૂરિજી સંબંધી વિશેષ જાણવા માટે "જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્યસંચય" જોવા ભલામણ છે. આવા વિજ્ઞપ્તિપત્રોનો સમૂહ અત્યારે ભારતીય વિદ્યા ભવનના સર્વેસર્વા સાહિત્યપ્રકાશનપ્રેમી પુરાતત્ત્વાચાર્ય શ્રી જિનવિજયજીએ તૈયાર કર્યો છે, તેમાં તાત્કાલિક ઇતિહાસ અને જૈનચાર્યોનાં અનેક નવીન ક્રિયાકલાપો પર વિસ્તૃત વિવેચન સંગ્રહીત છે. આવા વિજ્ઞપ્તિપત્રો અત્રે પણ ઉપલબ્ધ છે. અદ્યાવધિ અન્યત્ર અનુલ્લિખિત છે એવાં બધાંયેનો પરિચય આપવા પ્રયત્ન કરીશ.

આ વિજ્ઞપ્તિપત્રમાંના સંસ્કૃત શ્લોકો ઘણા અશુદ્ધ છે. તે યથાશક્ય સુધારવા પ્રયત્ન કર્યો છે, છતાં તેનાં કેટલીય અશુદ્ધિઓ રહી જ છે.

મૂળ પત્ર આ પ્રમાણે છેઃ—

स्वस्ति श्रीरमणस्तनोतु सततं प्रीतेः सतां संतर्ति
श्रीमत्पार्श्वजिनेश्वरः कमलिने तेव पंकेरुहाम् ।
भोवाधत चक्षुषां जलरुचो वोथीव मोगि द्विषां,
सिंधूनां रजनी सितेव सरसी जन्मेव पूष्पांवसाम् ॥ १ ॥
स्वस्ति श्रीभवनं मनोज्ञनवनं, त्रैलोक्यलोकावनं,
विधावल्लिघनं प्रहृष्टसुवनं, सौभाग्यभूभावनम् ।
कल्पतैर्नाळवनं शिवाध्वजवने, श्रेयो वनी जीवनं,
पापा....पवनमृशानि धुवनं पार्श्वं स्तुवे पावनम् ॥ २ ॥

છંદ

લેખ લિખઈ શ્રી સંઘ પૂજ્ય વીનતી અવધારો,
ગુજરાત દેશ ઉત્તંગ સૂરત બિંદર જિહાં સારો,
પૂજ્ય તુમ્હારે પ્રસાદ ધર્મધ્યાન બહુ થાવઈ;
દાન શીલ તપ ભાવ ભવિક જન ભાવના ભાવઈ,

સુપ્રભાતિ સમરે મહુ ગુરુ ગૌતમ ચિત્ત ધારિ,
એ લેખ લિખઇ શ્રીસંઘ તુમ્હ વાંચીનઈ અવધારિય. ૩

દોહા

સ્વસ્તિ શ્રીગુણ મંદિરં, પ્રણમી આદિ જિણંદ;
યુગલાધર્મ નિવારિયો, ઇક્ષાગ વંશ કુલચંદ. ૪
સકલ લોક સુખ કારણી, મહિમા ગુણમણિ ગેહ;
શાંતિ જિનેશ્વર પ્રણમિયે, સોવિનવર્ણ જ દેહ. ૫
અશ્વસેન કુલિ દીપતો, વામા માત મલ્હાર;
પાર્શ્વનાથ પ્રણમું સદા, સકલ સંઘ જયકાર. ૬
કલિકાલ સુરતરુ સમો, સિદ્ધારથ સુત સાર;
શ્રી મહાવીર જગિ જાંણીયે, ભવભય તારણહાર. ૭
ગગન સમાન ઉત્તંગ જે, રણઝણ ઘંટા નાદ;
સુરનર (સુરવર નરવર) કિન્નરી, ગાયે મધુરે સાદ. ૮
સોવિન કલશ વિરાજતા, મહિમંડલિ વિખ્યાત;
કોરણ તોરણ મંડિય, સોભઇ નવ નવ ભાત. ૯
નિત્ય નિત્ય નરનારી મલી, પૂજઈ અતિ આનંદ;
જિનપ્રસાદ જિહાં દીપતા, પ્રણમઇ ચોસઠી ઇંદ. ૧૦
આચારજ વાચક મુનિ, પંડિતના નહીં પાર;
અવર મુનીસર સાધવી, કરતે ધર્મવિચાર. ૧૧
સકલ નગર શિરોમણિ, ધર્મી જનનો વાસ;
શ્રી અમદાવાદ નગર ભલું, સવે જન પૂરઈ આસ. ૧૨
પૂજ્યાશધિ તમોત્તમ, પરમપૂજ્ય અર્ચનીયાન;
પરમાશીષ ગુણાગરીષ, પ્રાપ્ત મહાનૃપમાંન. ૧૩
મહિ મંડલિ વિખ્યાત તું, સાચો સુજસ પ્રમાંણ;
કલિકાલે સુરતરૂ સમો, ભવિક આશા વિશ્રામ. ૧૪
વચનસિદ્ધિ તણો ધણી, મહિયલિ મહિમાવંત;
એક શ્રી પરમાત્મનું, સ્વરૂપ વિચાર કરંત. ૧૫
દ્વિવિધ અસંયમ, ટાલતો, દ્વિવિધ નહીં લવલેસ;
દ્વિવિધ ધર્મ પ્રરૂપકો, ગુરૂ વંદો સુવિસેસ (૫). ૧૬
નાટિક છાંડ તમોરને, તત્ત્વ વહલુમિ જાંણ;
ત્રણ તત્ત્વ સુધાં ધરઈ, પાલઈ જિનવર આંણ. ૧૭
ક્રોધાદિક જે ચૂંઅઠ, ટાલઈ ચ્યાર કષાય;
મતિ શ્રુતિ અવધિ કેવલી, ચોથી મનપર્યાય. ૧૮

કેવલજ્ઞાન તે પાંચમું, તેહને કહઇ સુવિચાર;
પંચ ભરત્ત પંચ અઇરાવર્ત્ત, મહાવિદેહ વિચાર. ૧૯
બૌદ્ધ નૈયાયિ સાંખ્ય વલી, મીમાંસક જૈન તે જોય;
ચારવાક છઠું ભલું, તેહનો વિચારક સોય. ૨૦
ષડ્જ ઋષભ ગાંધાર વલી, મધ્યમ પંચમ નાંમ;
ધૈવત નૈષધ સપ્ત સ્વર, જાંણઇ તેહનાં ગ્રામ. ૨૧
સ્નાન સુગંધ વિલેપન, વસ્ત્ર ભોજન તે સાર;
તંબોલ શય્યા આસન વલી, અષ્ટ ભોગ નિવારણહાર. ૨૨
પદ્મ શંખ મહાપદ્મ, મકર કચ્છપ સુચકુંદ;
ઇંદ્રનીલાશ્વ નવ નિધિતણો, વિચાર કરે મુનિચંદ. ૨૩
દશ દિગ્પાલ ભુવનપતિ, જાતિ સ્વરૂપ સુજાંણ;
એકા(દ)શ અંગનો જાંણ ભણે-ભણાવઇ સાહિત્ય પ્રમાણ. ૨૪
બાર ઉપાંગતણો વલી, આપે નિર્ણ્ય સાર;
તેર ભવ શ્રી ઋષભના, ભણઇ તાસ વિચાર. ૨૫
વિદ્યા ચૌદશ તણો નિધિ, ચોદ પૂરવ ગુણધાર;
પન્નર ભેદા સિદ્ધના, જાંણઇ અર્થ વિસ્તાર. ૨૬
સોલ કલા કરી શોભતો, જિમ ગ્રહગણમાંહિ ચંદ;
તપ ગચ્છમાંહી શોભતો, શ્રી વિજયપ્રભસૂરીંદ. ૨૭
સત્તર ભેદ અસંયમો, ટાલઇ મન ઉલ્લાસ;
અઢારે વ્યાકરણતણાં, કીધા બહુ અભ્યાસ. ૨૮
ઉગણીસ દોસ કાઉસગતણા, દૂરિ કરઇ મનિ ભાવિ;
વીસ વિસ(વા) દયા તણાં, પાલઇ મનિ ઉચ્છાવિ. ૨૯
એકવીસ સબલના ટાલકો, બાવિસ પરિસહ જેહ;
કાયરતે દુરિજ ક્યાં, તે મુનિ જીત્યા જેહ. ૩૦
ત્રેવીસ સૂયડાં અધ્યયનના, ભાવક જગિ જયકાર;
ચોવીસ તીર્થંકરતણા, ગુણ ગાએ સુવિચાર. ૩૧
પંચવીસ ભલી ભાવના, ભાવક દેવ દયાલ;
છવીસ દશાકલ્પતણા, જાણઇ વિચાર વિશાલ. ૩૨
સતાવીસ ગુણે કરી, જિમ શોભે દિનકર ઇશ;
અઠાવીસ લબ્ધે કરી, પૂરઇ સંગ જગીસ. ૩૩
ઉગણત્રીસ પાપક શ્રુત, વર્જણહાર સદૈવ;
ત્રીસ જ મોહની સ્થાનક, સંગ જ ટાલઇ દેવ. ૩૪
એકત્રીસ સિદ્ધગુણ જાણતો, બત્રીસ લક્ષણધાર;
તેત્રીસ અંજન પાપથી, થાક બે આધાર. ૩૫

ચોત્રીસ અતિસહ જિનતણા, બાચી વખાણ કરંત;
પાંત્રીસ વાણી ગુણભલાં, સાંભલી હ(ર)ખ્યા સંત. ૩૬
છત્રીસ ગુણે કરી શોભતા, સૂરીસ્વર ગુણ ખાણિ;
સૂરીશ્વરના ગુણ ઘણા, નવ નવ ભાવિ વખાણ. ૩૭
તુજ મુખઈ સરસ્વતી વસઇ, વાદી જીપણ હાર;
સિદ્ધાન્ત તણો જાણહ સદા, વચન અમૃત શત ધાર. ૩૮
વાદી કેદી કૃપાણ તું, ચારિત્ર પાત્ર મુકુટ;
સકલ સાધુ શિરોમણિ, મયણ નરેંદ્ર સુભટ. ૩૯
કુમતિ તમોભર દિનમણિ, પાય પડઇ સુરવૃંદ;
વાદી ઘટ મુદ્‌ગર સમો, વાદી ગરુડ ગોવિંદ. ૪૦
વિજ્ઞાનરલ રત્નાકરું, મહા કવીશ્વર નાથ;
સરસ્વતી પ્રસાદ જેણે પુગીયો, મુખ્ય ક્ષમા તણો તું નાથ. ૪૧
જાતિ કુલ સમ્પન્નતુહ, વલિ બલ રૂપ સંપન્ન;
જ્ઞાન દર્શન ચારિત્ર વલી, તેણુઇ કરી તૂ સમ્પન્ન. ૪૨
લજ્જા લાઘવ સમ્પન્ન, વલી યશ કીરતિ ભંડાર;
ક્રોધ માન માયા વલી, લોભ નિવારણહાર. ૪૩
મેરુ પરિ અકંપ તુહ, સાયર પરિ ગંભીર;
તેજવંત સૂરિજ પરિ, સો બિનણુ શરીર. ૪૪

ચાલિ

ચારિત્રપાત્રચૂડામણિ, કુમતાંધકારનભોમણિ, સરસ્વતીકંઠાભરણ, વાદીવિજયલક્ષ્મીશરણ, વાદીકદલીકૃપાણ, વાદીહૃદયબાણ, વાદીજનશિરોમણિ, વાદીતિમિરદિનમણિ, જીત્યાવાદીવૃંદ, જીત્યાનેકવાદ, સરસ્વતીલબ્ધવરપ્રાસાદ, સરસ્વતીના હાર, ચતુર્દશવિદ્યાઅલંકાર, ષષ્ટદર્શનપશુગ્રામગોપાલ, કલારંજિતઅનેકભૂમિપાલ, સકલશાસ્ત્રઆધાર, દ્વાસપ્તતિકલાભર્તાર, બહુરાજસમાજનો ઉત્કૃષ્ટ, બહુબુદ્ધિષ્ટ ભાનુરત્નરત્નાકર. મહાકવિશ્વર, શિષ્યકરબૃહસ્પતિ, નિર્જિતશુક્રમતિ, કુચાલવસરસ્વતી, પંચમહાવ્રતધારક, સકલજીવહિતકારક, મેદિનીવિખ્યાતમાંન, અનેકગુણિમણિનિધાંન, આગમ અગ્યાર અંગ બાર ઉપાંગ છ છેદ અન્યોગદ્વાર સૂત્ર મૂલ સહસ પઈવન નંદીસૂત્ર, અઢાર વ્યાકરણ, નામમાલા, છ કાવ્ય તર્કભાષા પ્રમાણ અનેક ન્યાય ગ્રન્થ, સ્વ સમય પર સમય અનેક આગમનાં જાંણ, મધુર વચન દેસણાનાં દેણહાર, અછેવાણી, વંશીવાંણી, નિર્વેગણી, ધર્મકથા એહવૂં ચ્યારે પ્રકારે, છે મધુર વચન જેહનું, સમુદ્રની પરિ ગંભીર, સુરગુરુની પરિ ધીમંત, ઉપદેશ દેવા તત્પર, અપરિશ્રાવી, સૌમ્ય દર્શન ચંદ્રમાની પરિ, દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ એહવું ચ્યારે પ્રકારે કરી અભિગ્રહવંત, અવિકંથણો, અચપલો, ચાપલિપણું નિવારણહાર, પરસાતર છે દેહ જેહનું,

ક્ષમાવંત, સુકુમાર કિઠિણપણા રહિત, આર્જવ સરલ...કૂપણા રહિત, બારે ભેદે તપ સહિત, સત્તર ભેદે સંયમ સહિત, સત્યવાદી, અદત્તત્યાગી, દ્રવ્યરહિત, બ્રહ્મચર્યસહિત.

ગાથા.

पडि रुपाई चउदस, खंतिमाई दसविहो धम्मो ।
बारसई भावणाउ, सूरिगुणा हुंति छत्तीसा ॥

પાંચે ઇંદ્રીસું સંવરવૂં, નવવિધ બ્રહ્મચર્યનું પાલવૂં, ચ્યાર કષાયનું ટાલવૂં, પાંચ સુમતિનું પાલવૂં, ત્રિણી ગુપ્તિનું ધારવું, પંચ મહાવ્રતનું પાલવું, પાંચ આચારનું પાલવું, એહવા છત્રીસ ગુણેકરી સહિત, અનેક ઉપમા લાયક અનેક વિદ્યાના જ્ઞાયક.

શ્લોક

सस्योयं समयः सुलक्षणतमः, श्लाघ्योयमेवाक्षणो,
मुहूर्तोपि वरः प्रशस्यदिवसः, पूर्णं प्रभातं प्रभो ! ।
पीयूषांजन सन्निभं नयनयोर्मिथ्यात्वरोगापहं,
यस्मिन् जंमतीर्थतावकमिदं दृष्टं मया दर्शनम् ॥१॥
दृष्टोऽद्य श्रुतकेवली गणभृतामाद्यो गुरुर्गौतम–
स्तीर्थस्याधिपतिर्लसद्गुणततिः, स्वामी सुधर्मा तथा ।
श्रीजंबूप्रभवादयो मुनिवराः, अन्येऽपि ये जज्ञिरे
ते सर्वे त्वयि गच्छनायक विभो, दृष्टेऽद्य दृष्टा मया ॥ २ ॥
देहे निर्ममता गुरौ विनयता नित्यं सुता भाषिता,
चारित्रोज्ज्वलता महायशमता, संसार निर्वेदिता ।
अंतर्बाह्यधरी गृहात्मजनता, धर्मज्ञता शुद्धता,
साधो साधुजनस्य लक्षणमिदं, संसारविच्छेदनम् ॥ ३ ॥
सम्प्रति नास्ति न केवली कलियुगे, त्रैलोक्यरक्षामणि–
स्तद्वाचः परमाश्चरन्ति भरतक्षेत्रे जगद्द्योतकाः ।
सम्यक्त्वत्रयधारिणा यतिवरास्ता सासमालंबनं,
त्वत्पूजा जिनवाक्यपूजनतया, साक्षाज्जिन ! पूजनम् ॥ ४ ॥
नित्यं ब्रम्ह यथा स्मरन्ति मुनयो हंसा यथा मानसं,
सारंगा स्फुटमल्लिकायुतवनं, ध्यायन्ति रेवां गजाः ।
युस्मद्दर्शनलालसा प्रतिदिनं, युस्मान्स्मरामो वयं,
धन्यः कोपि स वासरो प्रभविता, यत्रावयोः संगमः ॥ ५ ॥

( अनुष्टुप )

यथा स्मरंति मेघानां, म....मीष्मता पिता ।
पद्मिनीव यथा हंसास्तथाऽहं तव दर्शनम् ॥ ६ ॥
यथा स्मरन्ति गोवंशं चक्रवाकी दिवाकरम् ।
सती स्मरति भर्तारं, तथाऽहं तव दर्शनम्　　॥ ७ ॥

અનેક ગુણ શ્રી પૂજ્યજીના એક મુખે એક જિહ્વાએ ગુણ ગાતા પાર ન પામીએ, પરમ પૂજ્ય, પરમ બાંધવ, દિનદિન અધિક પ્રતાપ તેજયશ, સકલ ભટ્ટારક, પુરા પુરંદર ભટ્ટારક સીરોમણિ. શ્રી. શ્રી. ૧૦૫ વિજયપ્રભ-સૂરિશ્વર સપરિવારાન્, ચરણ કમલાન્ સૂરત નગરાત સંઘ સમસ્તકૈન ત્રિકાલ વંદના અવધારવીજી. યત અત્રશ્રી શ્રીપૂજ્યજીના પદ પ્રસાદથી સર્વને સુખ સાતા છઈ, પૂજ્યશ્રીના સુખ સમાચી, નિરાબાધપણાના લેખ લિખી સેવકને સંતોષ ઉપજાવવા...શ્રીપૂજ્યજીને આદેશે પંડિત શ્રી કૃષ્ણ-વિજયગણિ ચતુર્માસું સૂરત પધાર્યા તેણે કરી ઘણું ધર્મ ધ્યાંન વિશેષથી ચાલ્યાં છઇ। શ્રીપૂજ્યજીના પ્રસાદથી પૂજા તથા પ્રભાવના તથા સામીવાછલ્ય સર્વ હવાં છઈ. તેહની વગતી આસાઢ ચઉમાસાનાં ૧ તથા અઠાઇધરનાં પારના સાવક શ્રાવિકા બાલગોપાલને મં૦ ઊહેઇ કરાવાં છઈ। બીજું શ્રી પં. શ્રી કૃષ્ણવિજય પધારે ધર્મ ધ્યાન ઘણું વિશેષથી ચાલ્યા છઈ. શ્રાવક શ્રાવિકાના મન ઘણું ઠામ આવ્યાં છઈ. તથા પં૦ કૃષ્ણવિજય ગણિ ઘણું સંવેગી વૈરાગી દીસઇ છઇ, તથા બીજું કૃષ્ણવીજયજીનું ઘણું વર્ણન તો લિખાએ જો પૂજ્યજીને અજાણ્યું હોએ, ઘણું લિખિયે તે ઠારમમૂ હિસે, વલી જે ગાંમનું ભાગ્ય હશે ત્યાંહા આદેશ પ્રસાદ થાશે. બીજું સુરતના સંઘ ઉપરિ કૃપા કરી શ્રી સુરતના દેવયાત્રા કરવા પધારવૂ. પૂજ્યશ્રી દેવયાત્રા કરો ત્યાહાં સુરતના સંઘનઈ સભારવો પંડિત શ્રી કૃષ્ણવિજય ગણિ સપરિવારની વં-૧૦૮ વાર અવધારવા। સુરતના સંઘ ઉપરિ કૃપા કરી લેખ પ્રસાદ કરવો, વલી સેવા શરખાં કામ કાજ પ્રસાદ કરવાં, વલી એ પાસાના વસેષ સમાચાર લિ. જણાવવા.

દુહા.

કયાંહો કોયલ કયાં હો અંબવન, કિહાં દદુર કિહાં મેહ;
વિસર્યા નવિ વીસરે, ગિરુઆ તણા સનેહ.　　૧
ગિરુઆ સહેજે ગુણ કરે, કંત મ કારણ જાણ;
તરુ સિંચે સરોવર ભરે, મેઘ ન માંગઇ દાણ.　　૨
મન પસરે જિમ માહરું, તિમ જો કર પસરંત,
ચરણ ગ્રહી શરણ રહી, અમૃત વાણી સુણંત　　૩
સંવત ૧૭૨૪ વર્ષે કાર્તિક શુદિ ૧૦ દિને

# સિરોહી રાજ્યનાં કેટલાંક પ્રાચીન જિનમંદિરો

લેખક:—પૂજ્ય મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજી (ત્રિપુટી)

(ક્રમાંક ૧૪૦ થી ચાલુ : ગતાંકથી ચાલુ : આ અંકે પૂર્ણ)

અમે લાજના શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજીની બરાબર પોષ દશમીએ યાત્રા કરી પેશુઆ આવ્યા. અહીં પણ સુંદર મંદિર, ઉપાશ્રય અને શ્રાવકોનાં ઘર છે. ત્યાં કમલકલશ ગચ્છના ધનારિના વર્તમાન શ્રીપૂજ્ય વિજયજિનેંદ્રસૂરિજી મળ્યા. બહુ જ સજ્જન અને ક્રિયાશિરૂચિ છે. તેમ જ સંવેગી સાધુઓની જેમ પોતે ક્રિયા આચારવિચાર પાળવાના અભિલાષી છે, પાળે છે. તેમના આગ્રહથી ધનારી આવ્યા. તેમનો જ્ઞાનભંડાર વગેરે બહુ જ પ્રેમથી બતાવ્યું. અહીં પણ સુંદર નાનું શિખરબદ્ધ જિનમંદિર ઉપાશ્રય વગેરે છે. ત્યાંથી અમે કાછોલી આવ્યા.

## કાછોલી

અહીં ઊંચી ખુરશીએ સુંદર શિખરબદ્ધ જિનમંદિર છે. મંદિર પ્રાચીન છે. મૂલનાયકજી શ્રી પાર્શ્વનાથજી છે. સાથે જ સુંદર પ્રાચીન પરિકર છે. બન્ને બાજુ પણ શ્રી પાર્શ્વનાથજીની પ્રતિમા છે. મૂલનાયકજીની નીચે ગાદીમાં પ્રાસાદદેવી છે તેની લાઈનમાં બન્ને બાજુ યક્ષયક્ષિણી છે. પછી બન્ને બાજુ હાથી અને સિંહ વગેરે છે. વચમાં પ્રાસાદદેવી, એની નીચે મનોહર ધર્મચક્ર અને બે બાજુ હરણ છે, એની નીચે પરિકરમાં નીચે પ્રમાણેનો લેખ છે, જે બહુ જ મુશ્કેલીથી ઉતરાયો:—

॥ संवत् १२०३ वर्षे कच्छोलिका श्री पार्श्वनाथ गोष्ठिक श्रेष्ठि सीरीपाल भा० सिरीयादे पु० नरदेव पुत्र हा० श्रे० बोडा भा० वीरी० पु० श्रे०रा × द ×(१) महा देवसिंह महं सल्खा । पु० श्रे० कर्म्मा भा० अणुपमदे० पुत्र महं. अजेसिंहेन पुत्रा जिदा मोहणसहितेन श्रे० जगसिंह पु० श्रे० धणसिंह× आ (२) त्रपाल श्रे० × मदु पु० धीरा श्रे० साहड पु० विजेसिंह श्रे० झांझण पु० नागसिंह प्रभृति गोष्ठिकसहितेन पितृमातृश्रेयसे श्री पार्श्वनाथ श्रे० अ × (३) परिकरोद्धार कारितः कच्छोलिग्राम ( गोत्र ) गूरुणामुपदेशेन × × × આગનું દબાઈ ગયું છે.

આ લેખ પ્રમાણે તો સં. ૧૪૦૩માં કાછોલીના પાર્શ્વનાથજીના મંદિરના પરિકરનો ઉદ્ધાર થયો છે—પરિકરનો ઉદ્ધાર કરવામાં આવ્યો છે.

અહીંના ભાઈઓએ કહ્યું કે–મૂલનાયકજી શ્રી પાર્શ્વનાથજીની ભવ્ય, પ્રાચીન પ્રતિમાજી હતાં, પરન્તુ તે ખંડિત થવાથી ભોંયરામાં પધરાવી દીધાં. ત્યારપછી મૂલનાયકજી શ્રી સંભવનાથજી બિરાજમાન કર્યા. પછી સં.૧૯૭૮માં માગશર શુદિ દશમે શ્રી સંભવનાથજીનું અંજન વગેરે બહલી ધનારીના શ્રીપૂજ્ય મહેંદ્રસૂરિજી અને યોગીરાજ શાંતિવિજયજી મહારાજે (આચાર્ય શ્રી વિજયશાંતિસૂરીશ્વરજીએ) પુનઃ પ્રતિષ્ઠાદિ કરાવ્યાં છે. આ મૂર્તિ પણ પ્રાચીન અને મનોહર છે.

## કાછોલીનાં પ્રાચીનતા અને ગૌરવ

કાછોલી ગામ પ્રાચીન છે. કાછોલવાલગચ્છ અને કાછોલી ગોત્ર હતાં એના ઉલ્લેખો મળે છે, જેમાંથી બે પ્રમાણે નીચે આપું છું :

॥ संवत् १४६५ कच्छोलीवालगच्छे भ० श्री सर्वाणंदसूरयः सपरिवाराः श्री नेमिं प्रणमन्ति ॥

ધાતુની એકતીર્થી ઉપર નીચે પ્રમાણે લેખ છેઃ—

सं (०) १४९२ वर्षे श्री शान्तिनाथबिंबं कच्छोलीवालगच्छे भ० श्री सर्वाणंदसूरिणामुपदेशेन पूर्णिमापक्षे.

આ સિવાય કાછોલીના મંદિર વગેરેનો પરિચય આગળ આપ્યો છે. કાછોલી ગામ પ્રાચીન છે, અને આ પ્રદેશમાં એનું ગૌરવ પણ સારું છે. મંદિરની બહાર ડાબી બાજુ માણીભદ્રજી અને અહીંના ભાઈઓનાં ગોત્રદેવીની સ્થાપનાની દેરી છે. જમણી બાજુ નીચે એક પથ્થરમાં પણ મોટો લેખ છે, પરન્તુ ચુનાથી ઢંકાઈ ગયો છે એટલે વંચાયો નહિ. અહીં યતિજીની પોશાલ છે, પુસ્તકો પણ છે. અહીંથી અમે ગયા કાસહ્રદ ગયા.

આ ગામ આવતાં ત્રણ બાજુ આબુ ગિરિરાજની ભવ્યતાનો સુંદર પરિચય થાય છે. લીલોછમ આબુગિરિરાજ જાણે વિવિધ શણગાર સજીને આપણી પાસે ને પાસે આવતો હોય એવો ભાસ થાય છે. શું એની સુંદરતા! હૃદય ગંમતા ' એનું વિશાલ અને ઉદાર દૃશ્ય પ્રેક્ષકને ત્યાંથી ખસવા ન દે એવું મનોહર દેખાય છે. આબુગિરિરાજને અથડાતાં વાદળાં, ઘડીકમાં ક્યાંક દેખાતો સૂર્યનો પ્રકાશ, ક્યાંક છાયા ભાઈ, વિવિધરંગી તડકો અને છાંયો આબુગિરિરાજના અપૂર્વ લાવણ્યને પ્રકાશિત કરે છે. આબુની મનોહરતા—એનું ગાંભીર્ય જોવું હોય એમણે આ બાજુ પગપાળા આવવાની જરૂર છે. કાછોલી આબુની તળેટીમાં જ છે. કાસહ્રદ જતાં વચ્ચે જ બે રસ્તા આવે છે. એક રસ્તો સીધો આબુરાજને વીંધી ઠેઠ અચલગઢ ઉપર લઈ જાય છે, બીજો રસ્તો દેલવાડા તરફ જાય છે. વળી એક રસ્તો વચ્ચે જાય છે. સાથે ભોમીયાની જરૂર ખરી અને જો ભુલા પડયા તો બસ હેરાનગતિનો પાર જ ન મળે. રસ્તામાં અચલગઢના જિનમંદિરનું ઉચ્ચ શિખર દેખાય છે, શાંતિ સદન—ગુફા અને ગુરુશિખર વગેરે દેખાય છે. ઉપરનો રસ્તો જાણે મોટો સફેદ સાપ પડયો હોય—સાપનો લીસોટો હોય એવો દેખાય છે. કુદરતી મનોહર દશ્યોનો આનંદ લૂટતા, સાથેના ભિલની રસપ્રદ વાતો સાંભળતા, એના આબુગિરિરાજના પર્યટનના અનુભવો સાંભળતા અમે આબુને દૂર ને દૂર છોડી જતા કાસહ્રદ આવ્યા.

કાસહ્રદ

કાસહ્રદમાં પ્રાચીન ભવ્ય શિખરબદ્ધ મંદિર છે. કાસહ્રદ જૈનોનું પ્રાચીન ધામ છે એમ સાંભળ્યું હતું. ખાસ દર્શન કરવા અને કંઈક ઇતિહાસ શોધવા જ અમે આવ્યા હતા. કાસહ્રદ સિરોહી સ્ટેટનું કાશી—લઘુકાશી મનાય છે. મારવાડમાં જૈનોએ સિદ્ધાચલજી, ગિરનારજી, તેમજ પ્રભુ શ્રી મહાવીરદેવનાં ઉપસર્ગ વિહારસ્થાનકોરૂપ તીર્થ સ્થાપ્યાં છે, તેમ બ્રાહ્મણોએ પણ અહીં મારવાડમાં આબુમાં અને તેની આજુબાજુમાં ઋષિકેશ, બદરિકાશ્રમ, પુરી, દ્વારિકા અને કાશી સ્થાપ્યાં છે. એ પૈકીનું કાસહ્રદ એ બ્રાહ્મણોની કાશીપુરી મનાય છે. ગામ બહાર મોટી નદી છે એને ગંગા નદી—ભાગીરથી માની છે, એને તીરે આવેલું શિવાલય વિશ્વનાથ મહાદેવનું મંદિર મનાય છે. કાશીકરવતનું સ્થાન પણ અહીં સ્થાપ્યું છે. ગુજરાત અને આ પ્રદેશમાં રહેનાર કાશી જેટલે દૂર ન જઈ શકે

તે અહીંની યાત્રા કરી, કાશીની યાત્રાનું પુણ્ય ઉપાર્જન કરી શકે છે. અહીં બ્રાહ્મણોનાં ઘર હતાં, સંસ્કૃત અભ્યાસ પણ ચાલતો.

જૈનો માટે પણ કાયદ્રહ મહત્ત્વનું સ્થાન હતું–છે. આબુ ઉપર મહામંત્રીશ્વર વિમલનાં ભવ્ય મંદિરો બન્યાં તેમ આબુની નીચે પણ ભવ્ય જિનમંદિરો બન્યાં છે. આબુગિરિરાજનાં વિમલ મંત્રીશ્વરનાં મંદિરો એની વિશ્વવિશ્રુત ખ્યાતીને લીધે વિદેશીઓના આક્રમણનાં ભોગ બન્યાં અને જીર્ણોદ્ધાર પણ થયા છે, જેને લીધે તે સમયના પ્રાચીન લેખો નથી મળતા, જ્યારે કાયદ્રહમાંથી અમને એક પ્રાચીન લેખ વિ. સં. ૧૦૯૧નો મળ્યો જે અહીં આગળ ઉપર આપું છું.

કાયદ્રહનું મંદિર દૂરથી દેખાતું હતું. બાવન જિનાલયનું (કદાચ ચોવીસ દેરીનું પણ સંભવે છે) ભવ્ય મંદિર અત્યારે ચારે તરફથી ખાલી પડ્યું છે. માત્ર મૂલ ગભારામાં મૂલનાયકજી ભગવાન બિરાજમાન છે. મૂલનાયકજીની મૂર્તિ ભવ્ય મનોહર છે. એના પરિકરમાં નીચે પ્રમાણે લેખ છેઃ—

॥ ६ ॥ संवत् १२३४ वर्षे वैशाख शुदि १३ सोमे प्रागवाट वंशे (शीष) (१) षणदेवभार्या उयाखा तत्पु० श्रे० प्र ×× (ताप) भार्या शान्ति तत्पुत्र प्र० आषाढ पुत्रिका पुनमतो पुत्रेण पिता श्रयोऽर्थं ० ० ० बिंबं कारितं प्रतिष्ठितं सूरिभिः मंगलमह । श्रीः ॥

મંદિરમાં ડાબી બાજુ પાદુકા છે તેનો લેખ નીચે પ્રમાણે છેઃ—

॥ सं. १५९९ वर्षे नाणावाल (?) वा० श्रीमद् हेमराज शिष्य विनयंधर कारापिता

બહારની દેરીઓ ઉપરના ભારવટમાં લેખો છે, પરન્તુ કેટલાક તો ઘસાઈ ગયા છે, કેટલાકની ઉપર ચૂનાનાં પડ બાઝી ગયાં છે; ત્રણેક લેખોના સંવતો વાંચ્યા :—

सं. १२९९ (?) कासद्रहगच्छे

सं. १२९१ .... गच्छे

सं. १२९१ कासद्रहगच्छे

તેરમી અને ચૌદમી સદીના લેખો છે.

મૂલ મંદિરની ડાબી બાજુની પહેલી જ દેરી ઉપર એક પ્રાચીન લીપીનો શ્લોકબદ્ધ પ્રાચીન લેખ છે. સાધનો અને સમયના અભાવે લેખ પૂરેપૂરો શુદ્ધ નથી લેવાયો, છતાં સંવત વગેરે તો શુદ્ધ અને સાફ વંચાયા હોવાથી લેખનું મહત્ત્વ ખૂબ છે.

" श्री भिन्न(ल्ल) माल निर्यातः प्राग्वाटः वणिजांवरः श्रीपतिरिवलक्ष्मीणां + + राजपूजितः ॥ आकरो गुणरत्नानां बन्धुः पद्मदिवाकरः । न (ल्ह) अथवा (ज) + कस्त-स्य पुत्रः + + + रामौ ततो पर ॥ (श्री सुतः) + + + गुणाढ्येन वामदेव + + दमयम् ॥ दृष्ट्वा चक्रे गृहं जैनं विश्वमनोहरम् ॥ संवत् १०९१

ભિન્નમાલથી નીકળેલા ઉત્તમ વણિક પોરવાડ જેને વિશ્વમાં મનોહર એવું જૈન મંદિર ૧૦૯૧માં બનાવ્યું.

હું ધારું છું આ લેખ ઐતિહાસિક દૃષ્ટિએ ખૂબ મહત્ત્વનો છે.

રાયબહાદુર ગૌરીશંકર હીરાચંદ ઓઝાએ પોતાના સિરોહી રાજ્યકા ઇતિહાસમાં સિરોહી રાજ્યના લેખો આપ્યા છે ખરા, પરંતુ એમના જેવા પુરાતત્ત્વવિદે જૈન મંદિરોના આવા પ્રાચીન લેખો તરફ તદ્દન ઉપેક્ષા જ કરી છે આ ઉચિત નથી. એમના જેવા ભારતીય પુરાતત્ત્વવિદની આ ઉપેક્ષા દરેક સજ્જન ઇતિહાસ-પુરાતત્ત્વવિદને જરૂર ખટકે તેવી છે. આવા પ્રાચીન લેખો ન લેવાથી કદાચ ઓઝાજીને કાંઇ જ ખામી ન દેખાઈ હોય, કિન્તુ ભારતીય પુરાતત્ત્વ ઇતિહાસમાં તો આ મહાન ખામી જ રહી ગઈ છે.

આ કાસહ્રદને કાસહ્રદ તરીકે વર્ણવ્યાના ઉલ્લેખો મળે છે, તેમ જ ગામ ઉપર ગચ્છ નીકળ્યાના પ્રાચીન લેખો પણ આપું છું, જેથી સુજ્ઞ પાઠકો આ નગરના માહાત્મ્યને સારી રીતે પીછાની શકશે.

संवत् १३०० वर्षे वैशाख वदी १ शुक्रे श्री कासहृदगच्छे

નીચેના ચાર લેખો સં. ૧૨૪૫ના છે. લેખો સરખા છે એટલે બધા લેખો નથી આપ્યા.

श्री ऋषभनाथस्य ॥ संवत् १२४५ वर्षे वैशाख वदि ५ गुरौ. कासहृदगच्छे श्री सिंहसूरिभिः प्रतिष्ठितं मंगलं

श्री शान्तिनाथस्य ॥ संवत् १२४५ वर्षे वैशाखवदि ५ गुरौ महामात्य पृथ्वीपाला-त्मज महामात्य श्री धनपालेन बृ. भातृ ठ० जगदेवश्रेयसे श्री शांति (नाथ) प्रतिमा कारिता कासहृदगच्छे श्री सिंहसूरिभिः प्रतिष्ठिता.

એક સંભવનાથજીની મૂર્તિ છે. એક ચોથો લેખ છે. સંવત વગેરે બધું એક છે. બીના કલ્યાણ માટે છે એવું વધારાનું છે તેમજ

" कासहृदीय श्री सिंहसूरिभिः "

सं. १२४५ वर्षे कासहृदीयगच्छे उद्योतनाचार्य संताने श्री पार्श्वनाथ मूर्तिः

પ્રતિષ્ઠાપક છે શ્રી ઉદ્યોતનાચાર્યીય શ્રી—શ્રી સિંહસૂરિભિઃ

નીચેનો લેખ એથીયે પ્રાચીન છેઃ—

८० ॥ संवत् १२२२ फाल्गुन सुदि १३ रवौ कासहृदगच्छे श्रीमदुद्योतनाचार्य-संताने अर्बुद वास्तव्य श्रे. वरणाग तद्भार्या दुली (तत्पुत्रो) भ्रात् पुत्रौ श्रे. छाहरवाहरौ प्रथम [स्य] भार्या आसु तत्पुत्र देवचंद्र, वीरचंद्र पासचंद्र प्रभृति समस्त कुटुंब समुदायेन श्री पार्श्वनाथबिंबं आत्मश्रेयोऽर्थं कारितमिति ॥ मंगलं महाश्रीः ॥ चंद्रार्कं यावन्नंदति चिरं जयतु । छ

सं. १३९२ कास हृदगच्छे એક તીર્થ—

(આબુ લેખસંગ્રહ ભાગ બીજો—પ્રાચીન જૈન લેખસંગ્રહ ભાગ બીજો, બન્ને પુસ્તકોમાંથી લેખો લીધા છે.)

કાસહૃદ ગચ્છની ઉત્પત્તિ માટે નીચેની પંક્તિઓ વાંચવા યોગ્ય છે—

उच्चानागरी–विज्जाहरा य वइरा य मज्झिमिल्ला य पयासिए (प) साहाणं को जाणइ सव्वनामाणि ॥ २३ ॥ विज्जाहर साहाए गुच्छागुच्छ सुमण मणहरणा जालिहरका-सद्दरया मुणिमहुअरपरि (गया) दुम्मि ॥ २४ ॥

—પદ્મપ્રભચરિત્ર દેવસૂરિજી કૃત (પ્રાચીન પ્રશસ્તિ સંગ્રહ)

વિદ્યાધર શાખામાંથી જે ગચ્છો નિકળ્યા છે તેમાં જાલિહર–ગચ્છ અને કાસહર–કાસહૃદગચ્છ પણ છે. આ પ્રમાણ પ્રમાણે કાસહૃદ (દ્ર) ગચ્છ પ્રાચીન છે.

કાસહૃદમાં ૧૩૩૦માં લખાયેલ શાંતિનાથચરિત્રની પ્રશસ્તિ છે, જે ૧૮ શ્લોકની છે, ઐતિહાસિક માહિતીથી ભરેલી છે. હું તો માત્ર અહીં આપી શકાય એટલી થોડી માહિતી પૂરતો એનો શ્લોક નીચે આપું છું—

"कासहृदे वरनगरे धनदाकेनादिनाथजिनभुवने ।
मूलप्रतिमाऽभिनवाऽस्थाप्यत शुध्धेन वित्तेन ॥"

આ ઉપરથી એમ લાગે છે કે અહીં શ્રી ઋષભદેવજીનું પણ સુંદર મંદિર હશે, જેમાં ધનદાક પોરવાડે ન્યાયસંપન્ન દ્રવ્યથી નવી મૂળ પ્રતિમાની સ્થાપના કર્યાનું સૂચવ્યું છે. અત્યારે તો એક જ શ્રી પાર્શ્વનાથજીનું મંદિર છે.

ઉપરનો સૌથી પ્રાચીન લેખ કે જે ૧૦૯૧નો છે તેની લીપી પડિમાઓ કરતાં પણ પ્રાચીન અને વાંચવામાં જટિલ છે લીપી પ્રાચીન બંગાલી લીપીને મળતી છે. બહુ જ મુશ્કેલીથી પૂ. પા. મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી અને પૂ. પા. મુનિમહારાજ શ્રી જ્ઞાનવિજયજીએ લેખ વાંચ્યો હતો.

મેં આપેલા ઉપરના પ્રાચીન લેખો પડિમાઓમાં છે. કાસહૃદના મંદિરની દેરીઓ ઉપરના બધા લેખો પ્રકાશમાં આવે તો જૈન ધર્મના પ્રાચીન ગૌરવના સુવર્ણ પૃષ્ઠ ઉપર સુંદર પ્રકાશ પડે તેમ છે. અહીં શ્રાવકનું એક ઘર સાધારણ છે એટલે અમે બે કલાકથી વધુ રોકાઈ શકીએ તેમ ન હતા. એમાં વળી સાધનોની ખામી અને ઉતાવળને લીધે બધા લેખો લઈ શકાયા નહિ. હાં, લેખ જોયા જરૂર, નીરીક્ષણ કર્યું. થોડામાં કંકુ લગાવી ચુનો ઉખડાવી લેખો જોયા. ઠેઠ અગિયારમાં સદીથી ચૌદમી સદી સુધીના લેખો છે.

મંદિરજીમાં અવ્યવસ્થાનો પાર નથી. પ્રભુજીને આસનનું પણ પૂરું ઠેકાણું નથી. એક વાંકુ છે. એકમાં પાણી નથી. પૂજા વગેરે પણ મુશ્કેલીમાં થતી હશે. કેશર વગેરે પણ નથી. ધૂપદીપનું પણ પૂરું ઠેકાણું ન જણાયું. મંદિરમાં પણ જાળાં બાઝ્યાં છે, ધૂળ પડી છે, કબૂતરની હગાર પણ જામી પડી છે. વ્યવસ્થા સુધારવા પ્રયત્ન કરવાની જરૂર છે. અમે ત્યાંથી પહાડને રસ્તે વગર ભોમીએ ભૂલા પડ્યા અને મારવાડના ઝાંખરાં કાંકરા અને ગોખરૂનો આકરો સ્વાદ ચાખતા ચાખતા બપોરે બે વાગે ફીરાવલી પહોંચ્યા. બધા ખૂબ થાકી ગયા હતા. ત્યારે જ આબુજીવનના પનિહારા પણ અમારા ભાગીદાર તરીકે ઊભા જ હતા. અહીં સુંદર શાન્તિદાયક પ્રાચીન જિનમંદિર છે. ઊંચી પગથીથી ઉપર વિશાલ કમ્પાઉન્ડમાં મંદિર છે. વચ્ચે મોટો ચોક છે. ચારે બાજુ આબુની પહાડીઓ–ટેકરીઓ દેખાય છે. શ્રાવકોનાં પાંચ ઘર છે. ઉપાશ્રય નથી. એટલે અમે તો ભોમકી કરી નિવાસ

ફરી સાંજે પાંચ વાગે ખરેડી પહોંચ્યા. પછ્છર માઈલનો વિહાર થયો. આ ફીરાવલી એ 'કારઉલી' છે. પંદરમી સદીમાં અહીં શાંતિનાથજીનું મંદિર હતું, એ જ પ્રમાણે અદ્યાવધિ પણ છે. શ્રાવકોનાં ઘર ઘટયાં છે. વ્યવસ્થા સામાન્ય છે.

ફીરાવલીથી ખરેડી જતાં વચમાં આવ્યું તારટોલી ( તારતોલી, તારટેલા ગામ ). રસ્તામાં અમને વિચાર આવ્યો હતો કે આબુની તલાટીમાં, 'ટેલીગ્રામ' કે જ્યાં ઉદ્યોતનસૂરિજીએ વિશાલ વટવૃક્ષ નીચે આઠ (૮૪) સાધુમહાત્માઓને આચાર્ય પદ—સૂરિપદ આપ્યું હતું અને વડગચ્છની સ્થાપના થઈ હતી તે વડગચ્છની સ્થાપનાથી પૂનિત થયેલું ગામ આટલામાં હોવું જોઈ એ; ત્યાં ખરેડી આવતાં પુલ ઉપર તારટોલી ગ્રામ નામ સાંભળ્યું. ચારે બાજુ ઝાડી છે. વડનાં વૃક્ષો પણ છે. અહીં અત્યારે તો શ્રાવકનાં ઘર કે મંદિર નથી, પણ અહીં મંદિર હતું એનો ઉલ્લેખ મળે છે. જૂઓ—

"સાંતપુર આબચઉં તડતોલિ, ચાંગવાડિ, બારવે કાછોલી "—(શીલવિજયજી )

કવિ મેઘ કહે છે—" આઉલી તડીતોલાંા પ્રાસાદ એ બિહુ થાનકિ દેવયુગાદિ"

આ તડીતોલી એ જ તારટોલી છે. અને મારી કલ્પના મુજબ અને અહીં 'ટેલીગ્રામ' ની સંભાવના લાગે છે. બાકી તો પુરાતત્ત્વવિદોની શોધમાં આવે તે ખરું. અહીં અત્યારે તો થોડાં રબારી પટેલ–વગેરેનાં ઘર છે, થોડાં ઝૂપડાં છે, ગામ બહાર મોટી નદી છે અને ઝાડી ખૂબ છે. સ્થાનની શોધ કરવા જેવી જરૂર છે.

કછોલી, કાસદ્રહ અને ફીરાવલીમાં પ્રાચીન મંદિરો હતાં, જેનો ઉલ્લેખ તીર્થમાલામાં આવી રીતે આપેલ છે—

"નીતોડી પાંત્રીસ દીઠી કાચોલી ચ્યારિ મીઠી હો"

—( આગમ ગચ્છપતિ શ્રીમહિમાવિરચિત તીર્થમાલા )

'કાસીદ્રે જિ વીર યુગાદિ' સાણી વીર નમું પ્રાસાદ—( શીલવિજય તીર્થમાલા)

× × × × કાસિદ્ર દેવ વખાણું હો.

પ્રતિમા દશ મોહનગારી —( મહિમાવિરચિત તીર્થમાલા )

"કાસદ્રહે અરબુદ તલહટી આદિ નેમિ પૂજ્યઉં પાપ ઘટી.

—( કવિ મેઘવિરચિત તીર્થમાલા )

અત્યારે સિરોહી સ્ટેટમાં આ કાસદ્રહ લઘુકાશી કહેવાય છે, ત્યાં નદી છે તેને ગંગાનદી માને છે. તીર ઉપર મહાદેવજીનું મંદિર પણ છે. પરંતુ કવિ મેઘ કાસદ્રહને બદલે લઘુ બાણારસી—લઘુકાશી બીજી વર્ણવે છે.—વાંચો તેમના જ શબ્દો—

"ઉંબરણી લઘુ બાણારસી તેહની વાત કહઉં હિવ કિસી;
ઉંબરણી અરબુદ તલહટી પ્રાસાદ કરાવિઉં સંઘિ હટી."

—( કવિમેઘ )

'આબુધરા ઉંબરણી પૂરી."

એટલે આબુની ધરતીમાં—આબુબાજુમાં ઉંબરણી પ્રસિદ્ધ હતું. અહીં એટલું સમજું છું કે બામણવાડા પાસેનું ઉંદરી ગામ એ આ ઉંબરણી નહિં. ઉંબરણીમાં સુંદર જિનમંદિર તો છે જ.

હવે ફીરાવલીનું વર્ણન વાંચો—

"કારઉલી શ્રીશાંતિજિણંદ" —કવિમેઘ

આ જ કવિ આગળ ઉપર ભારજાનું વર્ણન આપે છે તે જ પ્રમાણે અત્યારે પણ છે.

" ભારજાઈ શ્રી દેવ યુગાદિ. ભારજા કોરોલીથી ૨॥ ગાઉ દૂર છે. કાસદ્રહથી અમે કોરાવલીને બદલે ભારજા પણ જઈ શકત, પરંતુ પહેલા ગયા હોવાથી આ વખતે ન ગયા.

### ખરેડી—આબુરોડ

આબુ ઉપર જનાર દરેક યાત્રી અહીં ઉતરે છે. ગામમાં સુંદર શ્વેતાંબર જૈનધર્મશાળા છે, શ્વેતાંબર જૈનમંદિર છે, શ્રાવકોનાં ઘર છે. અહીંથી કુંભારીયાજી (અંબાજી) જવાય છે. ઉપર પણ જવાય છે. ઉપર જતાં આવતા માનપુરના મંદિરનો હમણાં જીર્ણોદ્ધાર થયો છે. આવી રીતે સિરોહી રાજ્યનાં અમારા રસ્તામાં આવેલાં જૈન મંદિરાનો ટૂંક પરિચય અહીં આપ્યો છે. સિરોહી રાજ્યમાં ગામડે ગામડે સુંદર જૈન મંદિરો છે. મૂળ મુદ્દે વિમલમંત્રીશ્વરે આબુ અને કુંભારીયાજીનાં ભવ્ય મંદિરો, કળા અને કારીગરીનાં અપૂર્વ ધામરૂપ મંદિરોના નિર્માણ કરાવ્યા પછી આ પ્રદેશ ખુબ જ ખીલ્યો છે. એમાંયે ચંદ્રાવતી ભાંગ્યા પછી ત્યાંના દાનવીર ધર્મવીર જૈનો આ પ્રદેશમાં ફેલાયા અને જ્યાં જ્યાં પોતે નિવાસ કર્યો ત્યાં ત્યાં પોતાની ધર્મભાવના જીવતી રાખવા સમ્યક્ત્વની શુદ્ધિના મહાન સાધનરૂપ સુંદર જિનભવનો, પૌષધશાળાઓ ધર્મશાળા અને દાનશાળાઓ વગેરે સ્થાપ્યાં, આજે જેના પ્રાચીન અવશેષોરૂપ પ્રાચીન ભવ્ય મંદિરો છે. જ્ઞાનવિમલસૂરિવરજી પણ અહીંની યાત્રા કરી કહે છે, જે તદ્દન સાચું લાગે છે:—

"સીરોહી દેસેં જૈન વિહાર તે કહેતાં નવિ આવે પાર;
ગામ ગામ ગિરિ વિષમેં ઠામ, દેહરાં દીસે અતિ ઉદ્દામ."

આ પ્રદેશમાં વિચરી સાધુ મહાત્માઓ અને શ્રાવક મહાનુભાવાએ યાત્રાનો લાભ લેવા જેવો છે.

સંપૂર્ણ.

# સોક્રેટિસ અને મૂર્તિપૂજા

(મૂળ લેખક—સ્વામી જગદીશ્વરાનન્દ)

અનુવાદકઃ— પૂજ્ય મુનિમહારાજ શ્રી જ્ઞાનવિજયજી (ત્રિપુટી)

સોક્રેટિસ તે પ્રાચીન ગ્રીસનો શ્રેષ્ઠ ઋષિ અને યોગિ છે. તેના અસલી ઉપદેશ સાથે હિન્દુ દર્શનને એકદમ નિકટતા છે, તેનો મુખ્ય ઉપદેશ અને હિન્દુનો आत्मानं विद्धि એક છે.

અત્યારે કેટલાએક પંડિત ગ્રીસની પુરાતત્ત્વશોધમાં આ પ્રમાણે પ્રકાશ પાડે છે કે, પ્રાચીન ગ્રીસ પ્રાચીન ભારતનું રૂપાંતર છે, અથવા transplanted India.

મિ० ક્યાનન રેબિન્ટેને ઈગ્લાંડની વિખ્યાત દર્શનપત્રિકા "હિબાર્ટ જર્નલ"માં સોક્રેટિસના જેરૂસાલેમ પરિદર્શનનું વર્ણન તથા હિન્દુદેશના જ્ઞાની સ્વામીએન ચાજ્જાની સાથે થયેલ સંવાદ પ્રગટ કર્યો છે. તેમ જ સોક્રેટિસની મૂર્તિપૂજાની વિચારણા પણ આલેખી છે.

પ્રાચીન ગ્રીક પ્રાચીન ભારતની જેમ અનેક દેવ-દેવીઓની આરાધના કરતો હતો.

ગ્રીક દાર્શનિક સોક્રેટિસ અને સ્વામીએન આજ્જાનો સંવાદ આ પ્રમાણે છે:—

સોક્રેટિસ—મહાશય! યહુદી સમાજ યાહ્વે-દેવતાની કોઈ મૂર્તિને સાચી માનતો નથી, એમ નથી, કિન્તુ ડેવિડ જેનાથી તમારા બાઇબલનાં અનેક સ્તોત્રો યાને સામ પ્રાપ્ત થયેલ છે તેણે તો યાહ્વેનો ખડ્ડ મૂર્તિ ઉલ્લેખ કરેલ છે. તો તે માટે શું સમજવું? ડેવિડ કહે

છે કે—"યાબે એક મેઘપાલક છે, વિચારક છે, રાજા છે, તેમજ એક શિલામય પહાડ છે.' તેઓ વિશેષમાં જણાવે છે કે—"યાબેને પાંખ છે અને તેના હાથમાં એક પાત્ર છે." શું યાબેની મૂર્તિ આ પ્રમાણે નથી ? મને વિશ્વાસ છે કે—તમે એમ તો નહીં જ કહો કે યાબેનું શરીર કે પાંખ હંસ કે સારસ પક્ષીની જેવાં છે.

સ્વામી—ક્યારેય નહીં, ક્યારેય નહીં, આ કથન માત્ર રૂપક છે.

સો૦—ઠીક છે. આ રીતે તે રૂપકકલ્પના છે, અને કલ્પિત રૂપ એનું નામ જ મૂર્તિ છે. તો ડેવિડે "યાબે"ની મૂર્તિ બનાવી એ વાત તદ્દન સત્ય છે.

સ્વામી—ના, એ રીતે ખોદેલી કે ગૂંથેલી મૂર્તિ ન હતી. અને એ જ કારણે તે હયાત નથી.

સો૦—જરૂર, તેની બાહ્ય હૈયાતી નથી, પણ માનસિક હૈયાતી જરૂર છે. અમારા મનમાં પણ તે જ છે. જો અંદરનું રૂપ બાહ્ય મૂર્તિની અપેક્ષાએ અધિક આવશ્યક છે એમ હોય તો ડેવિડનું પાપ પૌત્તલિકની અપેક્ષાએ અધિક ન મનાય ?

સ્વામી—ના, તેમ ન બને. કારણ ? ડેવિડ "યાબે'નો અંતરંગ (મનુષ્ય) હતો.

સો૦—આથી તો શું ? યહુદીઓ સાથે અમારી તથા બીજી જાતિઓની ભિન્નતા નથી, કે યહુદીઓ ઈશ્વરની માનસિક મૂર્તિને માને છે, જ્યારે ઇતર ધર્મીઓ ઈશ્વરની બાહ્ય તથા માનસિક અને બન્ને પ્રકારની મૂર્તિને માને છે.

એક મુહૂર્ત સુધી મૌન રહી વળી સોક્રેટિસ બોલ્યો કે—વળી તમારી બીજી માન્યતા એ છે ને કે—પથ્થર કે લાકડાથી બનાવેલ મૂર્તિની પૂજા કરવી એ માત્ર મૂર્ખતા છે.

સ્વામી- જરૂર, અમારી એ જ માન્યતા છે.

સો૦—ઠીક. તો અમે એક ભેદની રેખા ખેંચીએ છીએ, તે આ પ્રમાણે--જ્ઞાની-વર્ગ અને સાધારણ મનુષ્યવર્ગમાં જે રીતે ભેદ, એ જ રીતે દરેકમાં ભેદ હોઈ શકે અમારા એથેન્સ નગરમાં ઘણા મનુષ્યોમાં દર્શનોનું જ્ઞાન નથી, અને તમારા શહેરમાં અમે સાંભળ્યું છે કે સાધારણ મનુષ્યો સ્વર્ગીય નિયમોને સમજી શકતા નથી. શું આ ભેદ નથી ? કે એક તરફ અજ્ઞાનીઓનો સમુદાય અને બીજી તરફ મુઠ્ઠિભર જ્ઞાનીઓ. આ ખ્યાલ રાખીને વર્તમાન જનતાના વિષયનું વિવેચન કરવું ઘટે. તેઓ પથ્થર અને લાકડાની મૂર્તિઓની પૂજા કરે છે જ્યારે તમો તેને મૂઢતા માનો છો.

સ્વામી—હા, અમે એમ જ માનીએ છીએ.

સો૦—આ લોકો આ મૂઢતાનું કામ શા કારણે કરે છે ?

સ્વામી—તેઓ કારણ જાણતા નથી.

સો૦—આમાં મૂઢતા પૂજકની કે મનુષ્યની મૂર્તિની, નક્કી નથી.

સ્વામી- તે હોઈ શકે.

સો૦—તેઓને મૂઢ બોલવાથી તેઓ અજ્ઞાની જેવું કામ કરશે; અને તે પણ જ્યાં સુધી તેના હૃદયનું પરિવર્તન ન થાય ત્યાં સુધી.

સ્વામી—જરૂર, એમાં કંઈ શક નથી.

સો૦—જો એમ છે તો તમે લોકની મૂર્તિને પાછળ રાખશો તેથી તેની અજ્ઞાનતા દૂર નહીં થાય. ઉલટું તેઓ તેના જેવા અન્ય મૂઢ માર્ગમાં કે અધિકતર કાંનષ્ટ

માર્ગમાં ઊતરી જશે. અથવા તેઓ ભીંતરની પ્રજા પેઠે (ગ્રામ્ય કે ગામરની પૂજા કરવા લાગશે. નહીં તો નાસ્તિકની પેઠે કંઈ નહીં કરે; બધું જ છોડી દેશે. કિન્તુ અમારું દૃઢ મન્તવ્ય છે કે એક શિલાકાની પૂજા કરે તેના કરતાં ઈશ્વરમૂર્તિની પૂજા કરવી તો સોગણું સારું છે. તેમ જ કંઈ ન કરે તે કરતાં શિલાકાની પૂજા પણ છેવટે સારી.

સ્વામી—અમને પણ લાગે છે કે પૂજા નહીં કરવાથી તેઓની વિશેષ ખરાબ દશા થશે.

સો૦—મહાશય! યદિ એમ છે તો તમો અને બીજા જ્ઞાની પુરુષો જ્યાં સુધી તેઓને ઊંચા દર્શનતત્ત્વનું શિક્ષણ આપો છો અને તેઓ સમજી શકતા નથી ત્યાં સુધી અમારે તેમનો મૂર્તિપૂજાનો વિશ્વાસ ઉઠાવવો ન જોઈએ. તેઓ જ્યારે વિશેષ જ્ઞાની થશે ત્યારે તેઓ તમારાથી એ ભૂલ સમજી શકશે. અને જ્યાંસુધી તેમના હૃદયનો પલટો ન થાય ત્યાં સુધી તેમનાં ભોળા અનુષ્ઠાનો તોડી નાખવામાં શું આપણને પાપ ન લાગે! સાધારણ મનુષ્યોની વાત જતી કરીને જ્ઞાનીઓ તરફ ધ્યાન આપીએ. જેઓ જ્ઞાની છે તેઓ કોઈ જાતનું અજ્ઞાન કામ નહીં કરે અર્થાત્ તેઓ મૂર્તિપૂજા નહીં કરે. કેમ કે તે માત્ર અજ્ઞાન છે.

સ્વામી—કિન્તુ તેઓ પણ કરે છે. અમારા જેરૂસાલેમમાં નહીં, તમારા એથેન્સ નગરમાં અથવા બાલબક્ અને ટાયાર શહેરમાં.

સો૦—જરૂર, અમારા એથેન્સમાં ઘણી મૂર્તિઓ છે, તે સાચી વાત છે. પરન્તુ કોઈ જ્ઞાની મૂર્તિપૂજા કરતો નથી.

સ્વામી—એમ હોય તો એથેન્સના દરેક જ્ઞાનીઓ નાસ્તિક છે.

સો૦—કોઈ રીતે નહીં.

સ્વામી—ત્યારે તમે શું કહેવા ધારો છો તે હું સમજી શક્યો નહીં.

સો૦—એ તદ્દન સત્ય છે કે એથેન્સ નગરના જ્ઞાનીઓ દેવદેવીઓની મૂર્તિની સામે ફૂલમાળા અને શ્રદ્ધાર્ઘ્ય આપે છે, તેમ જ દેવદેવીઓની શોભાયાત્રા તથા ઉત્સવો કરે છે, છતાં તેઓ પણ પથ્થરપૂજા કરતા નથી. પથ્થરની પૂજા પાછળ જે ભાવનું પ્રતીક છે —તે જ ઈશ્વરી ભાવની પૂજા કરે છે. મતલબ! તેઓ આરસ કે પથ્થરને પૂજતા નથી, કેમકે તેઓ બરાબર સમજે છે કે પથ્થર-પુસ્તક કંઈ નથી, ફક્ત પથ્થર કે લાકડાની પ્રતિમા જે ભાવનું પ્રતીક છે તે જ આગલી ભાવની તેઓ ઉપાસના કરે છે.

સ્વામી—તમે વળી એક પ્રભેદ ઊભો કર્યો. હું દેખી રહ્યો છું કે તમો ખૂબ પાંડિત્યના પક્ષકાર છો. એક મુહૂર્ત પહેલાં જેમ આપણે જ્ઞાનીવર્ગ અને સાધારણ જનતાનો ભેદ જોતા હતા તેમ અત્યારે ભાવ અને પ્રતીકની ભિન્નતા પણ અનુભવાય છે.

સો૦—દેખો, આવી વિચારણાથી અમારી વિચારશક્તિ સૂક્ષ્મ થઈ સૂક્ષ્મતર બનતી જાય છે. તે વાત જવા દો. જ્ઞાની-પુરુષો મૂર્તિમાં રહેલ પથ્થરની પૂજા કરતા નથી. જે મૂર્તિ જે ભાવની દ્યોતક છે તે ભાવની અથવા સત્યસ્વરૂપ ઈશ્વરની પૂજા કરે છે.

સ્વામી—સોક્રેટિસ! તમે તમારા દેશની વાત કહી છો. હું તે દેશ સમ્બન્ધે કંઈ જાણતો નથી, એટલે તમો જે કહો છો તે સ્વીકારી લઉં છું.

સો૦—તમારી એ અજ્ઞતા માટે અમારો એક જ ઉત્તર છે કે "આ સૂર્યને જુઓ." અજ્ઞાનીની પાસે આ સૂર્ય સિવાય બીજું કંઈ નથી, જ્યારે જ્ઞાનીની પાસે તેવું નિર્મળ કારણ આ સૂર્યમાં જે ભાવની પ્રતિમૂર્તિ કે વિકાસ છે તે જ છે. જ્ઞાની પુરુષો તેની પૂજા કરે છે. સૂર્ય તેની પાસે એક પ્રકારની પ્રતિમા છે.

# એક ઝાલાવંશીય નૃપતિશાખા અને જૈનધર્મ.

લેખક—શ્રીયુત વૈદ્ય ચીમનલાલ લલ્લુભાઈ ઝવેરી.

ભૂપૃષ્ઠ ઉપર રાજ્યકર્તા અનેક નૃપતિઓ થઈ ગયા; પરંતુ તેઓના ગુણોની કીર્તિ-ગાથાઓ અદ્યાવધિ ગવાય છે. ભારતીય નૃપતિઓમાં સર્વધર્મસમભાવનો ગુણ કેટલીય વાર જોવામાં આવે છે, પછી ભલે તેઓ પોતાને ઇષ્ટ લાગે તે ધર્મની ઉપાસના કરતા હોય. એ ગુણ તો ભારતવાસી ઇસ્લામધર્મોપાસક બાદશાહોમાં પણ ઘણી વખત જોવામાં આવે છે. પ્રાચીન ઇતિહાસ ગ્રંથો આજ્ઞાપત્રો, દાનપત્રો, શિલાલેખો અને ફરમાન-પત્રો આ વાતની શાખ પૂરે છે.

ભારતમાં પર્યવસિત થયેલો અથવા અસ્તિત્વ ભોગવતો એવો કોઈ રાજવંશ નહીં હોય કે જેને પ્રાચીન કાળમાં અથવા વર્તમાનમાં એક યા બીજી રીતે જૈનધર્મ-ગુરુઓ અથવા જૈનધર્માનુયાયિઓ સાથે સંપર્ક થયો ન હોય. આ બાબતને પુરવાર કરનારાં અનેક ઉદાહરણો ઇતિહાસને પાને ચઢેલાં નજરે પડે છે, જેવાં કે સિસોદિયા રાજાઓ, મુગલ બાદશાહ અકબર જહાંગીર વગેરે વગેરે. આ રાજાઓ માત્ર જૈનોના સંપર્કમાં આવ્યા છે એટલા માત્રથી પણ આ વાત અટકતી નથી, પણ કેટલાક રાજવંશોની તો ઊખડી જતી જડ જૈનોએ કાયમ રાખી છે, તો કેટલાક નૃપતિઓ જૈન ધર્માચાર્યોનાં બોધ અને સલાહથી પોતાની ઐહિક અને પારલૌકિક કામિત ભાવનાઓ પામ્યાનાં ઉદાહરણો ઇતિહાસોને પાને ચઢેલાં જોવામાં આવે છે, જેવા કે—ચાવડા વનરાજ અને પરમાર પ્રહ્લાદનદેવ વગેરે.

ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ, મારવાડ, મેવાડ, વગેરે દેશોનું આધિપત્ય ભોગવતા ભિન્નભિન્ન રાજવંશોમાં એક ઝાલાવંશ છે. આ વંશે આજાવધિ ભૂતલ ઉપર પોતની સત્તા કાયમ રાખેલી છે. આ વંશની કીર્તિકથા કવિરાજ નથ્થુરામ સુંદરજીએ પોતે રચેલા "ઝાલાવંશવારિધિ"માં વિસ્તૃત રીતે વર્ણવી છે. આ ગ્રંથ, તેમાં વર્ણવેલા વિષયોથી એમ કહેવાને તો હરકત જ નથી કે, એ એક કીર્તિકથાવાળો ગ્રંથ હોવા છતાં કવિએ સુપ્રયોગી ઘણા ખરા વિષયોનો તેમાં સમાવેશ કરેલો છે. પરન્તુ આદ્યંત ગ્રંથ જોતાં એમ જણાય છે કે આ ગ્રંથને જૈન ઇતિહાસ ગ્રંથો, શિલાલેખો દંતકથાઓ વગેરેથી વંચિત રાખેલો છે. પણ જો એ બાબત કવિવરથી અપરિચિત હોય તો દરગુજર કરવા યોગ્ય ગણાય, પરન્તુ ઇરાદા પૂર્વક તેમ બન્યું હોય તો તે પરમ શોચનીય ગણાય.

ઝાલા એ મખવાન વંશીય ક્ષત્રિયોની પ્રસિદ્ધ અટક છે. ઝાલા અવટંક ચૌલુક્ય રાજા સિદ્ધરાજના સમયથી થઈ હોય એમ ઉપર્યુક્ત ગ્રંથમાં જણાવેલું છે. પરન્તુ પ્રબંધચિન્તા-મણિકાર મેરુતુંગસૂરિજીએ પોતાના ગ્રંથમાં માંગુજીની વિગત આપતાં ઝાલાવિશેષણ વાપર્યું છે મખ શબ્દનો અર્થ યજ્ઞ થાય છે. કેટલાક તેને મકવાણા પણ કહે છે. તેનું સંસ્કૃત રૂપ કરતાં વિદ્વાનો તેને મકરવાહન પણ કહે છે. પણ બારોટોની ભાષામાં કહેવાતો મખવાન શબ્દ જ તેમને માટે અસલ રૂપ દેખાડનારો છે, એમ અમારું માનવું છે. મખ એ અપભ્રંશ શબ્દ છે. એનો અસલ શબ્દ મહિષ હોવો જોઈએ; ચાહે તો તેઓ પ્રાચીન કાળમાં પોતાની ધ્વજામાં પાડાનું ચિત્ર રાખતા હોય અથવા પાડાઓ ઉપર સવારી કરવી તેમને પસંદ હોય—એ બેમાંથી ગમે તે કારણસર તેઓ મહિષવાન અથવા મહિષવાહન વિશેષણથી ઓળખાતા હોય એમ અનુમાન થાય છે. અથવા મખનનવાનનું મખવાન થયેલું માનીએ તો એવું –

અનુમાન ઉદ્ભવે છે કે કદાચ તેઓ મારવાડી:—શ્રીકૃષ્ણચંદ્રનો—વંશ યાદવમાંથી પણ જુદી પડેલી શાખા હોય.હાલ યાદવોહુબાર વંશ જાડેજા કહેવાય છે.યાદવ તરીકે સીધી રીતે ઓળખાતા પણ ક્ષત્રિયો છે. એમનાથી આ વંશ અત્યારે તો સ્વતંત્ર મનાય છે. પરંતુ અમારું અનુમાન છે કે અટક ફેર થવાથી ઘણી એક જ જાતિઓના પણ પ્રાચીન કાળે ભાગલા પડેલા હોવાનું ઇતિહાસોમાં જોવાય છે, તો આ વંશનું તેમ બનેલું કેમ ન હોય!

આ વંશનું ગુજરાતમાં આગમન મહારાજા કર્ણદેવ સોલંકીના વખતમાં થયું અને તે આવનાર રાજા હરપાલદેવ હતા. 'વારિધિ'માં વર્ણવ્યા પ્રમાણે તો સિંધના કીર્તિગઢની ગાદી હમીર સુમરા સાથેના યુદ્ધમાં રાજા કેશરદેવનું મરણ અને હાર થવાથી ખોઇ બેસવાથી તેઓ સીધા જ ચૌલુક્યોની છત્રછાયામાં આવ્યા. પણ અમારું એવું અનુમાન છે કે તેઓ અથવા તેમના જાતિબંધુઓ કેટલોક લાંબો વખત કચ્છના ડુંગરાળ પ્રદેશમાં વસેલા હોવા જોઇએ, જેથી કચ્છનો ડુંગરાળ પ્રદેશ આજે પણ ઝાંખપટ કહેવાય છે. આ બાબતને સદરહુ ઇતિહાસ જ પ્રમાણભૂત માનવાને આપણને કારણ આપે છે, કે રાજ માનસિંહજી શત્રુઓથી ઘેરાયા ત્યારે તેઓ એ જ પ્રદેશમાં જઈ ભુજથી ચાર ગાઉ દૂર માનકૂવા ગામ વસાવી ગુજરાત સુધી બહારવટું કે લુંટ કરતા. બીજું કચ્છી અથવા સિંધી ભાષામાં ઝાંખ શબ્દનો અર્થ ડુંગર થતા હોય તો પણ સંભવિત છે. પરન્તુ એ ભાષાનો અમને ખાસ ચોક્કસ પરિચય ન હોવાથી અમે કહી શકતા નથી. પરન્તુ ખાતરીથી જો ધારવા મુજબ એ ભાષામાં એ અર્થ મનાતો હોય તો એનો અર્થ ડુંગરોમાં વસનારાના વંશના એવો અર્થ થાય તો પ્રાચીન કાળે રાઠોડ જાતિમાંથી આ જાત જુદી પડેલી છે એમ માનવાને કારણ મળે. આ બાબતને અમે વધારે ન લંબાવતાં માત્ર એટલું જ કહીએ છીએ કે આ બાબત વિદ્વાનોએ લક્ષમાં લઈ તપાસવા જેવી છે.

આ વંશના સિંધ કીર્તિગઢના રાજા કેસરદેવ વિ. સં. ૧૧૪૫માં હમીર સુમરા સાથેના યુદ્ધમાં માર્યા ગયા અને પાટડીમાં ગાદી સ્થાપી સં. ૧૧૫૬માં; સંક્ષિપ્ત રાજકાળ નિર્ણય તરંગ ૧૪, પૃ૦ ૬૬૧. આ બન્ને નોંધો ઉપરથી સિંધ રાજ્યનો નાશ થયા પછી ત્યાંથી નાસી હરપાલદેવ ચૌલુક્ય મહારાજા કર્ણદેવની સેવા દરમ્યાન અગ્યાર વર્ષમાં જ પાટડાની ગાદી સ્થાપે છે. તરંગ પંદરમાના વર્ણન મુજબ રાજા કર્ણદેવે તેમને ક્ષત્રીય પુત્રોને ધનુર્વેદનું અધ્યયન કરાવવા માત્ર પગાર બાંધી રાખ્યાની નોંધ પૃ. ૪૫૧માં છે. રાજા કર્ણદેવનો રાજ્યકાળ વિ. સં. ૧૧૨૦થી ૧૧૫૦ સુધીનો છે. તરંગ ૧૬માની આદિમાં પૃ. ૪૨૭ માં કર્ણદેવની રાજ્યસભામાં પોતાને બલીષ્ટ દેખાડવા માટે જમીનમાં ભાલો મારવાની વાત તથા ગુપ્ત રીતે રાખેલો ઘોડાની પાઠ ભેગાની નોંધ છે.

એના વિરુદ્ધ પ્રબંધચિંતામણિમાં એ જ વાત એમના પુત્ર ઝાલા માંગુજીના વિષે નોંધેલી છે, અને ત્યાર પછી પૃ. ૪૨૭માં ઝાંઝમેર તળાજાના રાજાની કુંવરી કુવાદેવી, અને કાલુભા બારોટના ચોપડાની નોંધ પ્રમાણે કર્ણદેવની સત્તરમી રાણી સીરોહી રાજાની કુંવરીને બાબરાભૂતના વળગાડથી મુક્ત કરવાના બદલામાં ૨૩૦૦ ગામને ગાગરબેડીમાં બાંધી એક રાતમાં તેવીસો ગામ બક્ષીસ મેળવ્યાની વાત લખી છે. અને તેમાંથી ૫૦૦ ગામ કંગાળી ઉપર પાછા આપ્યાનું વર્ણવ્યું છે.

હરપાળદેવના ત્રણ પુત્રો સોઢાજી, માંગુજી અને શેખરાજીને સોઢાજી ગાદીએ આવતાં

બાબુ બંધુઓને તરંગ ૨૪ના પૃ. ૮૦૨માં ચોરાશી ગામ માંગુજીને અને ભયાણા—ચોર વડોદરા શેખરાજીને આપ્યા.

ક્ષત્રિયોના વારસક્રમે ભાઈભાગ સરખે હિસ્સે વહેંચવાનો તે વખતે નિયમ હતો. ઉપર આપેલી ઐતિહાસિક નોંધ ઉપરથી મકવાણા હરપાલદેવને તાબે માત્ર અઢીસો જ ગામ હોય એમ ચોક્ખું દેખાય છે. અને રાજસભામાં પરાક્રમ દર્શનની વાત પ્રબંધચિન્તામણીની પ્રાચીન નોંધ પ્રમાણે તે માંગુજીના સંબંધમાં કર્ણદેવની રાજસભામાં નહીં પણ જયસિંહદેવના વખતમાં બનેલી છે.

હરપાલદેવ રાજ્યભ્રંશ થયા પછી સીધા જ ગુજરાતમાં આવ્યા હોય તો પણ એમના આગમન પછી તેઓ માત્ર પાંચ જ વર્ષમાં પાટડીની ગાદી સ્થાપે છે, અને તે જીવન દરમ્યાન રાજ્યસેવાનો કોઈ ખાસ પ્રસંગ બનેલો જોવામાં આવતો નથી એટલે તેની બક્ષિસરૂપે સેવીસો ગામ જેટલી મોટી જાગીર તેમને મળવી સંભવિત જણાતી નથી. પણ કદાચ બારોટોના ચોપડાની આવી સંબંધોઈ નોંધ સાચી હોય અથવા ક્ષત્રિય પરાક્રમી તરીકે તેમને અમલદારી નોકરીમાં રાખ્યા હોય તો તે સંભવિત ગણાય.

બીજી રીતે જોઈએ તો માંગુજીને બાપોતી જાગીરમાંથી ૮૪ ગામ મળ્યાં હોય એમ માનવાને પણ આધાર નથી. કારણ કે 'વારિધિ'માં કવિએ લખેલી મોટી જાગીર જ અસંભવિત છે. પણ તેમના સમયમાં આવેલી રાજ્યખટપટોમાં યુદ્ધમાં પરાક્રમ કર્યા બદલ જયસિંહદેવના સમયમાં ચોરાસી ગામની જાગીર પાછળથી પ્રાપ્ત થઈ હોય એ બનવા જોગ છે.

ગામ પાટડી મકવાણા હરપાલદેવે વસાવવાનું અને ગાદી સ્થાપ્યાનું પણ માનવાને આધાર મળતો નથી સં. ૧૧૮૬ના ચૈત્ર સુ. ૧૩ના રોજ તેમની ઓશક્તિ ધામાગામે પોતાની પુત્રી સાકત ભૂમ્યંતરિત થયા પછી તેઓ અવસાન પામ્યા કે કેમ તે પણ નક્કી નથી. કવિશ્રી પણ એમના રાજ્યને નાના રાજ્ય તરીકે જ ઓળખાવે છે. ઝાલા સોઢાજી અલ્પ જાગીરવાળા અને નિર્ધન હતા એવું નીચેની કવિતાથી જણાય છેઃ—

બાર વરસી કાલ પડ્યો ત્યારે, સુર્યપુરવાસી સહુ પરબારે;
લેઈ ચાલ્યો સોઢો તિવારે, ગોઢી પાસ પણ ચાલ્યા ત્યારે. ૩
માલવદેશે જઈ સહુ વસિયા, કાલ વિત્યે નિજ દેશે સહુ ધસિયા;
મારગમાં વડ હેઠે વસિયા, કાલ વિત્યે નિજ દેશે ધસિયા. ૪
સોઢો જલ ભરવાને જાવે, ગોડીસા ઉપર ધન ઢાવે;
કાળી સિંહો કરતો ધાવે, રાજા સોઢો વેગે આવે. ૫
સોઢો સિંહાને તિણ ઠામે, હણતો દેખી શુભ પરિણામે;
ગોઢીસા સેઠ મરણ પામે, થયો વ્યંતર તે ગોઢી નામે. ૬
પ્રભુ પાસની સેવા સારે, ઉપગાર સોઢાનો સંભારે;
સહુ લોક તણાં સંકટ ચૂરે, સોઢાને ઘેર લખમી પૂરે. ૭

—વીરવિજયજીકૃત ગોઢીપાર્શ્વનાથસ્તવન, રચ્યું. સં. ૧૮૭૮ ચૈ. સુ. ૧૧, લખ્યું.
સં. ૧૮૮૦ ચૈત્ર સુ. ૨.

આ ઓગણીસમી સદીની કવિ વીરવિજયજીની નોંધ સોઢાજીની સ્થિતિ કેવી હતી ઓછમાં તેનો ખ્યાલ આપે છે. એમનું મૂલ વતન ઝીંઝુંવાડા જણાવેલું છે. તેઓની

પ્રાચમિક સ્થિતિ સામાન્ય હોય એમ આ કવિતા આપણને ખ્યાલ આપે છે. પાછળથી કવિતામાં જણાવેલા કારણે દેવી સહાયતાથી તેમને ધનની પ્રાપ્તિ થઈ હતી એટલે હરપાલદેવે પાટડી સ્થાપ્યાનું તો સો વધા અસંભવ જણાય છે. અને તેમના વખતમાં તેઓએ પાટડીમાં રાજ્યગાદી સ્થાપ્યાનું પણ સંભવતું નથી. પણ એ કામ સોઢાજીએ ધન પ્રાપ્ત થયા પછી કર્યું હોય એ વાત માનવા જોગ છે. ઉપરની વીરવિજયજીની સ્પષ્ટ નોંધને હીરસૌભાગ્ય મહાકાવ્યના કર્તા, જેઓ સત્તરમી સદામાં થયા છે તેઓ, તો સોઢાજીના પુત્ર દુર્જનશલ્યને પણ ઝીંઝુવાડાના વાસી જ હોવાનું જણાવે છે:–

निःस्वादिवैश्वर्यमवाप्य झींझू–पुरार्कतो दुर्जनशल्यमूमान् ॥ सर्ग १ श्लो ४०

झींझूपुरे सूर्यपुरोऽनवाप्त ॥७॥ ही. सौ. का. स० १

ઉપરના પ્રમાણોથી પાટડી ગામ ક્યારે અને કોણે વસાવ્યું તેના સંબંધમાં હરપાલદેવને હાથે તો તે નથી જ જતું. પાટડીનો સ્પષ્ટ નામનિર્દેશ જૈન ગ્રંથોમાં હરપાલદેવે સં.૧૧૪૫માં પાટડી વસાવ્યાની નોંધ પછી જૈન ગ્રંથોની પ્રશસ્તિમાં નિતલદેવીએ પાટડીમાં પાર્શ્વનાથ ચૈત્ય અને ઉપાશ્રય બંધાવ્યાની નોંધને ૨૩૬ વર્ષનું અંતર છે, એટલે એ અંતર દરમ્યાન ગમે તે રાજાએ ગમે તે વર્ષમાં આ પાટડી વસાવેલું હોવું જોઇએ. પણ હરપાલદેવ, સોઢાજી અને દુર્જનશલ્યજી સુધી તો તે નહોતું એ સંદેહ વિનાની વાત છે. અતએવ ઝાલા વંશની જવલંત કીર્તિને સ્થિર કરી શકે તેવું ઐતિહાસિક અન્વેષણ જરૂરી છે એમ આ ચર્ચા સ્પષ્ટ દેખાડી આપે છે. અસ્તુ.

રાણા સોઢાજી:–

ઉપર આપણે જે બાબતો વિચારી તે રાણા હરપાલદેવ વિષે વિચારી, પણ રાણા સોઢાજીને જૈનદેવ અને જિનોપાસક ગૃહસ્થવર્ય ગોડીદાસ સાથે કેવો સંબંધ હતો તેનું વર્ણન ગોડીપાર્શ્વનાથ સ્તવનમાં આ પ્રમાણે આપ્યું છે:–

રાણા સોઢાજી સૂર્યપુરમાં રહેતા હતા. તે વખત દરમ્યાન એક વખત બાર વર્ષનો દુકાળ પડયો ત્યારે સોઢાજી પોતાના કુટુંબના રક્ષણ માટે માળવામાં ગયા. તે વખતે તે ગામમાં વસતા શેઠ ગોડીદાસજી,–જેઓ ભગવાન્ પાર્શ્વનાથજીના પરમભક્ત અને ઉપાસક હતા, તેઓને તેઓ સાથે તેડી ગયા હતા. જ્યારે સુકાળ થયો અને તેઓ સ્વદેશ પાછા ફર્યા ત્યારે પણ શેઠ ગોડીદાસજી તેમની સાથે હતા. માર્ગમાં ભગવાનની પૂજાનો વખત થવાથી વિશ્રામ માટે એક સુંદર વડની છાયામાં ગોડીશાહ શેઠે વિશ્રામ કર્યો. તે વખતે સોઢાજી પાણી લેવા ગયા, એટલામાં શેઠને લૂંટી લેવા તાકી રહેલા કાળા સિંહાએ શેઠને સખ્ત જખમી કર્યા. શેઠ ગતપ્રાણ થતાં પહેલાં પાણી લેવા ગયેલા સોઢાજીએ પાછા આવતાં આ બનાવ જોઈ તેમણે કાળી સિંહાને મારી. શેઠ ગોડીદાસે પોતાની અંતિમ અવસ્થાએ મારનારને મરતો જોઈ સોઢાજી ઉપર પ્રેમદૃષ્ટિ નાખી પરલોક પ્રયાણ કર્યું. રાણા સોઢાજીએ તેમના પરિવાર તથા ઇષ્ટદેવ પાર્શ્વનાથની મૂર્તિને ઝીંઝ ગામમાં લાવી પુનઃ સ્થાપ્યા અને તેમની સેવા કરવા લાગ્યા. શેઠ મરીને અંતરદેવ થયા. તેમણે સોઢાજીએ ઉઠાવેલી સેવાથી પ્રસન્ન થઈ સોઢાજીના ઘરમાં પુષ્કળ ધન આપ્યું અને જ્યારે જરૂર પડે ત્યારે ત્યારે સહાય કરી. ઉપરની પ્રાચીન સ્તવનમાં વર્ણવેલી વિગતથી આપણને જાણવાનું

મત છે કે રાણા લોઢણજીની શેઠ ગોડીદાસની સારી બરદાસના પરિણામે તેમને ધનસહાય ખૂબ મળતાં તેમનું પરાક્રમ સારું વૃદ્ધિંગત થયું. તેઓ એક મહામંડલેશ્વરની સ્થિતિ સુધીનો દરજ્જો રાજા જયસિંહદેવના રાજ્યમાં મેળવી શક્યા. આ સ્તવનમાં ગોડીપાર્શ્વનાથની મૂર્તિના પ્રતિષ્ઠાતા હેમચન્દ્રાચાર્ય જણાવેલા છે. એટલે વિ. સં. ૧૧૬૬માં આચાર્ય પદારૂઢ થયા ત્યાર પછી બનેલો આ બનાવ છે.

**રાણા દુર્જનશલ્યજી:—**

રાણા દુર્જનશલ્યજી પૂર્ણિમા ગચ્છના આચાર્ય પરમદેવસૂરિ ઉર્ફે દેવેન્દ્રસૂરિના પરમોપાસક હતા. દુર્જનશલ્યજીને કુષ્ટરોગ લાગુ પડ્યો હતો. તે મટાડવા તેમણે પ્રથમ પોતાના ઇષ્ટદેવ સૂર્યદેવની ઉપાસના કરી હતી. પરન્તુ તેથી તેમનો એ રોગ મટી શક્યો નહીં. તેથી એ વાત તેમણે પોતાના માનનીય ગુરુ પરમદેવસૂરિને કહી. પરમતપોપાસક આચાર્ય ભગવાને શંખેશ્વર પાર્શ્વનાથની મંત્રસિદ્ધ ઉપાસનાથી રાણા દુર્જનશલ્યજીનો રોગ મટાડ્યો. અને તે જ આચાર્ય ભગવાનના ઉપદેશથી તેણે શંખેશ્વર પાર્શ્વનાથના જીર્ણ થયેલા દેવાલયનો ઉદ્ધાર કરાવ્યો.

इतश्च पूर्णिमापक्षोद्योतकारी महामतिः । श्रीमान् परमदेवाख्यः सूरिर्भाति तपोनिधिः ॥१॥
प्रबोधं सप्तलक्षाणां शंखविघ्नविधायिनां । शंखेशपार्श्वभवने यश्चकार कृपापर. ॥६॥
तस्यैवाराधनं कृत्वा चारित्रश्रीविभूषितः । राज्ञो दुर्जनशल्यस्य कुष्टरोगं जहार यः॥७॥
भूपो दुर्जनशल्योऽपि यस्यादेशमवाप्य सः । शंखेशपार्श्वदेवस्य समुद्दध्रे च मन्दिरम् ॥८॥

—सर्वानन्दसूरिकृत जगडूचरित्रम्, सर्ग ६

निःस्वादिवैश्वर्यमवाप्य शीघ्र—पूरार्कतो दुर्जनसल्यभूमान् ।
रूपं यतः साम्रमिवाप देव—सद्येव यच्चैत्यमचिकरच्च ॥ ४० ॥
शीघ्र पुरे सूर्यपुरोऽनवाप्तं स्वत्तोऽभिसम्याङ्गमनङ्गरूपम् ।
अचीकरद्दुर्जनशल्यभूपो विमानतुल्यं तव देव चैत्यम् ॥ ७ ॥

—हीरसौभाग्यमहाकाव्य, सर्ग, १०

प्रभूतरोगेण विनष्टदेहः आराध्य यं दुर्जनशल्यदेवः ॥
चकार देहं मदनस्य तुल्यं वंदे सदा शंखपुरावतंसम् ॥८॥

—शंखेश्वरपार्श्वनाथस्तोत्रम् मुनिचन्द्रसूरिकृतं

શંખેશ્વર મહાતીર્થ, ભા૦ ૧-૨, પૃ૦ ૧૭.

૪ રાણા–ઝાલણદેવજી............ સં. ૧૨૪૧–સં. ૧૨૬૬=૨૫
૫ રાણા–અર્જુનદેવજી............ સં. ૧૨૬૬–સં. ૧૨૯૬=૩૦
૬ રાણા–દેવરાજજી............ સં ૧૨૯૬–સં. ૧૩૨૧=૨૫

૭ રાણા–કુંદાજી....................સં. ૧૪૨૧–સં. ૧૪૩૬=૧૫
૮ રાણા–સુરસિંહજી....................સં. ૧૪૩૬–સં. ૧૪૬૧=૨૫
૯ રાણા–સાતિમદેવજી....................સં. ૧૪૬૧–સં. ૧૪૮૧=૨૦

મહામંડલેશ્વર રાણા સોઢાજી અને રાજા દુર્જનશલ્યજીનો સમય અનુક્રમે સં. ૧૧૮૬થી ૧૨૧૬ અને સં. ૧૨૧૬થી ૧૨૪૧ સુધીનો છે. આ બન્ને રાજાઓનો સમય તે ગૂર્જર ચૌલુક્ય નૃપતિ સિદ્ધરાજ જયસિંહ, કુમારપાલદેવ પરમાર્હંત, અજયપાલદેવ અને બાલમૂલરાજ સુધીના સમયનું સામ્યત્વ છે. તેથી સહજ જ અનુમાન થાય છે કે જૈનાચાર્ય હેમચન્દ્રસૂરિ અને જૈનધર્મ પ્રત્યે અનન્ય પ્રેમ ધરાવનાર મહારાજ સિદ્ધરાજ જયસિંહ અને જિનેશ્વરના પરમોપાસક મહારાજા કુમારપાલ દેવના તેઓ મંડલેશ્વર હોવાથી અને ઉપર દર્શાવવામાં આવેલાં કારણોથી તેઓએ જૈનધર્મ પ્રત્યે અનન્ય પ્રેમ દાખવી જૈન ધર્મ પાળ્યો હોય એ તદ્દન બનવા જોગ છે. જો કે આ કાવ્યસંબંધની નોંધમાં દુર્જનશલ્યજીની જ નોંધ છે, પરન્તુ તેમના નામની સાથે એક બીજી વ્યક્તિનો પણ નામનિર્દેશ અને તેણે એ કામ કયારે કર્યું તેની મિતિ સાથે આ પ્રમાણે વધુ વિગત પ્રાપ્ત થાય છે:—

દુર્જનશલ્ય નામે ભૂપાલ, ધનવંત તે અતિસુકુમાર;
કુષ્ટ ટલ્યો તસ પાસ પસાય, વિમાન સમાન પ્રાસાદ નિપાય. ૨૪
પ્રાસાદ કીધો સુજસ લીધો, સિધો સવિ તસ કાજ;
પ્રત્યક્ષ સુરતરૂ સમો નિર્ગમ, જિનવર આપે અવિચલ રાજ. પૃ. ૮૬

—લાવણ્યવિજયોપાધ્યાય શિષ્ય નિત્યવિજયજી સં. ૧૭૪૫—

અગ્યારસેં પંચાવન વરસે, દુરિજન સજ્જન સાથે હર્ષે,
શ્રીઝુંપુર સૂર્યપુર નામિ, સજ્જન શેઠ બેઉ ધન ધામી. ૧૭
દેવ વિમાન સો મંદિર કીધો, લક્ષ્મીતણો બહુ લાહો લીધો. ૧૮ પૃ. ૯૬

—મુનિશ્રી કનકવિજયજી, શંખેશ્વર મહાતીર્થ મુનિશ્રી જયંતવિજયજી

અર્થાત્ વઢીયાર દેશમાં આવેલા શંખેશ્વર પાર્શ્વનાથ મહાતીર્થની ઉપાસનાથી દુર્જનશલ્યજીનો કુષ્ટરોગ નાશ પામવાથી વિ. સં. ૧૧૫૫માં દુર્જનશલ્યજીએ સજ્જન શેઠની મદદથી ઘણા પ્રેમપૂર્વક શંખેશ્વર પાર્શ્વનાથના દેવાલયનો ઉદ્ધાર કરાવ્યો હતો. અને તેઓ ઝીંઝુપુર તથા સૂર્યપુરના વાસિ હતા. આ નોંધ ઉપરથી તો સં. ૧૧૮૬ સુધીનું દરપાલદેવનું અસ્તિત્વ ઉડી જાય છે. પરન્તુ પ્રબંધચિંતામણિની નોંધ સોઢાજી, માંગુજી અને શેખરાજીને સિદ્ધરાજના સમયથી આઘા જવા દેતી નથી. જો કે કનકવિજયજીની નોંધ જૂની હોવા છતાં પણ તેનું મહત્ત્વ પ્રબંધચિંતામણિથી વધારે તો ન જ આંકી શકાય. એમણે સજ્જન શેઠના કાર્ય સાથે દુર્જનશલ્યજીના કાર્યને ભૂલથી અથવા અલ્પ માહિતીથી મેળવી દીધું હોય તો કંઈ અસંભવ નથી. સજ્જન શેઠનો અસ્તિત્વકાલ તો મહારાજા સિદ્ધરાજ જયસિંહના સમયનો જ છે. એટલે સોઢાજીના વખતમાં લુણો લાગવાના કારણે જીર્ણ થયેલા દેવળને સમરાવ્યું હોય અને પાછળ દુર્જનશલ્યજીને પણ લુણો લાગવાથી ઉદ્ધત કરવાની જરૂર પડી હોય તો તે બનવા જોગ છે.

વળી આ દુર્જનશલ્યજી વિષે શંખેશ્વર મહાતીર્થ નામે પુસ્તકમાં મુનિરાજ શ્રી જયંતવિજયજી આ પ્રમાણે કહે છે:–

વિધિમાર્ગોદ્ધારક ચન્દ્રપ્રભસૂરિના પટ્ટધર ધર્મઘોષસૂરિના પટ્ટધર અભયઘોષસૂરિના મુખ્ય શિષ્ય વિદ્યાકુમારના પ્રતિબોધથી જે નિત્તલ્લદેવીએ આ પ્રતિ લખાવી હતી, તે નીતાદેવીએ પાર્શ્વપ્રભુનું ચૈત્ય તથા પૌષધશાળા કરાવી હતી. અને તે ક્ષત્રીય શિરોમણિ-સરાકના ભાઈ શાંતિમહેવના પુત્ર વિજયપાલની પ્રીયતમા રાણી હતી. તેમનો પુત્ર રાણો પદ્મસિંહ હતો. અને તેમની શૂરવીર પુત્રી રૂપલાદેવી, એ પ્રસ્તુત દુર્જનશલ્યની પ્રેમવતી પત્ની હતી. આ દુર્જનશલ્યને શ્રીદેવીની કુક્ષિથી થએલો ઉદયસિંહ નામે પરાક્રમી પુત્ર હતો. આ ઘટના વિક્રમની તેરમી સદીના ઉત્તરાર્ધની છે. તેમજ ઉપર્યુક્ત વિદ્યાકુમારના દાદાગુરુ શ્રી ધર્મઘોષસૂરિજી મહારાજા સિદ્ધરાજ જયસિંહના સમકાલીન અને સન્માનિત હતા, એવો ઉલ્લેખ મળે છે. શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુના મંદિરનો ઉદ્ધારક આ જ દુર્જનશલ્ય હોય તેમ જણાય છે. એટલે આ દુર્જનશલ્ય ઝીંઝુવાડાનો હોવાનું અને તેનો સમય તેરમી સદીનો ઉત્તરાર્ધ અને ચૌદમી સદીનો પૂર્વાર્ધ હોવાનું માનવું ઉચિત જણાય છે. આના પુરાવા તેઓ તાજિક અને મંડલપદ્ધતિનાં આ પ્રમાણો આપે છે.

इति प्रतिभासर्वज्ञ–त्रैविद्यवृन्दवादक–महामण्डलेश्वर–राणकशल्य–श्रीदुर्जनशल्यदेवगुरुभिः प्रणतपादश्रीदेवेन्द्रशिष्यैः श्रीहेमप्रभसुरिभिः विरचिते त्रैलोक्यप्रकाशे ज्ञानदर्पणापरनाम्नि नव्यताजिके दिन–मास–वर्षार्घकाण्डमण्डलपद्धतिः समाप्ता ॥

(પાટણ જૈનભંડાર ડિ. કૅટૉ. વૉ. ૨–ગાયકવાડ ઓરીયંટલ સિરીઝ).

ઉપરના અવતરણનો અર્થ શ્રીમાન જયંતવિજયજી હેમપ્રભસૂરિને દુર્જનશલ્ય ગુરુ માનતા એવો કરે છે, પણ નીચેના પ્રમાણથી બન્ને પુરુષના અસ્તિત્વમાં બાધ આવે છે—

श्रीदेवेन्द्रसुरिशिष्यश्रीहेमप्रभसुरिविरचितमर्घकाण्डं सं. १३०५ माघ सुदि १३ गुरौ निष्पन्नमिदं ताजिकं ॥

—વડોદરા પ્રાચ્ય વિદ્યામંદિર નં. ૧૨૦૮૭, સં.૧૫૪૫ની હસ્તલિખિત પ્રતિ પા. ૧૮.

ઉપર આપેલાં બન્ને અવતરણો વિષે અત્રે પ્રથમ વિચાર કરી લીધા પછી ગુજરાતી અવતરણનો વિચાર કરીશું. કવિશ્રીએ આપેલો દુર્જનશલ્યજીનો સમય સંવત્ ૧૨૧૬થી૪૧ છે. અને તાજિકની નોંધ સં ૧૩૦૫ની છે. એ બંન્ને વચ્ચે ચોસઠ વર્ષનો અંતર પડે છે. તેથી ત્રૈલોક્યપ્રકાશની પ્રશસ્તિનાં બધાં જ વિશેષણો દેવેંદ્રસૂરિજીનાં જ માનવાં જોઇએ. એ બાબતમાં જગડુચરિત્રમાં સર્વાનંદસૂરિજી પણ સમંત છે. વળી આ પ્રશસ્તિઓના લખવા મુજબ હેમપ્રભસૂરિને સીધા જ દેવેન્દ્રસૂરિજીના શિષ્ય માનવા પડે છે. પરન્તુ સર્વાનંદસૂરિજીએ જગડુચરિત્રમાં એમણે પટ્ટધર તરીકે શ્રીષેણસૂરિજીને સ્થાપ્યાનું જણાવ્યું છે. તથી આ બન્ને પુરુષો વચ્ચે આ પુરુષને ઉમેરીએ તો કશો વિરોધ રહેતો નથી, અને સીધા જ તેમના વિદ્વાન લઘુ શિષ્ય માનીએ તો તેમનું આયુષ્ય ઓછામાં ઓછું ચોર્યાસી વર્ષ માન્યા સિવાય સંગતિ થાય નહિં.

હવે ગૂર્જર પેરામાંની બાબતનો વિચાર કરીએ. તેમાં લખવા મુજબ વંશતાલિકા આ પ્રમાણે થાય.




આ મુકાબલામાં મુકેલી વંશાવલિકાઓ જોવાથી આપણને સ્પષ્ટ સમજાય છે કે દસમા પુરુષની પુત્રીનો સંબંધ પત્ની તરીકે હોય જ નહિ. માટે આમ લખવામાં જ ભૂલ થયેલી છે. અથવા તો તે દુર્જનશલ્યની પત્ની રૂપલાદેવી હોય તો આ દુર્જનશલ્યથી તેમને જુદા માનવા જોઇએ, અથવા તો શાંતિમદેવને જુદા માનવા જોઇએ; તો જ અર્થસંગતિ થાય. પણ સ્તોત્રો, સ્તવનો, પ્રશસ્તિઓ અને પુષ્પિકાઓ એ જ દુર્જનશલ્યનો નિર્દેશ કરે છે માટે જે પ્રશસ્તિને આધારે આ લખાયું છે તે પ્રસિદ્ધ થવી જોઇએ અને આ બાબતનું સંશોધન થવું જોઈએ.

| મુ. જયંતવિજયજી | કવિ નાથુરામજી |
|---|---|
| [રાણા–દુર્જનશલ્ય / રાણી–શ્રીદેવી] | ૧૦ રાણા-વિજયપાલ સં. ૧૩૮૧–૮૨ |
| | ૧૧ ,, મધુપાલ ૧૩૮૨-૮૭ |
| | ૧૨ ,, પદ્મસિંહ ૧૩૮૭–૯૬ |
| પુ. ઉદયસિંહ | ૧૩ ,, ઉદયસિંહ ૧૩૯૬–૧૪૦૮ |
| | ૧૪ પૃથુરાજ વૈરાડજી (?) ૧૪૦૮–૧૧ |

કવિ નાથુરામજીના ક્રમમાં ઉદયસિંહજી વિજયપાલજીના પ્રપૌત્ર છે, જ્યારે આ નિર્દેશમાં બતાવેલ દુર્જનશલ્ય ને શ્રીદેવીના સીધા જ પુત્ર ઉદયસિંહજી બતાવ્યા છે. આ પણ એક વિષમ-જટિલ સમસ્યા છે, ને તેનું સમાધાન પાટણ ખેતરવસીના પાડાના જ્ઞાનભંડારની તાડપત્ર ઉપર લખાયેલી પ્રતની મૂલ પ્રશસ્તિ તપાસ્યા વિના કોઈ પણ પ્રકારે થાય તેવું નથી. મુ. જયંતવિજયજીએ સદરહુ પુસ્તકમાં પ્રશસ્તિ કઈ સાલમાં રચાઈ છે તે પણ ટાંક્યું નથી એટલે આ બાબત માટે કશો જ નિર્ણય વિચારાય તેવું નથી. ખરી રીતે ઉદયસિંહજી પદ્મસિંહજીના જ પુત્ર છે. એટલે કાંઈક અર્થસંગતિમાં ફેરફાર થએલો હોય એમ જણાય છે.

**ઝાલી રાણી નીતા દેવીઃ—**

આ ઝાલા કુલની માનવંતી રાણી ખેતરવસીની પાડાના જ્ઞાનભંડારની તાડપત્રીય પ્રશસ્તિમાં વર્ણવ્યા મુજબ રાણા વિજયપાલની રાણી હતી. તેણે પાટડીમાં પાર્શ્વનાથ ભગવાનનું દેવાલય બંધાવ્યુ હતુ. તેમ જ ઉપાશ્રય કરાવ્યો હતો એ કામ તેમણે પૂનમિયાગચ્છના આચાર્ય અભયઘોષસૂરિના મુખ્ય શિષ્ય વિદ્યાકુમાર મુનિના ઉપદેશથી કર્યું હતુ, તેમ જ પાટણ ખેતરવસીના પાડાના જ્ઞાનભંડારની યોગશાસ્ત્ર દ્વિ. પ્ર. વિવરણની પ્રતિ લખાવી હતી, તે તાડપત્ર ઉપર લખેલી હોઈ સહરહૂ જ્ઞાનભંડારમાં છે. તેમાંની પ્રશસ્તિમાં જ ઉપરની વાત લખેલી છે. —શંખેશ્વર મહાતીર્થ પૃ. ૪૮—૪૯

પૃથુરાજ (ઝાલા)

૧૫ વેગડજી સં. ૧૪૧૧–૧૪૨૪ ગાદી પાટડી
૧૬ રામસિંહજી સં. ૧૪૨૪-૧૪૪૧
૧૭ વેરીસાલજી સં. ૧૪૪૧--૧૪૪૮
૧૮ રણમલજી સં ૧૪૪૮-૧૪૬૪
૧૯ છત્રસાલજી સં.૧૪૬૪-૧૪૭૬ ગાદી માંડલ
૨૦ જેતસિંહજી સં. ૧૪૭૬-૧૪૯૭ ગાદીકુઆ
૨૧ વનવીરજી સં. ૧૪૯૭-૧૫૧૬
૨૨ ભીમસિંહજી સં. ૧૫૧૬--૧૫૨૫
૨૩ વાઘજી સં. ૧૫૨૫--૧૫૪૨
૨૪ રાયધરજી સ ૧૫૪૨-૧૫૫૬ હળવદમાં ગાદી સ્થાપી સં. ૧૫ ૪ માહાવદી ૧૩ સોમ રાયસર હલવદમાં ૧૫૫૦માં બંધાવ્યું.
૨૫ રાજરાણાજી સં. ૧૫૫૬-૧૫૬૯
૨૬ માનસિંહજી સ. ૧૫૬૯--૧૬૨૦
૨૭ રાયભિંહજી સં. ૧૬૨૦-૧૬૪૦
૨૮ ચંદ્રસિંહજી સં. ૧૬૪૦-૧૬૮૪
૨૯ પૃથ્વીરાજ ગાદી વાંકાનેર સ્થાપના પૂર્વક સં ૧૬૬૨--૧૬૭૯
૩૦ સુલતાનસિંહજી સં. ૧૬૬૨--૧૬૯૯
૩૧ માનસિંહ સં. ૧૬૭૯-૧૭૦૯
૩૨ રાયસિંહ સં. ૧૭૦૯-૧૭૩૫
૩૩ ચંદ્રસિંહજી સં. ૧૭૩૫--૧૭૭૭
૩૪ પૃથ્વીરાજજી સં. ૧૭૭૭-૧૭૮૪
૩૫ કેસરીસિંહજી સં. ૧૭૮૪--૧૮૦૫
૩૬ ભારાજી સં. ૧૮૦૫--૧૮૪૦
૩૭ રાયસિંહજી (ગાદીએ આવેલ નથી)
૩૮ કેસરીસિંહજી બીજા સ. ૧૮૪૦—૧૮૪૩

૩૯ ચંદ્રસિંહજી ઉર્ફે ડોસાજી સં.૧૮૪૩-૧૮૯૫
૪૦ વખતસિંહજી સં. ૧૮૯૫-૧૯૧૭
૪૧ બનેસિંહજી સં, ૧૯૧૭-૧૯૩૭
૪૨ અમરસિંહજી સં. ૧૯૩૭

ઝાલાવંશના નૃપતિઓ હાલ ભિન્ન ભિન્ન રાજ્યકર્તાઓ છે. ખુદ કાઠિયાવાડમાં જ ધ્રાંગધ્રા, લીંબડી, વાંકાનેર, રાણપુર, થાન, લખતર, વઢવાણ, સાયલા ચુડા,થળા; માળવામાં રાયપુર, નરવર, કુનાડી; મારવાડમા સાદડી, દેલવાડા,ઝાલરાપાટણ, રામપર-મેધપર,અજમેર, ઉર્ફે અદેપર, વગેરે સ્થળના નાનામોટા રાજાઓ અને ગરાસદારો છે, પણ આ સ્થળે તો અમે માત્ર વાંકાનેર રાજ્યના ક્રમ ઉપર નજર રાખી પ્રસ્તુત વિષયનો પ્રારંભ કરેલો. હવે રાણા હરપાલદેવથી મહારાણા રાજ અમરસિંહજી સુધી અનુક્રમે ૪૨ પુરુષો સં. ૧૧૪૫થી સં. ૨૦૦૨સુધી થાય છે. તેમાં રાજ્યકર્તાઓએ થોડે ઘણે અંશે અથવા સંપૂર્ણ રીતે જૈનધર્મની ઉપાસના પ્રેમ ભક્તિ કે સત્કાર અનેક વખત કરેલ હશે. પરન્તુ તેની નોંધ આપણી પાસે હાલ નથી જ. ઉપર જણાવેલાં સમગ્ર રાજ્યોમાં બનેલા બનાવોનો સંગ્રહ કરવો એ એક મહાન કાર્ય છે અને તેને માટે સામગ્રીની અનહદ ઊણપ છે. એટલે માત્ર અહીં તો પ્રાચીન સંસ્કૃત ગૂર્જરસાહિત્યમાં મળેલું સાહિત્ય નજર આગળ મૂકી લેખકને સંતોષ માન્યા સિવાય ચાલે તેવું નથી. એટલે હવે એ વૃત્તાંતોને પોષણ મળે અથવા પુરવાર કરે તેવાં પ્રમાણોનું અન્વેષણ કરવાનું વિદ્વાનોને હાથ છે.

પ્રસ્તુત રાજાઓનાં અત્યાર સુધીમાં વાસસ્થાનોનો ક્રમ ઝીંઝુવાડા, પાટડી, માંડલ, કુઆ, હલવદ અને વાંકાનેર છે.આ રાજકર્તાઓમા નં. ૨૫ મા રાણાએ-રાજ રાણાએ હલવદ વસાવ્યા પછી તેમના આર્થિક સ્થિતિ બહુ તંગ હતી તેથી તેમના પુત્ર નં. ૨૬મા રાજ-દેલા માનસિંહના વખતમા તેમના કારભારી શૂરવીર પ્રાગાજીએ નંદવાણાવંશના ધનવાનોને તેડીલાવી સહાય કરવાની શરત હલવદમાં વસાવ્યા હતા.અને બળાત્કાર માટે તેમણે બાંહેધરી આપી હતી પણ તેઓએ આવી વસ્યા પછી રાજ્યને નાણાં ધીર્યાં નહીં. પ્રાગાજીએ સમજાવ્યા છતાં માન્યું નહિ ત્યારે પ્રાગાજીએ બલાત્કાર કરવાની મસલત કરી, વચન પાલન માટે નંદવાણાઓના રક્ષણ માટે જઈ ઊભો ગયો. દરબારી લૂટારાઓએ હલ્લો કરતાં તે લડયો અને માર્યો ગયો, ત્યારે નંદવાણાઓએ રાજ્યને નાણા ધીરવા કબૂલ્યું અને ધીર્યાં. ત્યાર પછી અનેક પરિવર્તનો થયાં અને હળવદના વંશજોએ વાંકાનેર વિક્રમની સત્તરમી સદીમાં વસાવી રાજ્ય સ્થાપ્યું. એ રાજ્યના સહાયકો હાલના જૈન શ્રીમાળી જ્ઞાતિના વણિકો છે. અને તેઓ જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક તથા સ્થાનકવાસી ભાગના અનુયાયી છે. અમારું અનુમાન છે કે આ ઇતિહાસમાં નોંધવામા આવેલા નંદવાણાઓ તે આ લોકના પૂર્વજોની જ અવટંક હોવા સંભવ છે. આ લોકોના પૂર્વજોમાં જ ઓગણીસમી સદીમાં શાહ ઝવેરચંદ થયા છે. તેઓએ જ વાંકાનેર રાજ્યને ટકાવી રાખવા અઢળક ધન અર્પણ કર્યું છે. એ પુરુષ અમદાવાદની હઠીભાઈની વાડીની પ્રતિષ્ઠા વખતે રાજ્યથી રીસામણે નિકળેલા હતા તે વખતે રાજસાહેબે અમદાવાદથી માનવીને ફરી તેડી લાવી તેઓને વસાવ્યા છે.

આ વણિકો જાતે ચોહાણ રજપૂત છે, તેમનું પ્રાચીન વતન વાવ થરાદ છે. ત્યાં તેમની કુલદેવીની સ્થાપના છે, તેમના કુલગુરુનો મઠ પણ ત્યાં છે, અને તેમના વંશના વહીવંચાનુ કામ પણ તેઓ કરે છે. આ લોકના ભાઈઓ પણ અમદાવાદ પાસેના ગામમાં વસે છે. કુલગુરુ પાસેથી તેમના વંશની થોડી વંશાવલી વકીલ ધર્મસિંહભાઈ લખી લાવેલા

હોવાથી તેમની પાસે છે. દરબારને ધીરવામાં આવેલાં નાણાંના બદલામાં રાજ્ય સાથે થયેલા કરારો, તેમને આપવામાં આવેલા હકો, બક્ષિસો વગેરે સંબંધી ખતપત્રકો વકીલ ધનજીભાઈના તાબાના જુના ચોપડાઓમાં મોજુદ છે; એમના સબંધી એક શોધક જો કાર્ય કરનાર હોય તો એક સારો ઇતિહાસ લખાય એટલું સાહિત્ય તેમની પાસે છે. વકીલ ધનજીભાઇના પુત્ર ડોક્ટરી પરીક્ષામા ઉત્તીર્ણ છે. રાણા વનેસિંહના વખતમાં મૂર્તિપૂજક અને સ્થાનકવાસીઓમાં ભારે ઝઘડો થયો હતો. ત્યારે તેઓ તલવારોથી લડયા હતા. લડાઇ ગામમાં થઈ હતી. રાણાજીએ તેમને બહાર જવાની ફરજ પાડવાથી તેઓ એક વાડીમાં જઈ લડયા હતા. તે વાડી આજે પણ ઝાટકાવાડીને નામે પ્રખ્યાત છે. ઝઘડાનું નિમિત્ત એ વાડો જ હોવાથી રાણાજીએ વચ્ચે પડી બન્નેને અટકાવી વાડો ખાલસા કરી છે અને તે પતાળીઆને સામે પાર છે.

વાંકાનેર મચ્છુ અને પતાળીઆ નદીના સંગમ પર વસેલું છે. તેમાં એક જ કંપાઉંડમાં બે દેવળો અને ઉપાશ્રય છે, બહાર નજીકમાં જ લોંકાગચ્છના યતિજીનો જૂનો ઉપાશ્રય છે અને બજારમાં શ્વે. મૂ. પૂ.ની ભોજનશાળા છે તે પણ ઉપાશ્રય તરીકે વપરાય છે, જ્યાં લાયબ્રેરીનાં પુસ્તકો રાખવામા આવેલાં છે, જેમાં કેટલાંક હસ્તલિખિત પણ છે. અહીંના શાહ ઝવેરચંદ વલમભાઇએ પોતાની બધી મિલકત રાજા ડોસાજીને આપી હતી તેથી જ તેઓ ત્રણ રાજ્યોના લશ્કર સામે વિજયી થયા (જુઓ તરંગ ૨૧,પૃ. ૬૨૪). કવિશ્રીએ પણ આની સંક્ષિપ્ત નોંધ લીધી છે. એમ જોતાં તો શાહ ઝવેરચંદભાઇ કાઠિયાવાડના ભામાશાહ જ મનાવા જોઇએ તેમના પિતૃવ્ય કુટુંબીઓનો તો વિપુલ પરિવાર છે, પણ તેમના વારસોમાં માત્ર એક સુશીલ વિધવા સ્ત્રી જ છે. અહીં આપવામાં આવેલી આ સઘળી નોંધ સં. ૧૯૭૪ની મારી મુસાફરીની છે. 'વારિધિ'ના લેખક કવિજી તે વખતે મને રૂબરૂ મળ્યા હતા, અને તેમણે શરૂ કરેલા પુસ્તકના સબંધમા પૂછતાં કવિજીએ કહેલું કે મારો વિષય ઇતિહાસની સત્યાસત્યતા જોવાનો નથી, પણ ઝાલાકુલના યશોગાનનો છે, એટલે તેઓ ઇતિહાસોપયોગી બીજી કેટલીક સામગ્રી માટે બેદરકાર હોય તે દેખીતુ છે. હાલ વાંકાનેરમાં વસતા વણિગ્ જૈનોમા કવિ નેમચંદભાઇએ પોતાની શક્તિના નમુનારૂપ કાવ્ય સાહિત્યનું પણ સર્જન કર્યું છે, અને સંગીતમંડલ પણ તૈયાર કર્યું છે. એ ઉપરાંત તેઓ હાથચાતુર્યના પ્રયોગોમાં પણ પ્રવીણ છે ને તેમનુ ભ્રાતૃકુટુંબ પણ વિશાળ છે. વાંકાનેરના શૂરવીર શ્રીમાળી જ્ઞાતિજનો આંતરકલહ અને વ્યક્તિગત કર્ષોના પરિણામે કોઇ સ્મરણીય કાર્ય કરી શકતા નથી.

અહીં દર્શાવવામાં આવેલુ કુંટુબ હાલ સૌ સૌને યથાયોગ્ય વકીલાત, શિક્ષક, કામદાર, ગાંધી, ડોક્ટર, કામદી વગેરે ધંધાઓ કરે છે. આ સ્થળે આ વાત અમે નૃપતિગણો અને રાજ્યના ઉત્કર્ષમાં મૂલ સહાયકોની વિગત દટાઇ જતી પ્રકાશમાં મૂકવા રજુ કરી છે. રાજ્યનો જ વૃત્તાંત લખનો એ આ સ્થળે હેતુ ન રાખતાં વિનષ્ટતાએ પહોંચતા રાજ્યસ્તંભને પણ વિસારી મૂકવો ન જોઇએ એ આનો મભિંત હેતુ છે. અમે જો કે પૂર્ણ રીતે તો વૃત્તાંત નથી આપી શક્યા, પણ ગૃહસ્થ કરતાં ત્યાગીઓ આ કામ હાથમાં લે તો તેઓ ઘણી સરળતાથી એ સાહિત્ય મેળવી શકે તેવું છે અને તેની પ્રાપ્તિ માટે મેં સઘળી હકીકત નિવેદિત કરી છે. આશા છે કે વિદ્વાન મુનિવરો જરૂર ધ્યાન આપશે.

જેવી રીતે આ રાજ્યની ઉપર પ્રમાણે હકીકત મળી છે તે જ પ્રમાણે બીજાં રાજ્યોના ઇતિહાસમાં જૈનોએ લીધેલા ભાગના વૃત્તાંતો પણ જરૂર મળશે. ઇતિહાસના જાણકાર વિદ્વાનોને આ કામ સોંપી અમે અમારું વક્તવ્ય સમાપ્ત કરીએ.

# मेरुतुंगसूरिरास-सार

( लेखक :-श्रीयुत भंवरलालजी नाहटा )

ऐतिहासिक साहित्यके निर्माण की ओर जैन विद्वानोंका लक्ष सदासे रहा है। रास, भास, गीत, गहूंली, विवाहला, तीर्थमाला प्रभृति भाषा कृतियें; काव्य, पट्टावली, चरित्र प्रभृति संस्कृत ग्रन्थोंका प्राचुर्य इस बातका प्रबल उदाहरण है। हमें इस प्रकारके साधन प्रचुरता से उपलब्ध हुए, जिनमें से कतिपय तो ऐतिहासिक जैन काव्य संग्रहमें हमने प्रकाशित किये, फिर भी जो प्राप्त होते हैं उन्हें समय २ पर सामायिक पत्रों में देते रहते हैं, जिससे जैन इतिहासके साधन विद्वानोंके उपयोगमें आ सकें। कुछ वर्ष पूर्व मेरुतुंगसूरिरासकी नकल कलकत्तेमें इतिहासतत्त्वमहोदधि जैनाचार्य श्री विजयेन्द्रसूरिजीके पास देखी और उसका आवश्यक सार नोट कर लिया था, परन्तु कई स्थान संदिग्ध रह जाने से अभी लींबडीके भण्डार से रास की मूल प्रति मंगा कर नकल कर ली और पाठकों की जानकारीके लिए उसका ऐतिहासिक सार प्रकाशित किया जाता है।

अंचलगच्छमें श्री मेरुतुंगसूरिजी बडे प्रभावक और विद्वान आचार्य हुए हैं। अंचल गच्छीय म्होटी पट्टावली ( गुजराती अनुवाद ) जो कच्छ-अंजारवाले सा. सोमचंद धारसीकी तरफसे प्रकाशित हुई है, उस मे ५७ वें पट्टधर श्री मेरुतुंगसूरिका जीवनवृत्त प्रकाशित हुआ है, परन्तु कई बातें जनश्रुति आदिके आधार से लिखी हुई हैं, जो ऐतिहासिक दृष्टिसे संशोधन की अपेक्षा रखती हैं। प्रस्तुत रास सूरिजीके समकालीन—उनके स्वर्गवासके बाद संभवतः शीघ्र ही-रचित होने से इसमें वर्णित वृतान्त प्रमाणिक है। कुछ बातें पट्टावलीमें विशेष हैं, खैर जो हो, जिन बातों में अन्तर है उनका दिग्दर्शन कराना ही यहां अभीष्ट है—

१ पट्टावलीमें सूरिजीका जन्मस्थान नानागाम और जाति मीठडिया वहुरा लिखा है, जब कि रासमें नाणीग्राममें प्राग्वाट बहुरा जातिमें जन्म होनेका उल्लेख है।

२ माताका नाम पट्टावलीमें नाहुणदेवी और रासमें नालदेवी लिखा है।

३ दीक्षा संवत् पट्टावलीमें सं. १४१८ और रास में सं. १४१० लिखा है।

४ गृहस्थ नाम पट्टावलीमें मालग तथा रासमें वास्तगकुमार लिखा है।

५ लोलाडईके नृप प्रतिबोधकी कथा पट्टावलीमें नहीं है, उसमें यवन सेनाके भय निवर्तनार्थ सवा मन चावल मंत्रित कर देने और श्रावकोंद्वारा उस सेनाके समक्ष फैंकने से शस्त्रधारी घुडसवार होनेसे यवनसेनाके भग जानेसे भयनिवर्तन की कथा लिखी है।

६ पट्टावलीमें महेन्द्रप्रभसूरिका सं. १४४४ में स्वर्गस्थ होना लिखा है, रासमें सं. १४४५ फा. ब. ११ के दिन (मेरुतुंगसूरिका) महेन्द्रप्रभसूरिके द्वारा गच्छनायकपद स्थापित करनेका उल्लेख है।

७ सूरिजीका स्वर्गवास पट्टावलीमें जूनागढमें सं. १४७३ में हुआ लिखा है जब कि रासके अनुसार सं. १४७१ मार्गशीर्ष पूर्णिमा सोमवार को ही पाटणमें हो चुका था।

८ रासमें बहुतसी ऐतिहासिक महत्त्वपूर्ण बातें लिखी हैं जो पट्टावली में नहीं पायी जाती अतएव यह रास अत्यन्त महत्त्वपूर्ण है और अंचलगच्छ के इतिहासमें संशोधनकी सुन्दर सामग्री प्रस्तुत करनेके साथ साथ नृप प्रतिबोधादि अनेक नवीन सामग्री प्रकाशमें लाता है।

रासमें सूरिजीकी जिन कृतियोंका उल्लेख है उनमेंसे धातुपारायण तथा अंगविद्याउद्धार अद्यावधि अप्राप्त है, जिनका अंचलगच्छके ज्ञानभण्डारो में अन्वेषण होना चाहिए। सम्भव है कि और भी कतिपय ग्रन्थ उपलब्ध हों क्यों कि रासमें उल्लिखित ग्रन्थों के अतिरिक्त १ भावकर्मप्रक्रिया, २ शतकभाष्य, ३ नमुत्थुणं टीका, ४ सुश्राद्धकथा, ५ उपदेशमाला टीका, ६ जेसाजी प्रबन्ध ( ऐतिहासिक ) ग्रन्थ प्राप्त हैं।

अब पाठकोंके अभिज्ञानार्थ उपर्युक्त रासका संक्षिप्त ऐतिहासिक सार दिया जाता है।

प्रथम गाथामें गणधर श्री गौतम स्वामीको नमस्कार करके चौथी गाथा तक प्रस्तावना में उद्देश, चरित्रनायककी महानता, कविकी लघुता आदि वर्णन कर पांचवी गाथासे वीर प्रभुके पट्टधर सुधर्मस्वामी–जम्बू–प्रभवादिकी परम्परामें वज्रस्वामीका शाखाके प्रभावक विधि-पक्षप्रकाशक श्री आर्यरक्षितसूरि–जयसिंहसूरि–धर्मघोषसूरि–महेन्द्रसूरि–सिंहप्रभ–अजितसिंह–देवेन्द्रसिंह–धर्मप्रभ–सिंहतिलक–महेन्द्रप्रभ तक अंचलगच्छके १० आचार्योंके नाम देकर ११ वें गच्छनायक श्री मेरुतुंगसूरि का चरित्र ८ वीं गाथा से प्रारंभ किया है।

मरुमण्डलमें नाणी नामक नगरमें वुहरा वाचागर और उसके भ्राता विजयसिंह हुए, जिन्होंने सिद्धान्तार्थ श्रवण कर विधिपक्षका स्वीकार किया। विजयसिंहके पुत्र वइरसिंह बहुरा प्राग्वाट वंशके शृंगार, विचक्षण व्यवसायी, महान् दानी और धर्मिष्ट हुए। उनकी नालदेवी नामक स्त्री शीलालङ्कारधारिणी थी। एक वार नालदेवीकी कुक्षिमें पुण्यवान् जीव देवलोकसे च्यवकर अवतीर्ण हुआ, जिसके प्रभावमें स्वप्नमें उसने सहस्रकिरणधारी सूर्यको अपने मुखमें प्रवेश करते हुए देखा। चक्रेश्वरीदेवीने तत्काल आ कर इस महास्वप्नका फल बतलाया कि तुम्हारे मुक्तिमार्गप्रकाशक ज्ञानकिरणयुक्त सूर्यको तरह प्रतापी पुत्र उत्पन्न होगा, जो संयममार्ग ग्रहण कर युगप्रधान योगीश्वर होगा। चक्रेश्वरीके वचनों को आदर देती हुई धर्मध्यानमें सविशेष रक्त हो कर गर्भका पालन करने लगी। सं. १४०३ में पूरे दिनों से पांचों ग्रहों के उच्च स्थानमें आने पर नालदेवीने पुत्र जन्म दिया। हर्षोत्सवपूर्वक पुत्रका नाम ' वस्तिगकुमार ' रखा गया। क्रमशः बालक बडा होने लगा और उसमें समस्त सद्गुण आ कर निवास करने लगे। एक वार श्रीमहेन्द्रप्रभसूरि नाणीनगरमें पधारे। उनके उपदेशसे अतिमुक्तकुमारकी तरह विरक्त होकर माता पिता की आज्ञा ले संवत् १४१०में

वस्तिगकुमार दीक्षित हुए। वइरसिंहने उत्सव दानादिमें प्रचुर द्रव्य व्यय किया। सूरि महाराजने नवदीक्षित मुनिका नाम मेरुतुंग रखा।

मुनि मेरुतुंग बुद्धि विचक्षणता से व्याकरण, साहित्य, छंद, अलंकार और आगम, वेद, पुराण प्रभृति समस्त विद्याओं के पारंगत पण्डित हो गये। वे शुद्ध संयम पालन करते हुए अमृत सदृश वाणीसे सरस व्याख्यानादि देते थे। श्रीमहेन्द्रप्रभसूरिने इन्हें आचार्यपदके सर्वथा योग्य जान कर सं. १४२६में पाटणमें सूरिपदसे अलंकृत किया। संघपति नरपालने नंदि महोत्सव, दानादि किये। तदनन्तर मेरुतुंगसूरि देश विदेशमें विचर कर उपदेशोंद्वारा भव्य जीवों को एवं नरेन्द्रादि को प्रतिबोध देने लगे। आसाउलीमें यवनराज को प्रतिबोधित किया। सं. १४४४का चातुर्मास लोलाडहमें किया, वहां राठौड वंशी फणगर मेघ राजाको १०० मनुष्यों के साथ धर्ममें प्रतिबोधित किया।

एक बार सूरिजी सन्ध्यावश्यक कर कायोत्सर्ग ध्यानमें स्थित खड़े थे कि एक काले सांपने आ कर पैरमें डस दिया। सूरि महाराज मेतार्य, दमदन्त, चिल्लातीपुत्रकी तरह ध्यानमें स्थिर रहे। कायोत्सर्ग पूर्ण होने पर मन्त्र, यन्त्र, गारुडीक सब प्रयोगोंको छोड़कर भगवान पार्श्वनाथ की प्रतिमा के समक्ष ध्यानासन जमा कर बैठ गये। ध्यान के प्रभावसे सारा विष उतर गया। प्रातःकाल व्याख्यान देने के लिए आये। संघमें अपार हर्षध्वनि फैल गयी। तदनन्तर श्रीमेरुतुंगसूरि अणहिलपुर पाटण पधारे। गच्छनायक पदके लिए सुमुहूर्त्त देखा गया, महिनों पहले उत्सव प्रारम्भ हो गये। तोरण, बंदरवाल मण्डित विशाल मण्डप तैयार हुआ, नाना प्रकारके नृत्य वाजित्रोंकी ध्वनिसे नगर गुंजायमान हो गया। ओसवाल रामदेव के भ्राता खीमागरने उत्सव किया। सं. १४४५ फाल्गुन वदि ११के दिन श्री महेन्द्रप्रभसूरिजी-ने गच्छनायक पद देकर सारी गच्छधुरा श्रीमेरुतुंगसूरिको समर्पित की। संग्रामसिंहने पदठवणा करके वैभव सफल किया। श्रीरत्नशेखरसूरिको आचार्य स्थापित किये। संघपति नरपालके सांनिध्यसे समस्त महोत्सव निर्विघ्नतया सम्पन्न हुए।

सूरि महाराज निर्मल तप संयम का आराधन करते हुए योगाभ्यासमें विशेष अभ्यस्त रहने लगे। हठयोग-प्राणायाम, राजयोग आदि क्रियाओं द्वारा नियमित ध्यान करते थे, ग्रीष्म ऋतुमें धूपमें और शीतकालकी कडाके की ठंडीमें प्रतिदिन कायोत्सर्ग करके आत्माको अतिशय निर्मल करनेमें संलग्न थे। एक बार आप आबूगिरि के जिनालयोंके दर्शन कर उतरते थे, सन्ध्या हो गयी। मार्ग भूल कर विषम स्थानमें पगदण्डी न मिलने पर बिजलीकी तरह चमकते हुए देवने प्रकट हो कर मार्ग दिखाया। एक बार पाटणके पास संघवाडे सहित गुरुश्री विचरते थे, यवन सेनाने कष्ट देकर सब साथको अपने कब्जे कर लिया। सूरिजी

यवनराजके पास पहूंचे, उनकी आकृति–ललाट देख कर उसका हृदय पलट गया और तत्काल सबको मुक्त कर लौटा दिया। एक वार गुजरातमें मुगलोंका भय उत्पन्न होने पर सारा नगर सूना हो गया, पर सूरिजी खंभातमें स्थिर रहे। कुछ दिनों में भय दूर हुआ और सब लोग लौट आए। सूरिजी वाहडमेर विराजते थे, लघु पोशालके द्वार पर सात हाथ लम्बा सांप आकर फुंकार करने लगा, जिससे साध्वियां डरने लगी। उन्होंने सूरिजीको सूचना दी। सांप तत्काल स्तंभित हो गया। एक वार सूरिजीने सं. १४६४में साचोर चौमासा किया। अश्वपति ( बादशाह ) विस्तृत सेना सहित चढाई करने के लिए आ रहा था, सब लोग दसों दिशि भागने लगे, ठाकुर भी भयभित था। सूरिजीके ध्यानबलसे यवनसेना साचौर त्याग कर अन्यत्र चली गई। इस प्रकार सूरिजीके अनेकों अवदात है।

सूरिजीने साहित्यनिर्माण भी खूब किया,इस रासमें निम्नोक्त ग्रन्थरचनाका उल्लेख है:–

१ व्याकरण, २ षट्दर्शननिर्णय, ३ शतपदीसार, ४ रायनामांकचरित्र, ५ कामदेव-कथा, ६ धातुपारायण, ७ लक्षणशास्त्र, ८ मेघदूत महाकाव्य, ९ राजिमती-नेमि सम्बन्ध, १० सूरिमन्त्रोद्धार, ११ अंगविद्याउद्धार, १२ सत्तरी भाष्यवृत्ति इत्यादि.

सूरिजीने सत्यपुर नरेश राउ पाता, नरेश्वर मदनपाल को प्रतिबोध दिया। उडर मलिक भ (?) के पुत्र सूरदास को प्रतिबोध दे कर धोलकाके कलिकुण्ड पार्श्वनाथकी पूजा करवाई। जम्बू ( जम्मू ) नरेश राउ गजमल गदआ, जीवनराय प्रभृति श्रीमेरुतुंगसूरिके चरण वन्दनार्थ आये। सूरिजी अपार गुणों के समुद्र हैं, नये नये नगरों का संघ वन्दनार्थ आता है। साह सलखा सादागर कारित उत्सव से श्री महीतिलकसूरि एवं महिमश्री महत्तरा का पदस्थापन जम्मूमें साह वरसिंघ कारित उत्सवसे हुआ। खीमराज संघपतिद्वारा खंभात में उत्सव होने पर मेरुनंदनसूरिकी पदस्थापना हुई। माणिक्यशेखरको उपाध्याय पद, गुण-समुद्रसूरि माणिकसुन्दरसूरिको साहतेजा कारित उत्सवसे खंभनयरमें और वहाँ जयकीर्तिसूरि को संघवी राजसिंहकृत उत्सवसे आचार्य पद स्थापित किया। इस प्रकार ६ आचार्य, ४ उपाध्याय तथा १ महत्तरा, वाणारिस, पन्यास, पवत्तिणि प्रभृति संख्याबद्ध पदस्थापित व दीक्षित किये।

सूरिजीने पट्टण, खंभात, भरौंच, सोपारक, कुंकण, कच्छ, पारकर,साचोर,मरु, गुज्जर, झालावाड, महाराष्ट्र, पंचाल, लाटदेश, जालोर, घोघा, ऊना, दीव, मंगलपुर, नवा प्रभृति स्थानों में विचरकर बडी शासनोन्नति की। अन्तमें पाटण पधारे, आयु शेष ज्ञात कर अनशन आराधनापूर्वक सं. १४७१ मार्गशीर्ष पूर्णिमा सोमवारके पिछले प्रहर उत्तराध्ययन श्रवण करते हुए अर्हंत सिद्धोंके ध्यान से श्रीमेरुतुंगसूरिजी स्वर्ग सिधारे।

# મળેલી મદદ

૨૦૦) પૂ. ઉ. શ્રી સુખસાગરજી તથા પૂ. મુ. મ. શ્રી. કાંતિસાગરજીના સદુપદેશથી ગુજરાતી જૈન સંઘ, કલકત્તા.

૧૦૧) પૂ. મુ. મ. શ્રી કન વિજયજીના સદુપદેશથી લાલબાગ જૈન ઉપાશ્રય, મુંબઈ.

પૂ.મુ.મ.શ્રી દર્શનવિજયજીના સદુપદેશથી રોહીડામાંથી નીચેની ૭ મદદ મળી છેઃ–

૫૧) શેઠ પુખરાજજી અચલદાસજી સીંઘી
૫૧) ,, ખેમચંદજી નેમચંદજી સીંઘી
૫૧) ,, ધરમચંદજી જોરાવરમલજી સીંઘી
૫૧) ,, હરખચંદજી ગુલાબચંદજી સીંઘી
૫૧) ,, વાલાજી રતનચંદજી શાહ
૫૧) ,, હજારીમલજી દાનમલજી શાહ
૫૧) પૂ. આ. મ. શ્રીવિજયલબ્ધિસૂરિજીના સદુપદેશથી જૈન સંઘ સમસ્ત, વાપી.
૫૧) પૂ. પં. શ્રીકીર્તિમુનિજીના સદુપદેશથી જૈન સંઘ, જોધાવી
૫૦) પૂ. આ. મ. શ્રીવિજયલાવણ્યસૂરિજીના સદુપદેશથી વડવા જૈન સંઘ ભાવનગર
૨૫) પૂ. આ. મ. શ્રીવિજયભુવનતિલકસૂરિજીના સદુપદેશથી જૈન સંઘ, સિનોર
૨૫) પૂ. મુ. મ. શ્રીતિલકવિજયજીના સદુપદેશથી જૈન સંઘ, ઝીંઝુવાડા
૨૫) પૂ. મુ. મ. શ્રીલબ્ધિસાગરજીના સદુપદેશથી જૈન સંઘની પેઢી, ચાણસ્મા
૨૫) પૂ. આ. મ. શ્રીવિજયઉમંગસૂરિજીના સદુપદેશથી જૈન સંઘ, હિમ્મતનગર
૨૫) પૂ. આ. મ. શ્રીવિજયામૃતસૂરિજીના સદુપદેશથી તપગચ્છ અમર જૈન શાળા, ખંભાત
૨૫) પૂ. પં. શ્રીચંદ્રવિજયજીના સદુપદેશથી જૈન સંઘ, વલસાડ
૨૦) પૂ. આ. મ. શ્રીવિજયહર્ષસૂરિજીના સદુપદેશથી દેવબાગ જૈન સંઘ, જામનગર
૧૫) પૂ. આ. મ. શ્રીજિનઋદ્ધિસૂરિજીના સદુપદેશથી મહાવીર જૈન મંદિર, મુંબઈ
૧૫) પૂ. પં. મ. શ્રીચંદ્રસાગરજીના સદુપદેશથી જૈન સંઘ, ડિરપુર
૧૧) પૂ. મુ. મ. શ્રી અશોકવિજયજીના સદુપદેશથી વીસા ઓસવાલ જૈન સંઘ, ખંભાત
૧૧) પૂ. આ. મ. શ્રીવિજયકુમુદસૂરિજીના સદુપદેશથી જૈન પાઠશાલા ખેરવા
૧૧) પૂ. મુ. મ. શ્રીપ્રકાશવિજયજીના સદુપદેશથી જૈન સંઘ, પાંચોરા
૧૧) શ્રીયુત છોટાલાલ નરસીદાસ દોસી વડનગર
૧૦) પૂ. આ. મ. શ્રીવિજયમનોહરસૂરિજીના સદુપદેશથી મોટા દેરાસરની પેઢી, સાણંદ
૧૦) પૂ. મુ. મ. શ્રીકંચનવિજયજીના સદુપદેશથી જૈન સંઘ, ગંભીરા
૧૦) પૂ. પં. શ્રીલલિતવિજયજીના સદુપદેશથી દસા શ્રીમાળી જૈન સંઘ, સાણસા
૭) પૂ. મુ. મ. શ્રીગુણવિજયજીના સદુપદેશથી પાટીવાના ઉપાશ્રયનો જૈન સંઘ, સાદડી
૫) પૂ. આ. મ. શ્રીવિજયહિમાચલસૂરિજીના સદુપદેશથી જૈન સંઘ, ચાણોદ

શ્રી પર્યુષણા મહાપર્વના આરાધન નિમિત્તે ઉપર મુજબ મદદ સમિતિને મળી છે. આ માટે અમે સર્વ આચાર્ય મહારાજ આદિ મુનિવરો, તે તે ગામના સંઘો અને તે તે સદ્ગૃહસ્થોનો આભાર માનીએ છીએ, અને બીજા ગામોના સંઘોને પોતાની મદદ મોકલી આપવા વિનંતી કરીએ છીએ. વ્યવ.

# દરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

### (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ).

### (૨) દીપોત્સવી અંક

ભગવાન મહાવીરસ્વામી પછીનાં ૧૦૦૦ વર્ષ પછીના સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક: મૂલ્ય સવા રૂપિયો.

### (૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ-વિશેષાંક

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાંનો દળદાર સચિત્ર અંક: મૂલ્ય દોઢ રૂપિયો

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩-જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ચાર આના

[૨] ક્રમાંક ૪૫-ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના

## કાચી તથા પાકી ફાઈલો

શ્રી જૈન સત્ય પ્રકાશની ત્રીજા, પાંચમા, આઠમા, દસમા, અગિયારમા તથા બારમા વર્ષની કાચી તથા પાકી ફાઈલો તૈયાર છે. મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા

--લખો--

**શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ**
**જેશિંગભાઈની વાડી; ઘીકાંટા, અમદાવાદ.**

મુદ્રક:-મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય-અમદાવાદ. પ્રકાશક:-ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ-અમદાવાદ.




વર્ષ ૧૩ : અંક ૨ ] અમદાવાદ : ૧૫-૧૧-૪૭ [ ક્રમાંક ૧૪૬

## विषय-दर्शन



લવાજમ-વાર્ષિક બે રૂપિયા : આ અંકનું મૂલ્ય-ત્રણ આના

Shri Jaina Satya Prakasha. Regd. No. B. 3801 શ્રી જૈન સત્ય પ્રકાશ

ઐતિહાસિક માહિતીદર્શક

# થિરપુરમંડણ શ્રીમહાવીરજિનસ્તવન

અન્વેષકઃ—પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયયતીન્દ્રસૂરિજી

થિરપુરમંડન વીરજી રે લાલ, ભેટતાં પાતક જાય રે સોભાગી;
મોટી મુરતી શોભતિ રે લાલ, પ્રણમતાં પાતિક જાય રે સોભાગી;
જયજય શ્રી મહાવીરજી રે લાલ. (૧)

એ છે દેવના દેવ રે લાલ, ત્રિભુવન નાયક જગગુરુ રે સોભાગી,
સુરનર કરે નિત્ય સેવ રે લાલ, જયજય શ્રી મહાવીરજી સોભાગી.—જય૦-૨
પાટણ નગર તણો ધણી રે લાલ, કુમારપાળ ભૂપાળ રે સોભાગી;
એ બિંબ ભરાવીઓ રે લાલ, પાપ ગયો પાતાળ રે સોભાગી.—જય૦-૩
પ્રાસાદ પાટણમાં કર્યો રે લાલ, ત્રીજે કાકેર જાણ રે સોભાગી;
દીવા દીસે ત્રણે તણા રે લાલ, જન કહે એહવી વાણ રે સોભાગી—જય૦-૪
પાટણ આદિ જીનેશ્વરૂ રે લાલ, કાકેર શાંતિ જીણંદ રે સોભાગી;
થીરપુર સ્થાપના વીરની રે લાલ, દેખતાં ગયા દુઃખદંદ રે સોભાગી.—જય૦-૫
પંચમ કાળ દુકાળમાં રે લાલ, અસુર થયા મહીપાળ રે સોભાગી;
તેહને પ્રાસાદ વિખંડીઓ રે લાલ, ન કરી કોણે સંભાળ રે સોભાગી.—જય૦-૬
ત્રણેમાં સાંપ્રત વાનગી રે લાલ, પાટણ નગર મોઝાર રે સોભાગી;
થંભ દીસે ત્યાંકને રે લાલ, ચોકઠે ઉપર બાર રે સોભાગી.—જય૦-૭
ધર્મક્ષેત્ર સોહામણું રે લાલ, લઘુ કાશ્મીર નામ રે સોભાગી;
કણિયાપુર પાટણ કહી રે લાલ, ધન્ય એ થિરપુર ઠામ રે સોભાગી.—જય૦-૮
પંદરશે એકતાલીશે પ્રગટિયા રે લાલ, ફાલ્ગુન માસ મોઝાર રે સોભાગી;
પુજી પ્રણમી ભાવશું રે લાલ, શ્રી સંઘ હર્ષ અપાર રે સોભાગી.—જય૦-૯
શેઠાંની શેરી ત્યાં કને રે લાલ, બેઠા શ્રી વર્ધમાન રે સોભાગી;
સ્નાત્ર મહોત્સવ કર્યો ભાવશું રે લાલ, પહોંચી મનની ખાંત રે સોભાગી.—જય૦-૧૦
પાટણ નગરથી આવિયા રે લાલ, શા લાકરચંદ ઉલ્લાસ રે સોભાગી;
સંઘપતિ તીલક ધરાવીઓ રે લાલ, ભેટિયા ગોડી પાસ રે સોભાગી.—જય૦-૧૧
ગોડી પાર્શ્વ ભેટિયા રે લાલ, હવે શ્રી ભગવંત રે સોભાગી;
સ્નાત્રમહોત્સવ કર્યો ભાવશું રે લાલ, મહીણી નિજ મન ખંત રે સોભાગી.—જય૦-૧૨
શ્રી થિરપુર માંહે આવિયા રે લાલ, ભેટિયા શ્રી વીર જીણંદ રે સોભાગી;
શીશું મત જ્યાં આદર્યું રે લાલ, કીધું ઉત્તમ કામ રે સોભાગી.—જય૦-૧૩
શાસનનાયક વીરજી રે લાલ, ત્રિશલામાત મલ્હાર રે સોભાગી;
સિદ્ધારથ કુલ ચંદલો રે લાલ, હરિલંછન સુખકાર રે સોભાગી.—જય૦-૧૪
સંવત સત્તર ત્યાશીએ રે લાલ, મહા વદ તેરસ સાર રે સોભાગી;
સાજી લાધો કહે ભાવથી રે લાલ, સફળ કર્યો અવતાર રે સોભાગી.—જય૦-૧૫

આ સ્તવન એક પ્રાચીન હસ્તલિખિત ગુટકામાંથી ઉતારીને અહીં આપ્યું છે.

॥ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष १३ | વિક્રમ સં. ૨૦૦ : ૪ વીરનિ. સં. ૨૪૭૪ : ઈ. સ. ૧૯૪૭ | क्रमांक |
| अंक २ | કાર્તિક શુદિ ૩ : શનિવાર : ૧૫મી નવેમ્બર | १४६ |


## सम्यक्त्वकुलकम् ।

सं०—पूज्य मुनिमहाराज श्रीकान्तिविजयजी

वेसागिहेसु गमणं महाविरुद्धं जहा कुलवहूणं ।
जाणाहि तहा सावया(य)सुसावगाणं कुतित्थेसु ॥ १ ॥
भणइ जणो नारीणं सइत्तणं कत्थ वेसगिहगमणे ।
एवं कुतित्थगमणे सम्मत्तं सावगस्स कहं ? ॥ २ ॥
किर धम्मंमि कुसलओ सुसावगो सो वि आगओ इहइं ।
तम्हा एस पहाणो सिवाइभणिओ य जो धम्मो ॥ ३ ॥
एवं तब्भत्ताणं थिरकरणं कुणइ तत्थ वच्चंतो ।
बद्धारइ मिच्छत्तं सुबोहिबीयं हणइ तेसिं ॥ ४ ॥
अन्नेसिं सत्ताणं मिच्छत्तं जो करेइ मूढप्पा ।
सो तेण निमित्तेणं न लहइ बोहिं जिणाभिहियं ॥ ५ ॥
सो परमप्पाणं चिय पाडेइ दुर(रु)त्तरंमि संसारे ।
मिच्छत्तकारणाइं जो नवि वज्जेइ दूरेणं ॥ ६ ॥
चिंतामणि व्व दुलहं सम्मत्तं पाविऊण अन्नेहिं ।
तं हारवेइ जीवो लोइयतित्थेसु जंतेणं ॥ ७ ॥
दंसणविराहगाणं तछामुक्कोसणंतकालाओ ।
तम्हा दंसणरयणं सव्वपयत्तेण रक्खंति ॥ ८ ॥
जह सियवडेण रहियं न तरइ भवसायरंमि बोहित्थं ।
तह सम्मत्तेण विणा किरियरुइ न तरइ भवोहं ॥ ९ ॥
जह व विणडे तुंबे साहारो नेय होइ अरएहिं ।
तह सम्मत्तेण विणा ताणं च न होइ चरणेण ॥ १० ॥

जह विच्छायं पउमं हवइ विणट्ठंमि कन्नियामज्झे ।
तह विच्छाया किरिया हवइ हु सम्मत्तनासंमि ॥ ११ ॥
जह महआययणं पि य पीढवीणासे विणस्सए सव्वं ।
सम्मत्तपीढनासे तह नासइ गुरुतवच्चरणं ॥ १२ ॥
जह वा सालीपच्छो कीडक्खइओ हवेज्ज नोसारो ।
झीणे तह सम्मत्ते हवइ असारं तवच्चरणं ॥ १३ ॥
अंधारनच्चियं पिव मयदेहोवट्टणं जहा विहलं ।
इय सम्मत्तेण विणा सव्वं बज्झं अणुट्ठाणं ॥ १४ ॥
ता इत्थेव पयत्तो कायव्वो दुल्लहं पुणो एयं ।
दंसणरयणं रयणं व दुल्लहं मंदपुन्नाणं ॥ १५ ॥
जह य बहुविग्घपउरो महानिही पायडो वि लोगंमि ।
पुन्नोवयाररहिएहिं न उण पाविज्जए कहवि ॥ १६ ॥
महयासामग्गीए माणुसखित्ताइसवणसद्धाए ।
पाविज्जइ कहमवि इमं अणुत्तरं कम्मविवरेणं ॥ १७ ॥
ता तुब्भेहिं वि पत्तं पुव्वज्जियनिययकम्मविवरेणं ।
संकाइदोसरहियं धरियव्वं अप्पमत्तेहिं ॥ १८ ॥
न वि तं करेइ अग्गी नेय विसं नेय किण्हसप्पो वा ।
जं कुणइ महादोसं तिव्वं जीवस्स मिच्छत्तं ॥ १९ ॥
हारवियं सम्मत्तं सामन्नं नासियं धुवं तेहिं ।
परचित्तरंजणट्ठा आणाभंगो कओ जेहिं ॥ २० ॥
आणाए अवट्टंतं जो उववूहिज्ज जिणवरिंदाणं ।
तित्थयरस्स सुयस्स य संघस्स य पच्चणीओ सो ॥ २१ ॥
किं वा देइ वराओ मणुओ सुट्ठु वि धणी वि भत्तो वि ।
आणाइक्कमणं पुण तणुयं पि अणंतदुहहेउं ॥ २२ ॥
तम्हा सय( इ )सामत्थे आणाभट्ठंमि नो खलु उवेहा ।
अणुकूलगाइयरेहिं अणुसट्ठी होइ दायव्वा ॥ २३ ॥
सो धन्नो सो पुन्नो स माणणिज्जो य वंदणिज्जो य ।
गड्डरिगाइपवाहं मुत्तुं जो मन्नए आणं ॥ २४ ॥

આ 'સમ્યક્ત્વકુલક' પાટણના ખેતરવસીના પાડાના તાડપત્રના ભંડારની (ડાબડા નં૦ ૬ પૃ૦ ૧૧૮ થી ૧૨૦) પ્રતિ ઉપરથી ઉતારીને અહીં આપ્યું છે.

“સિરોહી રાજ્યનાં કેટલાંક પ્રાચીન જિન મંદિરો” લેખકના અનુસંધાનમાં—

# ગુજરાતનાં કેટલાંક પ્રાચીન જિનમંદિરો

લેખકઃ—પૂજ્ય મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજી (ત્રિપુટી)

અમે ખરેડી થઈ પાલનપુર આવ્યા. વચ્ચે પ્રાચીન ચંદ્રાવતીનાં ખંડિયેરો, મંદિરોનાં શિખરો, થાંભલા, કુંભીઓ, ઘુમ્મટ અને તોરણ વગેરેનાં અનેક ટુકડાઓ પડયા છે. પ્રાચીન ભવ્ય નગરીની આ દુર્દશા જોઈ પ્રેક્ષકોનું હૃદય દ્રવી ઊઠે છે. પરમારોની આ પ્રાચીન રાજધાની એક કાળે ગુજરાતની સરહદ ઉપરની અજેય કિલ્લા રૂપ ગણાતી. વિમલ મંત્રીશ્વરે પરમાર નરેશને ગુજરાતની આણ નીચે આણી આ ચંદ્રાવતીને ઉન્નતિને શિખરે પહોંચાડી હતી. આ નગરીમાં અનેક કોડપતિ શ્રીમંત જૈનો વસતા, અનેક જિનમંદિરો અને શિવમંદિરો હતાં. તે ભવ્ય નગરી આજે સાવ ધ્વસ્ત થઈ ગઈ છે. [1] એને જોતાં જોતાં અમે આગળ વધ્યા. ત્યાં એક બાજુ પર રહી જતા સરોતા (સિરોત્તરી) ગામ, કે જ્યાં જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજી સમ્રાટ અકબર પાસે જતાં આ નગરમાં આવ્યા હતા, તે ગામમાં ગામ બહાર એક જૂનું મંદિર હતું, તેનાં ખંડિયેરો છે, વગેરે સાંભળ્યું. પછી અમે તો અમીરગઢ, ઈકબાલગઢ, ચિત્રાસણી થઈ પાલનપુર આવ્યા.

ઉપર્યુક્ત ગામોમાં પ્રાચીન સમયમાં મંદિરો હતાં એનો પરિચય નીચે આપું છું.

આગમગચ્છપતિ શ્રી મહિમા પોતાની ચૈત્યપરિપાટીમાં આ સિરોત્તરીના મંદિરનું અને તેની પાસેના જ રોહ અને સિડોત્તરીનાં મંદિરોનું વર્ણન આપે છે તે વાંચવા યોગ્ય હોવાથી નીચે આપું છું:—

---

૧. અહીં ચંદ્રાવતી નગરીનો વિશેષ પરિચય નથી આપતો, કારણ કે “જૈન સત્ય પ્રકાશ” માં મેં એ સંબંધી “ચંદ્રાવતીનાં જૈન મંદિરો” લેખ વિસ્તારથી આપેલો છે. અહીં તો આ વખતે પંદરમી સદીના વિદ્વાન કવિ મેઘે પોતાની તીર્થમાલામા ચંદ્રાવતીનો ટૂંક પરિચય આપ્યો છે તે એમના શબ્દોમાં જ આપું છું—

“નગર ચડાઉલીના ગુણ ઘણા બવણ અઢાર,
ચઉરાસિ ચહુટે હિવ હિરડઉં ઠામિઠામિ દીસઈં ભૂહરિઈં;
મૂલનાયક શ્રીનાભિમલ્હારિ જીણુ દીઠઇ મનિ હર્ષ અપાર,
કરઈ પૂજઈ શ્રાવક મનિ હસી નગર ચડાઉલી.”

આ ચડાઉલી એ જ આપણી ભવ્ય ઐતિહાસિક ચંદ્રાવતીનગરી છે. તેમજ અઢારમી સદીના પ્રસિદ્ધ તીર્થમાલાના કર્તા શ્રી શીલવિજયજી પણ આબુજીની ભૂમિનાં મંદિરોના વર્ણનમાં લખે છે.—

આબૂ ધરા ઉંબરણી પુરી દેવદ્રહ ચંદ્રાવઈ ધરી;
વિમલમંત્રી વારિ જાણી અઢારસેય દેવલ ગુણ પાણી”

આવી પ્રાચીન ઐતિહાસિક નગરીમાં અત્યારે થોડાં માટીનાં મકાનો છે, થોડાં ઝુંપડાં છે; બાકી મંદિરો અને મકાનોનાં ખંડિયેરો દેખાય છે.

રોહમાંહિ અડતાલીસ ત્રણ્ય દેહરે શ્રી જગદીસ હો
સોડોત્તરિ દેહરા બિ માનું બિસિં અઢાર બિંબ પ્રમાણું હો
સીરોત્તરિ દેહરાં બિ સોહી, આઠ મૂરત નયણે જોઈ હો."

આ રોહા નગરને અત્યારે શ્રી અમીરગઢ કહે છે. અહીં અત્યારે પાંચ ઘર શ્રાવકોનાં છે. બધાયે મૂળ બહાર ગામના જ નિવાસી છે અને વ્યાપાર ધંધા માટે આવેલા છે. અહીં અત્યારે મંદિર એક પણ નથી અને ઉપાશ્રય માટે પણ હમણાં જ નવી જમીન લીધી છે. ઉપાશ્રય નવો બનશે.

સીડોત્તરીમાં જૂનું મંદિર હતું તે ગામ બહાર ખંડિયેર રૂપે ઊભું છે. ગામમાં નવું મંદિર બન્યું છે. શ્રાવકોનાં પાંચ-છ ઘર છે.

સીરોત્તરનું નામ બદલી પાલનપુર સ્ટેટે એનું નામ 'ઇકબાલગઢ' રાખ્યું છે. અહીં અત્યારે પાંચ ઘર છે. નવીન ઉપાશ્રય બન્યો છે; નાનું મંદિર પણ બનશે. જૂનું મંદિર નથી. અહીંથી ચિત્રાસણી થઇ પાલનપુર જવાનું છે. ચિત્રાસણીમાં નાનું સુંદર શિખરબદ્ધ મંદિર છે. શ્રાવકોનાં ઘર દશ છે. આ ચારે ગામ પાલનપુર સ્ટેટનાં છે. સમ્રાટ્ અકબર-પ્રતિબોધક જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજી સીડોત્તરી અને રોહ પધાર્યા હતા.

## પાલનપુર

આ નગરનો પ્રાચીન ઇતિહાસ બહુ જ ભવ્ય અને ઐતિહાસિક પ્રસંગોથી ભરપુર છે. એનો ઇતિહાસ હું આ માસિકમાં જુદો જ આપીશ. અત્યારે તો ટૂંક પરિચય જ આપું છું–

સુપ્રસિદ્ધ ધારાવર્ષદેવ પરમારના ભાઇ પ્રહ્‌લાદનદેવે આ નગર વસાવ્યા–આબાદ કર્યાના પ્રાચીન ઉલ્લેખો મળે છે. પરન્તુ મને અહીં જે ઇતિહાસ મળ્યો છે, તે જોતાં આ નગર એથી યે પ્રાચીન હશે એમ લાગે છે. પ્રહ્‌લાદનદેવે આ નગરને ઉન્નત અને ગૌરવવન્તુ બનાવ્યું એમાં સંદેહ નથી.[૨]

---

૨ પરમાર ધારાવર્ષના ભાઇ પ્રહ્‌લાદનકુમારે પાલનપુર વસાવ્યાનો ઉલ્લેખ જૈન સાહિત્યના સંક્ષિપ્ત ઇતિહાસમાં છે. તેમજ સોમસૌભાગ્ય કાવ્ય વગેરેમાં પણ એ જ પ્રમાણેના પ્રાચીન ઉલ્લેખો મળે છે.

હીરસૌભાગ્ય કાવ્યમાં આ પ્રમાણે ઉલ્લેખ છેઃ—

प्रह्लादनाच्चन्द्र इवाङ्गमाजामन्वर्थनामाजनि यो जगत्यां
प्राह्लादनः पार्श्वपतिः स तत्र प्राह्लादनाह्वे व्यलसद् विहारे ।
यदीयमूर्तिर्निरमायि भक्त्या प्राह्लादनाह्वे पुरि राणकेण
तस्याजयस्येव नृपस्य पार्श्वोऽप्यामापहः स्नानजलेन जज्ञे ॥

અહીં ટીકાકાર ખુલાસો કરે છે કે પ્રહ્‌લાદનકુમારે આબુ ઉપરની ચતુર્મુખ ધાતુની મૂર્તિમાંની મૂર્તિને ઓગાળાવી હતી, અને અચલેશ્વરનો પોઠિયો બનાવરાવ્યો હતો; જેના પાપથી એને શરીરે કોઢનો રોગ થયો હતો. પછી આ મૂર્તિ બનાવરાવી અને એના સ્નાનજલના છંટકાવથી એનો કોઢનો રોગ ગયો છે. જેમ અજયપાલ રાજાનો રોગ પણ

પ્રહ્લાદન કુમારને એક વાર એવી દુર્બુદ્ધિ સૂઝી કે પાર્શ્વનાથ ભગવાનની પરિકર સહિતની ધાતુની મૂર્તિને ગળાવી નાંખી—આબુ ઉપરના અચલેશ્વરનો નાંદીયો-પોઠિયો બનાવ્યો. કેટલાક કહે છે કે તેમાંથી પલંગના પાયા કરાવ્યા પછી પ્રહ્લાદનને કોઢનો રોગ થયો. આખરે હારી થાકી વનવનમા એ ભમે છે. ત્યા પ્રતાપશાલી શ્રી. શાલીભદ્રસૂરીશ્વરજીનાં દર્શન થાય છે. પ્રેમ અને ભક્તિથી વિનમ્ર બની રાજા પોતાનું પાપ પ્રકાશી એનો પશ્ચાત્તાપ કરે છે. દયામૂર્તિ જૈનાચાર્યજી એને આશ્વાસન આપી શ્રી પાર્શ્વનાથજીનાં દર્શન પૂજન કરી ભક્તિથી ન્હવણ જલ છાંટવાનું કહે છે. પ્રહ્લાદન કુમાર એ પ્રમાણે કરે છે. એમનો રોગ મટે છે અને પછી પ્રહ્લાદનપુર વસાવી પ્રહ્લાદન પાર્શ્વનાથજીની મૂર્તિ બનાવરાવી મંદિરમાં પધરાવી પ્રતિષ્ઠા કરાવે છે. ત્યારથી આ નગરી ઇતિહાસના પાને ઝળકે છે. ત્યાર પછી તો અનેક સુવિહિત જૈનાચાર્યો આ નગરીમાં પધાર્યા છે. આ નગરીએ અનેક પ્રસંગો જોયા છે.

પૂ. પા. આ. શ્રી સોમસુંદરસૂરીશ્વરજી જેવાની જન્મદાત્રી ભૂમિ તરીકેનું ગૌરવ આ નગરને પ્રાપ્ત થયેલું છે, જેનો ઇતિહાસ હું આગળ ઉપર આપવા ધારું છુ.

વર્તમાન પાલણપુર તો સત્તરમી સદીમાં આબાદ થયું છે. અહીંનો પાહ્લણ વિહાર તો ખૂબ પ્રસિદ્ધ છે અને તેનાં ગુણગાન ઘણાં રચાયેલા છે. જૂઓ—

"આદિ નગર પાહ્લણપુર વલી પાસજીણિંદ પુજઉ મન રુલી,
પાલ્હણ આંખિ રોગ સવિ ગમિઆ પારસનાથઈ હેલાં નીગમ્યાં;
ચઉરાસી સીકરિ પ્રસાદ પાસભૂવણિ નિતુ કરઈ ઉચ્છાહ,
સોલ કોસીસા સોનાતણાં બીજા જીણહર ભૂયણિ અતિ ઘણાં.
"પાલ્હણપુર હેતું ત્રિભુવન ભાણુ"

—(કલ્યાણસાગર વિરચિત પાર્શ્વનાથ ચૈત્યપરિપાટી)

'પાલણપુર શ્રી પારશનાથ"  —(શીલવિજયજી તીર્થમાલા)

પાલવિહાર શ્રીપાસનો સુ૦ રાય પલ્હાદે કીધ સા૦
અક્ષત મૂડો નિતુ પ્રતે સુ૦ સોલ મણિ પૂગી પ્રસીદ્ધ; સા૦
પૂજા ભોગ એહવો હતો સુ૦ પહિલાં ઇણિ જગમાંહિ, સા૦
સંપ્રતિ પાણ મહિમા ઘણો સુ૦ પાલણપુરવરમાંહિ. સા૦

—(જ્ઞાનવિમલસૂરિજીકૃત—તીર્થમાલા)

'પાલ્હવિહાર ઉપાસજી૦ સા.' (મેઘવિજયજી ઉપાધ્યાય વિરચિત—પાર્શ્વનાથ નામમાલા)

શ્રી પાર્શ્વનાથજીના સ્નાત્રના જલના છંટકાવથી ગયો હતો અને પછી રાજા અજયપાલે અજયપુર (વર્તમાન અજારા) વસાવી પાર્શ્વપ્રભુની મૂર્તિ સ્થાપી મંદિર બનાવ્યું હતું તેમ પ્રહ્લાદને પણ પ્રહ્લાદનપુરમાં પ્રહ્લાદના પાર્શ્વનાથજીનું મંદિર બંધાવી પ્રભુ મૂર્તિની પ્રેમ અને ભક્તિથી સ્થાપના કરી હતી છે.  —(હીરસૌભાગ્ય

અત્યારે પાલનપુરમાં એ જ પલ્લવીયા પાર્શ્વનાથજી—પ્રહ્લાદન—પાર્શ્વનાથજી બિરાજમાન છે અને એ મંદિર શ્રી પલ્લવીયા પાર્શ્વનાથજીનું મંદિર છે.

પાલણપુરમાં અત્યારે દસ જિન મંદિરો છે તે આ પ્રમાણે—

**૧ પ્રલ્લવીયા પાર્શ્વનાથજી**—મૂલનાયકજી શ્રી પાર્શ્વનાથજી છે. ત્રણ માળનું ભવ્ય પ્રાચીન જિનમંદિર છે. આ મંદિરની પાસે જ શ્રી આદિનાથજીનું અને નેમિનાથજીનું મંદિર છે. ઉપર પણ પ્રાચીન સુંદર મૂર્તિઓ છે. ધાતુની પ્રાચીન પંચતીર્થી ભવ્ય અને દર્શનીય છે. આ ત્રણે મંદિર સાથે જ છે ત્રણેનું કમ્પાઉન્ડ પણ એક જ છે. મંદિરની બહાર વીરવિજયોત્તેજક સભાનું પુસ્તકાલય છે.

**૨ શાન્તિનાથજીનું**—તપગચ્છના ઉપાશ્રય પાસે જ આવેલું આ ત્રણ માળનું નાજુક ભવ્ય મંદિર છે. મૂલનાયકજીની મૂર્તિ પ્રાચીન અને ભવ્ય છે. આ મંદિરમાં આ. શ્રીસર્વદેવસૂરિજીપ્રતિષ્ઠિત સત્તરીસયજિનપટ્ટક બહુ જ સુંદર છે. આ. શ્રી સર્વદેવસૂરિજીની મૂર્તિ પણ છે.

**૩ શ્રી શાન્તિનાથજી**—આ મંદિર ડાયરામાં ગણાય છે.

**૪-૫ આદિનાથજી અને સંભવનાથજી**—સુંદર શિખરબદ્ધ ભવ્ય મંદિર કમાલપુરામાં એક સાથે જ આ બન્ને મંદિરો આવેલાં છે.

આ સિવાય બાકીનાં ઘર મંદિરો છે જે નીચે પ્રમાણે છે.—

૬ ઝવેર મલકાનું ઘર દેરાસર—મૂલનાયકજી આદીશ્વર ભગવાન છે. પાષાણની સુંદર મૂર્તિ છે.

૭-૮ બાદરગંજમાં બે ઘર દેરાસર છે. એકમાં પાષાણની શ્રી આદીશ્વર ભગવાનની મૂર્તિ છે અને બીજામાં સ્ફટિકની શ્રી સુવિધિનાથજીની મૂર્તિ છે.

૯. નગા પારેખના વાસમાં નગા પારેખનું ઘર દેરાસર છે. તેમા શ્રી પાર્શ્વનાથ ભગવાનની સુંદર પંચતીર્થી છે.

૧૦ નગરશેઠનું ઘર દેરાસર. અહીં પંચતીર્થી પાર્શ્વનાથજીની પ્રતિમાજી છે.

પાલણપુરમાં ત્રણ હસ્તલિખિત પુસ્તકોના ભંડાર છે.

૧—ડાયરામા પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ સારો છે. લિસ્ટ પણ થયેલું છે.

૨—તપગચ્છના ઉપાશ્રય પાસેની શ્રીસંઘની પેઢીમા એક કબાટ ભરીને હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ છે. તેનું લિસ્ટ પણ થયેલું છે.

૩—કમાલપુરામાં હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ છે, પણ તેનું લિસ્ટ નથી થયું.

લાયબ્રેરીમાં પુસ્તકો છે. જાહેર પેપરો પણ આવે છે. ૫૦૦ થી ૬૦૦ ઘર જૈનોનાં છે.

પાઠશાળા, કન્યાશાળા વગેરે ધાર્મિક સંસ્થાઓ પણ ચાલે છે. આયંબિલશાળા ભોજનશાળા પણ છે ૪-૫ ઉપાશ્રય છે. ધર્મશાળા છે.

પાલનપુરનો પ્રાચીન ઇતિહાસ પાલનપુરનિવાસી સુશ્રાવક ભાઇ કપૂરચંદ મંછાચંદ શાહ પાસે સંગ્રહીત છે. એમણે મને એમના સંગ્રહનો ઉપયોગ કરવા ઘણો સંગ્રહ આપ્યો છે. હું સમય મેળવી બધું તૈયાર કરી એક જુદા પુસ્તકરૂપે એને પ્રકાશિત કરવાની ભાવના રાખું છું. એટલે અહીં તો પાલનપુરનો માત્ર પરિચય જ આપ્યો છે.

## મગરવાડા

" મગરવાડિ જખ્ખ જાગતો તપગછિ મહિમા જે આલતો "

મગરવાડામાં તપગચ્છનું માહાત્મ્ય અને મહિમા વધારનાર માણિભદ્રવીરનું સ્થાનક–મંદિર છે. આજુબાજુનાં નાનાં ગામડાંની અજૈન વસ્તીપર પણ આ સ્થાનકનો પ્રભાવ અમે જોયો. રસ્તામાં એક ખેતરના ખેડુતને પૂછ્યું: ભાઈ, મગરવાડાનો રસ્તો કયાં આવ્યો ? તો કહે–બાપુ, વીરના સ્થાનકે જાઓ છો ને ? બહુ ચમત્કારી છે હો. અમે પૂછ્યું, તમે જાઓ છો ખરા ? હા. કેમ ના જાઇ ! એ તો જાગતો દેવ છે. આ વીરના થાનકે તો હિન્દુ ને મસલમાન ( મુસલમાન ) બધાયે જાય છે.

એક મુસલમાન ભાઇને પૂછ્યુ. એણે પણ આ વીરના ચમત્કારી સ્થાનની ખૂબ પ્રશંસા કરી. એણે તો ત્યાં સુધી કહ્યું બધા દેવ સરખા છે. અમે તો બધે જઇએ છીએ વગેરે વગેરે. આ શબ્દો એટલા માટે ઉતાર્યા છે કે અજૈનો પણ આ ચમત્કારી માણિભદ્ર વીરના સ્થાનકને બહુ જ પ્રેમ, આદર, શ્રદ્ધા અને ભક્તિથી માને છે. કોળી અને ઠાકરડા કદી પણ આ વીરના સોગન નથી ખાતા. એની માનતા માને છે અને એ જ પ્રમાણે બધું પૂરું પણ કરે છે. આ વીરદેવનું નામ લઇને જનારનું કદી કોઇ નામ ન લ્યે, ન તેને લુંટે કે પીડે. અધીંરાતે થાનકનું નામ લઇને જાવ, બસ તમે નિર્ભય છો. આટલું માહાત્મ્ય આ માણિભદ્રવીરનું ચારે બાજુ ફરતાં ગામડાંઓમાં છે. ગુજરાતના અને ગુજરાત બહારના જૈનો પણ આ થાનકથી પરિચિત તો છે જ.

મગરવાડા ગામ બહાર વડના ઝાડની બાજુમાં જ આ ભવ્ય થાનક છે; મંદિર વચ્ચે મોટો ચોક–મેદાન–ધર્મશાળા ખેતર અને વિશાલ કમ્પાઉન્ડ છે.

ગામમાં શ્રાવકોના ઘર છે, સુંદર જિનમંદિર–ઉપાશ્રય છે.

આજે મારવાડ અને ગુજરાતના પણ કેટલાક જૈનો કેટલીક વળગાડની બાધા–પીડા વગેરે માટે ' ઉનાવા ' જાય છે, એ એક જાતનું મહામિથ્યાત્વ જ છે, અને ત્યાં કેટલીક ફસામણી જેવું પણ થાય છે. એના કરતાં આવા સમ્યક્ત્વી શાસનરક્ષક દેવની ઉપાસના કરી અધઃપાતમાંથી બચવું ઉચિત લાગે છે. બાકી તો " सव्वे जीवा कम्मवस " ખૂબ યાદ રાખવાની જરૂર છે. બહુ જ દુઃખ અને ખેદની વાત છે કે સારા અને બુદ્ધિમાન ગણાતા, ધર્મનિષ્ઠ મનાતા જૈનો પણ છુટ માતાએ અને ઉનાવાના પીર–(વીર) પાસે જાય છે, મહિનાઓ અને દિવસો ગાળે છે. આ વસ્તુ બહુ જ સુધારો માગે છે. જૈનો જાગે અને પોતાના જ શાસનરક્ષક દેવને સમ્યક્ત્વી દેવ–દેવીઓને શ્રદ્ધા, પ્રેમ–ભક્તિ અને આદરથી ઉપાસના કરે એ ઉચિત છે.

## મેત્રાણા

ઉત્તર ગુજરાતનું આ પણ એક ઓગણીસમી સદીનું તીર્થ છે. ધાણધાર પરગણામાં આ સ્થાન તીર્થરૂપ મનાય છે. ગુજરાતના ભોયણી, પાનસર, સેરીસા અને વામજથી પણ પહેલાંનું આ તીર્થ છે. અહીં વિ. સં. ૧૮૯૩ લગભગમાં મૂલનાયકજી શ્રી આદિનાથજી ભગવાન વગેરે ત્રણ પ્રતિમાઓ નીકળી હતી. અત્યારે મંદિર ભવ્ય અને વિશાલ છે. બહાર

ત્રણ દેરીઓ છે. સામે જ મોટી ધર્મશાળા છે. દર પૂર્ણિમાએ મેળો ભરાય છે, ભાતું અપાય છે. મહા સુદિ તેરસે વર્ષગાંઠ ઉજવાય છે પાટણથી ચારૂપ થઈને આગળ જતી રેલ્વે લાઈનનું કાકોશી સ્ટેશન છે,—જેને મેત્રાણારોડ પણ કહે છે. સ્ટેશનથી ૧ માઈલ દૂર આ તીર્થ આવ્યું છે. તેમજ સિદ્ધપુરથી મોટર પણ મેત્રાણા આવે છે. અત્યારે દેખરેખ મેતા અને સિદ્ધપુરના સંઘની કમિટી રાખે છે.

ખાસ મેતાના[3] ભાઈઓ શેઠ દલીચંદભાઈ વગેરે સારી દેખરેખ રાખે છે. ગુજરાતનું આ તીર્થ અત્યારે રેલ્વે લાઈનથી દૂર જવાથી અને મૂલ રસ્તાથી થોડે દૂર રહેવાથી યાત્રિકોવિહોણું લાગે છે. બાકી સ્થાન એકાંત, સુંદર અને હવાપાણી સારાં છે. આત્મધ્યાની અને શાંતિ ઇચ્છુક મહાનુભાવોએ જરૂર લાભ લેવા જેવો છે.

### કલાણા

મેત્રાણાથી કલાણા થઈ અમે ચારૂપ આવ્યા. કલાણામાં શામળીયા પાર્શ્વનાથજીનું નાનું મંદિર છે. મૂર્તિ બહુ જ ભવ્ય મનોહર અને પ્રાચીન છે. પરન્તુ દેખરેખનો અભાવ છે. ન મલે ચક્ષુનું ઠેકાણું, ન મલે વ્યવસ્થાનું ઠેકાણું. આવા પવિત્ર અને શાંતિદાયક સ્થાનનો લાભ લેનારા બહુ વિરલ જીવો દેખાય છે અમે અહીંથી ચારૂપ આવ્યા.

### ચારૂપ

ચારૂપ પ્રાચીન ઐતિહાસિક તીર્થસ્થાન છે. ગુજરાતનાં પ્રસિદ્ધ પ્રાચીન તીર્થોમાં આ તીર્થની ખાસ ગણતરી થાય છે. પ્રભાવકચરિત્રમાં શ્રી વીરાચાર્યજી વીરસૂરિપ્રબંધ ૨૦ મા નમ્બરનો છે, તેમાં ચારૂપનો ઉલ્લેખ મલે છે. આ આચાર્ય ગુર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહના સમકાલીન છે. સિદ્ધરાજ જયસિંહનો સમય ૧૧૫૦થી ૧૧૯૨ સુધીનો છે. આ જ સમય સૂરીશ્વરજીનો જાણવો જોઈએ તેઓ ષંડિલ્લગચ્છના શ્રી વિજયસિંહસૂરિજીના પટ્ટધર છે. તેઓ અસાધારણ વિદ્વાન, વક્તા અને અનેક દર્શન શાસ્ત્રોના પારગામી હતા; તેમજ મહાન સમયજ્ઞ અને રાજામહારાજાઓને પ્રતિબોધવાની અનુપમ શક્તિ ધરાવનાર હતા. સિદ્ધરાજ જયસિંહ તેમને બહુ માન આપતો અને અવારનવાર ધર્મોપદેશ સાંભળતો હતો. એક વાર રાજાએ મશ્કરીમાં સૂરિજીને કહ્યું: મારી સભામાં તમને આ માન અને સત્કાર છે તેવાં બીજે નહિ મળે. આપ બીજે જાઓ તો ખબર પડે કે આ માન અને સત્કાર કેમ જળવાય છે. સૂરિજી મહારાજ આ વસ્તુ સમજી ગયા અને લાભનું કારણ જાણી મંત્રબળે ઊડીને પલ્લી ( મરૂદેશનું વર્તમાન પાલીશહેર સંભવે છે ) પહોંચી ગયા. આચાર્યશ્રી ત્યાં પહોંચ્યાના રાજાને સમાચાર મલ્યા. રાજા સિદ્ધરાજ આ સાંભળીને આશ્ચર્ય પામ્યો. સૂરિજી ત્યાંથી મહાબોધપુરમાં ગયા અને મોટી વાદસભામાં બૌદ્ધોને જીતીને ગ્વાલીયર પધાર્યા. ત્યાં પણ રાજસભામાં વાદીઓને જીતી રાજ્ય તરફથી બહુ જ સન્માન સત્કાર ગૌરવ અને આદર પામ્યા. ગુર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહને સૂરિપુંગવનું ગુજરાત બહાર થયેલુ ગૌરવ-સન્માન સાંભળી ખેદ પણ થયો. હીરો તો જ્યાં જાય ત્યાં માન પામે છે. રાજહંસ તો જ્યાં જાય ત્યાં પ્રેમ સ્નેહ અને આદર પામે જ છે. એને પોતાની

---

[3] મેતામાં સુંદર જિનમંદિર, ઉપાશ્રય અને શ્રાવકોના ઘર છે.

ભૂલનો પશ્ચાત્તાપ થયો અને પોતાની સભાના સભ્યોને મોકલી સૂરિજીને પાટણ પધારવા આમંત્રણ મોકલાવ્યું. પોતાની ભૂલનો પશ્ચાત્તાપ પણ પ્રગટ કર્યો.

દયાનિધાન સૂરિજીએ રાજાની વિનંતિનો સ્વીકાર કર્યો, અને ગુજરાતમાં પધાર્યા. સૂરિજી જ્યારે પાટણથી ચાર કોશ દૂર ચારૂપ ગામમાં પધાર્યા ત્યારે તેમને મળવા, અને જાતે વિનંતિ કરવા ગુર્જરેશ્વર સિદ્ધરાજ પોતે ચારૂપ આવ્યા અને સૂરિજીને નમી બહુમાન-પુરસ્સર પાટણ પધારવાની વિનતિ કરી. સૂરિજી પાટણ પધાર્યા ત્યારે બહુ જ ઉત્સવપૂર્વક સિદ્ધરાજે પ્રવેશોત્સવ કરાવ્યો હતો.

ચારૂપતીર્થ સંબંધે પ્રભાવકચરિત્રમાં વિશેષ ઉલ્લેખ નીચે પ્રમાણે મળે છે.–

"ત્યારે ધરણેંદ્ર કહેવા લાગ્યો કે એ બાબતમાં તમારે અધીરાઈ–ખેદ ન કરવો. હવે આજે દીનતા તજીને જિનબિંબના ઉદ્ધારથી તમે એક જૈન પ્રભાવના કરો. શ્રીકાંતાનગરીના ધનેશ શ્રાવક વહાણ લઈને સમુદ્ર માર્ગે જતાં તેના વહાણને ત્યાંના અધિષ્ઠાયક દેવતાએ સ્તંભેલ હતું. આથી શ્રેષ્ઠીએ તેની પૂજા કરતાં તે અંતરે વ્યવહારીને આપેલ ઉપદેશથી તે ભૂમિમાંથી ભગવંતની ત્રણ પ્રતિમાઓ તેણે બહાર કાઢી. તેમાંની એક પ્રતિમા તેણે ચારૂપ ગામમાં સ્થાપન કરી, જેથી ત્યાં તીર્થ થયું. બીજી પાટણમાં બિંબરક્ષનાર્થ[૪] મૂળમાં સ્થાપન કરી. અરિષ્ટનેમિની પ્રતિમા પ્રાસાદમાં સ્થાપન કરી. ત્રીજી પ્રતિમા સ્તંભક ગામમાં સેઢિકા (શેઢી) નદીના તટપર વૃક્ષઘટાની અંદર ભૂમિમાં સ્થાપન કરેલ છે, તે પાર્શ્વનાથની પ્રતિમાને તમે પ્રગટ કરો. કારણ કે ત્યાં એ મહાતીર્થ થવાનું છે."

—( પ્રભાવકચરિત્ર )

પ્રવચનપરીક્ષામાં મહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી લખે છે કે ગત ચોવીશીના સોળમા તીર્થંકરના સમયમાં અષાઢી શ્રાવકે ત્રણ પ્રતિમાઓ કરાવી હતી, તેમાંની એક ચારૂપમાં છે.

બીજા ઉલ્લેખ[૫] પ્રમાણે નમિનાથજીના શાસનકાળ પછી ૨૨૨૨ વર્ષ પછી ગૌડદેશના અષાઢ શ્રાવકે ત્રણ જિનપ્રતિમાઓ કરાવી હતી તેમાંની એક કાંચી[૬] નગરના ધનેશ

૪ પાટણની આ અરિષ્ટનેમિની પ્રતિમા અત્યારે પાટણમાં શાળવી વાસમાં નેમિનાથજીના મંદિરમાં વિદ્યમાન છે એમ હું માનું છું. બરાબર ચારૂપમાં બિરાજમાન શ્રી શામળીયા પાર્શ્વનાથજીના માપની અને એ જ નમૂનાની આ મૂર્તિ છે. શ્રી નેમિનાથની મૂર્તિનાં દર્શન કરતાં તરત જ આપણને ચારૂપના શામળીયા પાર્શ્વનાથજીની મૂર્તિનું સ્મરણ થાય છે. ચારૂપ તીર્થના અત્યારના વહીવટકર્તા શેઠ બાલુભાઇને આ સંબંધી પૂછતાં તેઓ પણ મારા મતને મળતા થયા હતા. આ સંબંધી વિશેષ શોધખોળની ખાસ જરૂર છે.

૫. શ્રી નમિનાથજીના શાસનકાળમાં બનેલ આ મૂર્તિનો નીચે પ્રમાણે ઉલ્લેખ મળે છે—

" नमेस्तीर्थकृतस्तीर्थे वर्षे द्विकचतुष्टये ।
आषाढश्रावको गौडोऽकारयत् प्रतिमात्रयम ” ॥

૬. પ્રસિદ્ધ તીર્થયાત્રી કવિ શીલવિજયજી પોતાની તીર્થયાત્રામાં કાંચી નગરનું વર્ણન લખતાં જણાવે છે કે–

શ્રાવકને ત્યાંથી અહીં ચારૂપમાં આવી છે.

આ પ્રમાણે જોઇએ તો પહેલા પક્ષના માનવા મુજબ ચારૂપમાં અત્યારે બિરાજમાન શ્રી શામળીયા પાર્શ્વનાથજીની મૂર્તિને બન્યે અસંખ્યાતા વર્ષના વહાણાં વાયાં છે અને બીજા પક્ષની માન્યતા મુજબ ૫૮૬૭૦૦ વર્ષ લગભગ થયાં છે.

ઉપદેશ તરંગિણીમાં જુદાં જુદાં તીર્થોનો ઉલ્લેખ છે તેમાં ચારૂપનું નામ પણ મલે છે.

સુકૃતસાગર અને ગુર્વાવલીમાં ઉલ્લેખ છે કે માંડવગઢના મંત્રીશ્વર પેથડકુમારે ચારૂપમાં શ્રી શાંતિનાથજીનું મંદિર બનાવ્યાનો ઉલ્લેખ છે.

× × × शंखेश्वर–चारुप–रावणापार्श्वनाथ "

ચારૂપમાં બિરાજમાન શ્રી શામળીયા પાર્શ્વનાથજીની મૂર્તિ—મૂલનાયકજીના પરિકરની નીચે આ પ્રમાણે લેખ છે—

.... .... .... .... दि १३ श्रीनागेन्द्रगच्छे श्रीशीलगुणसूरिसंताने श्रे. राघणसुत श्रे. सोभा (ना) तथा श्रे. जसराजसुत (२) .... देवाभ्यां (श्री) चारुपग्रामे श्रीमहातीर्थे श्रीपार्श्वनाथ परिकर कारित (तं) (३) प्रतिष्ठितं श्रीदेवचंद्रसूरिभिः

આ દેવચંદ્રસૂરિજી સાથે સંબંધ ધરાવનારો સં. ૧૩૦૧ નો લેખ પાટણમાં છે તેમજ શ્રી દેવચંદ્રસૂરિજીની પાટણમાં પંચાસરજીના મંદિરમાં મૂર્તિ પણ છે.

આ દેવચંદ્ર સૂરિજી પાટણ સ્થાપક ચાવડાવંશીય સુપ્રસિદ્ધ વનરાજના મહાઉપકારી ધર્મગુરુ શીલગુણસૂરિના શિષ્ય થાય છે.

અર્થાત્ આ પરિકર પણ હજાર વર્ષથી પણ વધુ જૂનું છે.

આબુના વસ્તુપાલ તેજપાલના લુણીગવસહી મંદિરમાં પોતાની દેરીઓ બંધાવનાર વરહુડિયા ગોત્રના નાગોરનિવાસી સા દેવચંદે અને તેના કુટુંબે કરાવેલાં સત્કાર્યોની નોંધ છે, તેમાં ચારૂપમાં શ્રી આદિનાથ પ્રભુજીનું ભવ્ય બિંબ, એક પ્રાસાદ, અને છ ચોકીઓ સહિત ગૂઢમંડપ બંધાવ્યાનો ઉલ્લેખ છે : 'આબુ' લેખસંગ્રહ ભાગ બીજો )

ઉપર્યુક્ત પ્રમાણો આપણને એક વસ્તુ બહુ જ સ્પષ્ટ રીતે સૂચવે છે કે પાટણ પાસેનું અત્યારનું ચારૂપગામ પ્રાચીન તીર્થ છે–મહાતીર્થ રૂપે ગણાતું હતું. અત્યારે પણ ગુજરાતમાં તો આ તીર્થની પ્રાચીનતા પ્રસિદ્ધ જ છે

કવિરાજ શીલવિજયજી પોતાની તીર્થમાલામાં ચારૂપને પણ સંભારે છે કે—

" આવ્યા પાટણિ અતિ આદરિ પાસજી ભેટયા પંચાસરિ.
કોકો નારિંગો ચારૂપપાસ અહારે સુગુણ સ્વરૂપ. "

---

" હેમ રયણુની રૂપાતણી જિનપ્રતિમા તિહાં દીપિ ઘણી;
જીન કાંચિઈ જીનપ્રાસાદ સરગ સમોવડિ માંડિ વાદ. "

સેરિસા તીર્થ વર્ણનમાં પણ એ જ કવિરાજ લખે છે કે—

" સેરીસિં લોઢાણ જીન પાસ, સંકટ ચૂરિ પૂરિ આસ;
જૈન કાંચીથી આણ્યો દેવ મંત્રબલી ચેલાની સેવ. "

આ હિસાબે જૈન કાંચી નગરથી સેરીસામાં અને ડભોઈમાં પાર્શ્વનાથની મૂર્તિઓ આવી છે.

આરૂપની વર્તમાન સ્થિતિ–અત્યારે આરૂપમાં સુંદર ભવ્ય શિખરબદ્ધ મંદિર છે. અહીં પહેલાં એક નાનું દેરું હતું. પછી પાટણના શ્રીસંઘે તીર્થની ૧૯૩૭માં સંભાળ લઇ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો. પછી ધર્મશાળા ૧૯૫૧માં બની. પછી હમણાં મૂલનાયકજીને મૂલ ગાદી ઉપરથી ફેરવ્યા સિવાય ભવ્ય જીર્ણોદ્ધાર કરાવી મોટું મંદિર બંધાવ્યું. આ છેલ્લા જીર્ણોદ્ધારની શરૂઆત સં. ૧૯૭૪માં થઇ હતી અને સં. ૧૯૮૪માં જેઠ શુદિ ૫ ના જીર્ણોદ્ધારની પ્રતિષ્ઠા આચાર્યવર્ય શ્રીવિજયસિંહસૂરિજી આ. શ્રી વિજયવલ્લભસૂરિજી અને પ્રવર્તકજી શ્રીકાંતિવિજયજી મહારાજ આદિના શુભ હસ્તે થઇ છે. મંદિરને ફરતી મોટી વિશાળ ધર્મશાળા બની છે ધર્મશાળાની બહાર સ્ટેશનના રસ્તા તરફ શેઠ નગીનદાસ કરમચંદની પણ બીજી ધર્મશાળા છે.

જીર્ણોદ્ધારનો અને ઐતિહાસિક વિગતોને જણાવતો લેખ પણ છે.

આરૂપતીર્થ પ્રાચીન છે અને વર્તમાનમાં પણ પરમ શાંતિનું ધામ છે. દર પુર્ણિમાએ પાટણ અને આજુબાજુના ગામોના જૈનો દર્શન પૂજન આવે છે. તીર્થ ખાસ યાત્રા કરવા લાયક છે. ત્યાંથી વિહાર કરી અમે પાટણ ગયા. (ચાલુ)

# छे और सिलोके

लेखक–श्रीयुत अगरचंदजी नाहटा

"जैन सत्य प्रकाश" के क्रमांक १४४ में मुनि लक्ष्मीभद्रविजयजीने 'सलोका–संचयमां वधारो' शीर्षक से ६ सलोकों का परिचय दिया है, जिनमें आपने ५ सलोके नवीन बतलाये हैं। पर वास्तव में उनमें से ३ ही नवीन ज्ञात होते हैं। नं. ३ उदयरत्न-कृत नेमनाथ शलोका व नं. ६ कुंअरविजयरचित हीरविजयसूरि सलोका का निर्देश कापडियाजीके लेखमें है ही, और ये प्रकाशित भी हो चूके है। नं. ५ हीरविजयसूरि सलोका भी छप चूका है इसका उल्लेख इसी "जैन सत्य प्रकाश" के क्रमांक १४१ में प्रकाशित मेरे लेखमें विद्याधर रचितके रूपमें किया गया था। रचना के अन्तमें "वीर विद्याधर" शब्द आता है इससे मुनिश्रीने वीरविमल नाम अनुमान किया है; मैंने उससे विद्याधर नाम ग्रहण किया है।

"जैन गुर्जर कविओ" भा. ३ में हमारे संग्रह एवं बीकानेरके जैन ज्ञानभंडारो के राससाहित्य का विवरण प्रकाशित करवाने का हमने प्रेरणा एवं प्रयत्न किया था। उसके पश्चात् हमारे संग्रह एवं जानकारीमें अनेकों रास चौपाई आदि रचनायें आयी हैं अतः देशाईजी के तीनों भागों की अनुपूर्तिरूप एक ग्रन्थ अभी तैयार किया जा रहा है, इसी प्रसंग से अपने संग्रहको पुनः देखनेका अवसर आया,तो नवीन सलोके और भी अवलोकनमें आये, उनका परिचय भी यहां दिया जा रहा है।

१ रिषभनाथ सिलोको — जिनहर्ष

अंत—भवियण नर प्रतिबोध दीयंता, शुभ ध्याने मनधर लाभ लियंता।

प्रथम जिणेश्वर मुगति सिधाया, इम **जिनहरष** भलै गुण गाया ॥
इति रिषभनाथ सिलोको । , पत्र २ ( अंतपत्र )

२ **जैसलमेर सिलोको**—गाथा ५१, रामचंद्र, सं. १८७८ का. सु. १५ मू.
**आदि**—अथ श्रीजेसलमेर श्लोको लिख्यते —
सरसती माता सारद राणी, तुठी जे आपे अविरल वाणी ।
सक्त साचे त्रीहू जक्तमें जाणी, वेदशास्त्रमें जेह वखाणी ॥
\+ \+ \+
**अंत**—कह्यो सलोको चढती दिसाको, भणजो सुणजो भावेसु लोको ।
कहे गुरजो **रामतेचंद** भणतां सुणतां ते परम आणंद ॥ ५ ॥
इति श्री चढती दिसा को सिलोको । पत्र १

३ **पार्श्वनाथ सलोका**—गा. ३७, स. दौलत, सं. १८४० पौ. व. १०, लूण सर
**आदि**—अथ श्री पार्श्वनाथजीरो सिलोको लिख्यते ।
सकत कहीजे सरसती माई, कवीयण केरी मात सहाई ।
विद्यारौ दान कवियनै आपै, कुवचन केरा नांम उथापै ॥
\+ \+ \+
**अन्त**—संवत अठारसैं, वरस चालीसै, स्तवना मै कीधी अधिक जगिसे ।३५।
पोस वदि दशमी हर्ष अपारा, लूणसर मांहै अधिक उदारा ।
खरतर आचारज गच्छ सुखदाई, वाचक उदे भाणजी विरुद सवाई ।३६।
तेहांना शिष्य वीरभाण कहीये, लोकां रे मांहै जस बहुल लहीये ।
श्री सरसती नै सुगुरु पसायैं, **दौलत** मुनिवर इम गुण गावै । ३७ ।
इति श्री पार्श्वनाथजीरो सिलोको संपूर्ण ।

४ **शालिभद्र सिलोको**—
**अंत**—सीज्या पुंजीने संथारोजी कीधो, महलासुं माताजी वांदण आयो,
अल्गा रहजो छेतीस थोडी, भणतां गुणतां संपद आव दवडो ।
इति शालभद्रजीको सीलोको संपूर्ण
सं. १९२९ मिती जेठ सुदी १३

५–६—इनके अतिरिक्त जिनहर्षके नेमि सलोके गा. ४९ का उल्लेख हमारी नोंध में हैं और मेघराजरचित पार्श्वचंद्रसूरि सिलोके का उल्लेख ऐतिहासिक **रासंग्रह** भा. १में पाया जाता है।

# આપણા પ્રાચીન જ્ઞાન-ભંડારો.*

[ પં. લાલચંદ ભગવાન્ ગાંધી, પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા. ]

વિદ્યાપ્રેમી બંધુઓ અને બહેનો !

આજે 'આપણા પ્રાચીન જ્ઞાન-ભંડારો' તરફ આપનું લક્ષ્ય ખેંચવા ઇચ્છું છું. છાપખાનાનો યુગ આવતાં આપણા એ પ્રાચીન પુસ્તકાલયોનો કેટલોક ભાગ પ્રકાશમાં આવ્યો છે, પરંતુ બહોળો ભાગ હજી અપ્રકાશિત અવસ્થામાં છે. એના અવલોકન, સંશોધન, પ્રકાશન, પઠન-પાઠન સંબંધમાં બહુ થોડા સાક્ષરો રસ ધરાવે છે. વિદેશી કેળવણીથી વિભૂષિત થયેલા ઘણા પ્રોફેસરો પણ આ સ્વદેશના ઉત્તમ સંગ્રહના ઉદ્ધાર તરફ ઉદાસીનતા સેવતા જણાય છે. દક્ષિણ હિંદની અપરિચિત તામિલ, તેલુગુ આદિ લિપિમાં નહિ, પરંતુ નાગરી લિપિમાં લખેલાં પ્રાચીન ભાષાનાં પુસ્તકો વાંચવામાં પણ તેમને કંટાળો આવતો જણાય છે. એથી પોતાના પૂજ્ય પૂર્વજોના વિશાળ જ્ઞાનથી તેઓ સ્વયં વંચિત રહે છે, અને બીજાઓને તેનો વાસ્તવિક લાભ આપી શકતા નથી. પ્રજા-સ્વાતંત્ર્યના વર્તમાન યુગમાં વિશ્વ-વિદ્યાલયના વ્યવસ્થાપકોએ અને અન્ય વિદ્વાન્ વિચારકોએ આ પ્રાચીન જ્ઞાન-ભંડારોના સંરક્ષણ, સંશોધન, પ્રકાશન, પઠન-પાઠનાદિ માટે વિશિષ્ટ પ્રબંધ કરવો જરૂરી છે.

શ્રીમંતોના ધન-ભંડારો અને રાજા-મહારાજાઓના રત્ન-ભંડારો કરતાં આ જ્ઞાન-ભંડારો અધિક મહત્ત્વ ધરાવે છે, એમ કહેવામાં અતિશયોક્તિ ન ગણાય, કારણ કે આપણા બુદ્ધિશાળી પૂર્વજોના વિશાળ બુદ્ધિ-વૈભવો એમાં ભરેલા છે. તેમના બહોળા અનુભવો, અત્યુત્તમ પવિત્ર જીવન-સંસ્કારો એમાં ઊતરેલા છે. માનવ-કલ્યાણના, વિશ્વ-મૈત્રીના અમૂલ્ય ઉપદેશો એમાં સમાયેલા છે. આર્ય અને અનાર્ય સંસ્કૃતિનાં પૃથક્કરણો કરી શકાય તેવાં સાધનો તેમાં છે. ભારતવર્ષનો ભવ્ય ઇતિહાસ રચી શકાય તેવી સાધન-સામગ્રી તેમાં મળી આવે છે ધાર્મિક, આધ્યાત્મિક, વ્યાવહારિક ઉન્નતિના સન્માર્ગો એમાં સૂચવાયેલા છે. ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર અને મોક્ષશાસ્ત્રના રહસ્યમય સૂક્ષ્મ વિચારો એમાં દર્શાવેલા છે. ભાષાશાસ્ત્ર-પ્રાચીન ષડ્ભાષાનાં વ્યાકરણો, તર્કશાસ્ત્ર પર રચાયેલ મત-મતાન્તરોના તત્ત્વજ્ઞાન ભિન્નભિન્ન દર્શનોનાં દૃષ્ટિબિંદુઓ તથા સાહિત્ય, સંગીત અને વિવિધ કલાઓનાં વિજ્ઞાન એમાં છે સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને દેશી ભાષાઓમાં રચાયેલું ગદ્ય પદ્ય પુષ્કળ સાહિત્ય એમાં છે. ઐતિહાસિક કાવ્યો, રસિક રાસો, લોકકથા, વિનોદ,-વાર્તાઓ, નાટકો, કોશો, છંદઃશાસ્ત્ર, અલંકાર, વૈદ્યક, જ્યોતિષ, સામાન્ય નીતિ, રાજનીતિ ચર્ચતા ગ્રંથો, સુભાષિત-સૂક્ત-સંગ્રહો, સ્તુતિ-સ્તોત્રાદિ વિવિધ વિષયના સેંકડો ગ્રંથો સદ્ભાગ્યે અદ્યાવધિ એમાં સુરક્ષિત રહ્યા છે. પ્રાચીન લેખન-કલાના અને ચિત્ર કલાના અનેક નમૂના એરા જોવા મળે છે.

દાદ, બે હજાર વર્ષો પહેલાં બહુબુદ્ધિશાળી, સ્મરણશક્તિશાળી, ગુરુ-શિષ્યો પુસ્તકોની અપેક્ષા રાખ્યા વિના મુખ-પાઠથી જ જ્ઞાન અર્પણ, ગ્રહણ કરવાનો વ્યવહાર ચલાવતા હત. પરંતુ પાછળથી વિષમ કાલ-દોષથી તેવી શક્તિ ક્ષીણ થતાં, મતિમંદતા થતાં, પુસ્તકો વિના જ્ઞાન ગ્રહણ, ધારણ કરવું અશક્ય જણાતાં, પ્રવચન-જ્ઞાનનો વિચ્છેદ થતો અટકાવવા માટે તે સમયના દીર્ઘદર્શી મહાપુરુષોએ આવશ્યકતા વિચારી પુસ્તકો લખવા-લખાવવાની પ્રવૃત્તિ પ્રચલિત કરી શ્રમણ ભગવાન મહાવીરના નિર્વાણ પછી ૯૮૦મા વર્ષે-વિક્રમસંવત ૫૧૦મા વર્ષે-વલભીપુર(વળા)માં

---

* તા. ૯-૧૦-૪૭ ગુરુવારે રાત્રે બરોડા રેડિયો સ્ટેશનપરથી થયેલ વક્તવ્ય.

સૌરાષ્ટ્રમાં દેવર્ધિગણિ ક્ષમાશ્રમણ પ્રમુખ જૈન સંઘે તીર્થંકર-ગણધરોની વાણીરૂપ જૈન-સિદ્ધાંતને પુસ્તકારૂઢ કર્યો હતો. નાગાર્જુન સ્કંદિલાચાર્ય વગેરેએ પણ એ કાર્ય બજાવવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો, એવા ઉલ્લેખો મળે છે લેખનકળા તો પ્રાચીન સમયથી જાણીતી હતી. મુનિગણને પઠન-પાઠનનું તથા શ્રાવક-શ્રાવિકાદિ વર્ગને પુસ્તકો લખાવવાનું, લખાવી યોગ્ય અધિકારિઓને અર્પણ કરવાનું, વ્યાખ્યાતા ઉપદેશક આચાર્યો-શ્રમણો પાસેથી સાંભળવાનું તેમનું ઉચિત કર્તવ્ય સમજાવ્યું, તેમના દ્રવ્ય-વ્યયને સાત ક્ષેત્રો (સ્થાનો)માંના આ ઉપયોગી ક્ષેત્ર તરફ વાળવામાં આવ્યો. પરમજ્ઞાન મેળવવાના ઉત્તમ સાધનરૂપ એ પોથીઓનું કપુર, ધૂપ, વસ્ત્ર આદિ દ્વારા પૂજન-સન્માન કરવાનું સમજાવવામાં આવ્યું. જ્ઞાનના આરાધન માટે કાર્તિક શુક્લ પંચમી-જ્ઞાનપંચમી તિથિનો વિશેષ વિધિ સૂચવ્યો. પુસ્તકોના સંરક્ષણ માટે યોગ્ય ઉપાયો કરવામાં આવ્યા. ઉત્તમ કુશળ લિપિજ્ઞ વિદ્વાન્ લેખકોની પસંદગી કરવામાં આવી. મલબારી ઉત્તમ ટકાઉ શ્રીતાડપત્રો, લખવાની પાકી સરસ કાળી શાહી વગેરે સાધન-સામગ્રી મેળવવામાં આવી. એવી રીતે પ્રાચીન જ્ઞાનભંડારોની વ્યવસ્થા થઈ.

એ પ્રમાણે વિક્રમની છઠ્ઠી સદીથી શરૂ થયેલાં, દસમી સદી સુધીમાં લખાયેલાં પુસ્તકો હાલમાં દૃષ્ટિગોચર થતાં નથી. કાલક્રમે જીર્ણશીર્ણ થઈને, ખંડિત-ત્રુટિત થઈને, રાજ્યોની ઉથલપાથલ, આસમાની-સુલતાની જેવાં કારણે, ધર્મદ્વેષથી અથવા આકસ્મિક વિપ્લવો, ઉપદ્રવોને લીધે આપણી એ પ્રાચીન પુસ્તક-સંપત્તિ નષ્ટ થઈ જણાય છે. કેટલાંય પુસ્તકો આપણી બેદરકારીથી વિનષ્ટ થયાં હશે, કેટલાંય પુસ્તકો ભંડારાણી જમીન-દવામાં કે ઉધેઈ વગેરે જંતુઓના ભોગ બન્યાં હશે, કેટલાંય પુસ્તકો જલ-શરણ અને અગ્નિ-શરણ થયાં હશે, કેટલાંય ઉત્તમ પુસ્તકો જર્મની, ફ્રાંસ, અમેરિકા આદિ પરદેશોમાં પહોંચી ગયાં જણાય છે. વિવિધ ઉપદ્રવોમાંથી સદ્‌ભાગ્યે જે બચ્યાં છે, અથવા દીર્ઘદર્શી કુશલ સંરક્ષક મહાશયોએ સમયસૂચક દક્ષતાથી જેને બચાવ્યાં છે, તેની રક્ષા અને સાર-સંભાળ આપણે કરવાની છે જ્યાં સુધી જાણવામાં આવ્યું છે, અને જેના પર સંવત્-નિર્દેશ થયો તેવાં નાગરી લિપિમાં લખાયેલાં તે તાડપત્રીય પુસ્તકો સંવત્ એકહજાર વર્ષ પછીનાં જણાય છે. જેસલમેરના એક ભંડારમાં રહેલ, મહેશ્વરસૂરિએ રચેલ પંચમી-માહાત્મ્યનું પ્રા. પુસ્તક સં. ૧૦૦૯માં લખેલું છે, જેમાં આપણી પ્રાચીન કહેવતો, સુભાષિતો સાથે કથાઓમાં ગુંથાયેલા છે.

પુસ્તકો લખાવવામાં અને તેના સંરક્ષણમાં, તથા પઠન, પાઠન, વ્યાખ્યાના દ્વારા તેનો સદુપયોગ કરવા-કરાવવામાં પરોપકાર-પરાયણ જૈનાચાર્યો-જૈનશ્રમણોના સદુપદેશે મોટો ભાગ ભજવ્યો છે, એ આપણે ભૂલવું ન જોઈએ. તેઓએ માત્ર જૈનાગમોનાં જ પુસ્તકો લખાવ્યાં નથી, પરંતુ ઉપયોગી દરેક વિષયનાં પુસ્તકો લખાવ્યાં છે તેના સંગ્રહો અનેક સ્થળે કરાવ્યા છે. તેમણે જ્ઞાનકોશો, ગ્રંથભંડારો કરાવી તેની રક્ષાના વિદ્યા-વૃદ્ધિના પ્રબંધો કર્યા-કરાવ્યા હતા. નવા ગ્રંથોની રચના કરી હતી, પ્રાચીન ગ્રંથો પર વ્યાખ્યાનાદિ રચ્યાં હતાં, પઠન, પાઠન, વ્યાખ્યાનાદિ પ્રવૃત્તિ ચાલુ રાખી હતી એ રીતે સમાજ પર એમનો મહાન્ ઉપકાર છે.

કાશ્મીરમાં પ્રાચીન સરસ્વતી ભંડાર હતો ઉજ્જયિની (માળવા), પાટલિપુત્ર (પટણા) વગેરે સ્થળો પ્રાચીન સમયમાં વિદ્યાના કેન્દ્રો હતાં. માળવાના મહારાજા સાહસાંક વિક્રમાદિત્ય, મુંજ અને ભોજના વિદ્યા-પ્રેમે, અનેક ગ્રંથોની રચના કરી-કરાવી હતી, અનેક વિદ્વાનોને ઉત્તેજન-પ્રોત્સાહનો મળ્યાં હતા, એટલે ત્યાં જ્ઞાન-ભંડારો સંભવિત છે, પરંતુ અહીં આપણે ગૂજરાતના ખાસ કરીને પાટણના જ્ઞાન-ભંડારોનો વિચાર કરીએ.

ગુજરાતના મહારાજાઓના અને મંત્રીશ્વર, મહામાત્ય જેવા અધિકારીઓના પ્રોત્સાહને ગુજરાતની સાહિત્ય-સમૃદ્ધિને પ્રશંસનીય રૂપમાં વિકસાવેલી જણાય છે. સોલંકી સુવર્ણ-યુગમાં સેંકડો ગ્રંથોની રચના તથા લેખનાદિ પ્રવૃત્તિ પુષ્કળ પ્રમાણમાં થયેલી જણાય છે. લાખો શ્લોકોવાળું તે સમયનું સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ સાહિત્ય મળી આવે છે. મહારાજા કર્ણદેવ, સિદ્ધરાજ જયસિંહ, પરમાર્હત કુમારપાલ, ભીમદેવ, વીસલદેવ, અર્જુનદેવ સારંગદેવ વગેરે રાજાઓના સંસ્મરણો તેમાં છે, તથા તેમના અધિકારી મંત્રીઓ વગેરેનો નામ-નિર્દેશ પણ ત્યાં કરવામાં આવેલ છે મહામાત્ય મુંજાલ, આશુક, ગાંગિલ, સંપત્કર (સાંતૂ), દંડનાયક વોસરિ, મહામાત્ય મહાદેવ, સામંત, પૃથ્વીપાલ, મંત્રીશ્વર વસ્તુપાલ, તેજપાલ, નાગડ, દંડનાયક અભયડ વિજયસિંહ, આહ્લાદન, રાજભંડારી પદ્મ, મહામાત્ય મધુસૂદન, માલદેવ વગેરેનાં અધિકાર-સમયમાં વિક્રમની બારમી સદીથી ચૌદમી સદી સુધીમાં લખાયેલાં તાડપત્રીય પુસ્તકો જેનાં ધ્યાન ખેંચે તેવાં છે.

છેલ્લાં બારસો વર્ષોના ગ્રંથોમાં ગ્રંથકારોનો વિશેષ પરિચય મળી આવે છે. જૈન ગ્રંથકારોની ઐતિહાસિક શૈલી એમાં લક્ષ્ય ખેંચે છે. અંતિમ પ્રશસ્તિમાં તેઓએ પોતાની ગુરુ-પરંપરા દર્શાવી હોય છે. ગ્રંથ કયા નગરમાં રહી રચ્યો ! કયા રાજાના રાજ્યમાં રચ્યો ? કયા વર્ષ, માસ, તિથિમાં રચ્યો ? કોની પ્રાર્થના પ્રેરણાથી રચ્યો ? તેમાં સંશોધનાદિ સહાયતા કોણે કરી ? પ્રથમાદર્શ પુસ્તક કોણે લખ્યું ? ગ્રંથનું શ્લોક-પ્રમાણ કેટલું છે ? વગેરે ઐતિહાસિક આવશ્યક હકીકતો એમાં જણાવી હોય છે.

ઘણા ગ્રંથોના અંતમાં ગ્રંથ લખનાર સદ્ગૃહસ્થનાં કુટુંબનો, તેમનાં સત્કાર્યોનો ઐતિહાસિક પરિચય સંસ્કૃત, પ્રાકૃત પ્રશસ્તિના રૂપમાં અથવા ગદ્ય ઉલ્લેખમાં આપેલો હોય છે. એમાં ઘણાં-જ્ઞાતિ વંશોનો ઇતિહાસ સમાયેલો છે, જેનો સંબંધ ગુજરાત, મારવાડ, મેવાડ, માલવા આદિ દેશો સાથે છે.

૧૮ દેશી ભાષાઓના ઉલ્લેખવાળી પ્રાકૃત કુવલયમાલા-કથા શક સંવત્ ૭૦૦-વિક્રમ-સંવત્ ૮૩૫માં દાક્ષિણ્યચિહ્નસૂરિ અપરનામ ઉદ્યોતનાચાર્યે જાવાલિપુર (જાલોર)માં રણહસ્તી વત્સરાજ મહારાજાના રાજ્યમાં, ઋષભજિનમંદિરમાં રચી હતી.

ધર્મોપદેશમાલાનું વિવરણ જયસિંહસૂરિએ સં. ૯૧૫માં ભોજદેવ (પ્રતીહાર) મહારાજાના રાજ્યમાં નાગપુરમાં જિનાયતનમાં રચ્યું હતું એ વગેરે ગ્રંથોમાં વિસ્તૃત ઐતિહાસિક પ્રશસ્તિઓ છે.

ગુજરાતની પ્રાચીન રાજધાની અણહિલવાડ પાટણના સંસ્થાપક વનરાજ ચાવડાના સમયનું કોઈ પુસ્તક જણાતું નથી, તેમ છતાં પાટણ પાસેના ( ગંભૂતા(ગાંભૂ)માં શક સંવત્ ૭૮૪માં શીલાંકાચાર્યે રચેલી આચારાંગસૂત્રની વૃત્તિ આ પણ ધ્યાન ખેંચે છે.

એ જ ગંભૂતા( ગાંભૂ )માં જિનાલયમાં શક સંવત્ ૮૨૧માં સિદ્ધાંતિક યક્ષદેવના શિષ્ય પાર્શ્વમુનિએ પ્રતિક્રમણસૂત્રની વૃત્તિ રચી હતી, તેમાં શીલવાન્ સુબહુશ્રુત શ્રાવક જંબૂની સહાયતા સૂચવી છે

મહારાજા દુર્લભરાજની રાજસભામાં ચૈત્યવાસીઓ સાથેનાં વાદમાં વિજય મેળવનાર જિનેશ્વરસૂરિને ત્યાંના સિદ્ધાંત પુસ્તકોમાંના દશવૈકાલિકસૂત્ર વગેરે ઉપયોગી થયાં હતાં. તેમણે તથા તેમના અનુયાયી વિદ્વાનોએ રચેલાં પુસ્તકો મળી આવે છે.

મહારાજા ૧લા ભીમદેવ અને વિમલ દંડનાયકનાં સંસ્મરણો તે પછીનાં પુસ્તકોમાં મળી આવે છે.

મહારાજા કર્ણદેવના રાજ્ય-સમયમાં રચાયેલ સં. ૧૧૪૧નું પ્રા. મહાવીર-ચરિત્ર વગેરે મળે છે. સં. ૧૧૩૮મા લખાયેલ વિશેષાવશ્યક-ટીકા તથા સં. ૧૧૪૬માં મહામાત્ય મુંજાલના અધિકાર-સમયમાં લખાયેલ યોગદૃષ્ટિસમુચ્ચય વગેરે મળે છે. અભયદેવસૂરિએ જૈનાગમોની વૃત્તિ-વ્યાખ્યાઓ મુખ્યતયા પાટણમાં સં.૧૧૨૦થી ૧૧૨૮માં રચી હતી. ગૂજરાતના શ્રદ્ધાળુ શ્રીમંત શ્રાવકોએ તે પુસ્તકો લખાવ્યાં હતાં. કપડવંજના વાયટકુલના જજ્જનાગના સુપુત્ર સિદ્ધ અને વીરનાગ જેવા સદ્‌ગૃહસ્થોએ આગમનાં પુસ્તકો લખાવ્યાં હતાં.

પરમ પ્રતાપી ગૂર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહની અભ્યર્થનાથી આચાર્ય શ્રીહેમચંદ્રે 'સિદ્ધહેમચંદ્ર' નામનું સર્વાંગસુંદર ષડ્‌ભાષાનું શબ્દાનુશાસન રચ્યું હતું, જેનું સન્માન સિદ્ધરાજે પટ્ટહસ્તી પર સ્થાપી નગર-પર્યટન કરાવી કર્યું હતું. તે પ્રસંગના ચિત્રવાળી પ્રતિ પણ મળી આવે છે. સિદ્ધરાજે ૩૦૦ જેટલા સારા લેખકો રોકી તેની સેંકડો નકલો કરાવી અભ્યાસીઓને અર્પણ કરી રાજભંડારમાં સ્થાપી હતી, તથા દેશ-વિદેશમાં મોકલાવી વિદ્યા-પ્રચાર કર્યો હતો. આચાર્ય શ્રીહેમચંદ્રે અને સમકાલીન બીજા અનેક આચાર્યોએ તથા વિદ્વાનોએ તે સમયમાં રચેલા હજારો શ્લોકોવાળા સંસ્કૃત પ્રાકૃત ઉપયોગી ગ્રંથો મળી આવે છે. સં. ૧૧૮૭મા સિદ્ધ નામના સદ્‌ગૃહસ્થે પોતાના તથા સ્વજનોના શ્રેય માટે લખાવીને જિનાગમ-પુસ્તકોનો સંગ્રહ ચક્રેશ્વરાચાર્યને નિરંતર વાચવા સંશોધન કરવા સમર્પણ કર્યો હતો.

પરમાર્હત કુમારપાળ ભૂપાલની પ્રાર્થનાથી આચાર્ય શ્રીહેમચંદ્રે રચેલા યોગશાસ્ત્ર, વીતરાગસ્તોત્ર અને ત્રિષષ્ટિશલાકાપુરુષ-ચરિત્રની અનેક પોથીઓ લખાઇ હતી. મહારાજાના પઠન-પાઠનના પોથી સોનેરી શ્યાહીથી લખાયેલી હતી. મહારાજા કુમારપાળે ૨૧ જ્ઞાન-ભંડારો કરાવ્યનું સૂચન પાછળના ગ્રંથોમા છે. સં. ૧૨૯૪માં લખાયેલી ત્રિષષ્ટિ શ. પુ. ચરિત્રની પોથીમાં આચાર્ય શ્રીહેમચંદ્રને પ્રાર્થના કરતા કુમારપાલનાં ચિત્રો જોવામાં આવે છે.

કુમારપાલના સમયમાં રચાયેલા અને લખાયેલા ઘણા ગ્રંથો વિદ્યમાન છે. સિદ્ધરાજ અને કુમારપાળ બન્નેના સચિવ પોરવાડ મંત્રીશ્વર પૃથ્વીપાલની પ્રાર્થનાથી હરિભદ્રસૂરિએ પ્રા. અપભ્રંશ ભાષામાં રચેલાં ૨૪ તીર્થંકરોનાં ચરિત્રોમાંથી ત્રણ ચરિત્રો મળી આવે છે, જેમાં ગૂજરાતના એ મહામંત્રિ-વંશની ઐતિહાસિક પ્રશસ્તિ મળે છે.

આચાર્ય શ્રીહેમચંદ્રના પટ્ટધર મહાકવિ રામચંદ્રસૂરિનો ૧૨ રૂપકો પર વિવેચન કરતો નાટ્યદર્પણ ગ્રંથ ગાયકવાડ પ્રાચ્યગ્રંથમાળા (નં.૪૮)માં પ્રસિદ્ધ થઈ ગયેલ છે. તેમાં સૂચવેલાં ૩૫ જેટલાં નાટકો ક્યાંય જોવામાં આવતાં નથી. નલવિલાસ નાટક વગેરે પ્રસિદ્ધ છે.

પાટણના કુમાર-વિહારમાં વસંતોત્સવ-પ્રસંગે ભજવવા માટે દેવચંદ્રમુનિએ 'ચંદ્રલેખા-વિજય' નામનું પ્રકરણ રૂપક રચ્યું હતું, તે કુમારપાલની પરિષત્‌ના ચિત્ત-પરિતોષ માટે રચાયેલું હતું. તે અપ્રકટ છે.

અજયદેવના રાજ્નીતિજ્ઞ પરમાર્હત મોઢજ્ઞાતિના મંત્રીશ્વર યશઃપાલે થારાપદ્ર (થરાદ)ના કુમાર-વિહાર જિનમંદિરમાં ભજવવા માટે મોહરાજ-પરાજય નામનું આધ્યાત્મિક નાટક રચ્યું હતું. તે કુમારપાલના ઐતિહાસિક પવિત્ર જીવન સાથે સંબંધ ધરાવે છે. તે ગાયકવાડ-પ્રાચ્ય ગ્રંથમાળા (નં. ૯) માં પ્રકાશિત થઈ ગયેલ છે.

સોમપ્રભાચાર્યે વિ. સં ૧૨૪૧માં રચેલ કુમારપાલ-(જિનધર્મ)-પ્રતિબોધ નામનો વિસ્તૃત ગદ્યપદ્ય પ્રાકૃતગ્રંથ કુમારપાલના પ્રીતિપાત્ર કવિ સિદ્ધપાલના સ્થાનમાં રહી રચ્યો

હતો, જે ગાયકવાડ પ્રાચ્યગ્રંથમાળા ( નં. ૧૪ ) માં પ્રસિદ્ધ થયેલ છે. તે જ આચાર્યનો બીજો ગ્રંથ સુમતિનાથ-ચરિત્ર હજી અપ્રસિદ્ધ છે.

ભીમદેવ (ભોળા)ના રાજ્ય-સમયમાં સં. ૧૨૫૫માં સોમમંત્રીની પ્રેરણાથી પૂર્ણભદ્રસૂરિએ રાજનીતિના વિવેચન માટે જૂનું પંચતંત્રને શુદ્ધ કર્યું હતું જે જર્મનીના ડૉ. હર્ટલના સુપ્રયત્નથી પ્રકાશમાં આવ્યું છે.

સુપ્રસિદ્ધ મંત્રીશ્વર વસ્તુપાલે નરનારાયણાનંદ મહાકાવ્ય રચ્યું હતું, જે ગાયકવાડ પ્રાચ્યગ્રંથમાળા (નં. ૨)માં પ્રકાશિત થઈ ગયું છે. તેના અંતિમ સર્ગમાં તેણે પોતાનો પરિચય આપ્યો છે. તેમની પ્રાર્થના-પ્રેરણાથી નરચંદ્રસૂરિએ કથારત્નસાગર, નરેન્દ્રપ્રભસૂરિએ અલંકારમહોદધિ, બાલચંદ્રસૂરિએ કરુણાવજ્રાયુધ નાટક જેવા અનેક ગ્રંથોની રચના કરી હતી મંત્રીશ્વર વસ્તુપાલ તેજપાલનાં યશસ્વિ જીવનોને ઉદ્દેશી તેમના સમકાલીન અનેક મહાકવિઓએ મહાકાવ્યો, નાટકો અને પ્રશસ્તિઓ રચી હતી. કવિ સોમેશ્વરે કીર્તિકૌમુદી, અરિસિંહે સુકૃતસંકીર્તન, ઉદયપ્રભસૂરિએ સુકૃતકીર્તિકલ્લોલિની અને ધર્માભ્યુદય મહાકાવ્ય (સંઘપતિચરિત), બાલચંદ્રસૂરિએ વસંતવિલાસ મહાકાવ્ય, જયસિંહસૂરિએ હમ્મીરમદમર્દન નાટક અને પ્રશસ્તિ, તથા નરચંદ્રસૂરિ અને નરેન્દ્રપ્રભસૂરિએ રચેલી પ્રશસ્તિઓ ગાયકવાડ પ્રાચ્યગ્રંથમાળા દ્વારા પ્રકાશમાં આવેલ છે. એ વાંચવા-વિચારવાથી એ મંત્રીશ્વરોની અસાધારણ રાજનીતિજ્ઞતા, અદ્ભુત દક્ષતા અને અપૂર્વ કર્તવ્ય-પરાયણતાનો ખ્યાલ આવે છે. એમની અનુપમ સેવા ગૂજરાતના ગૌરવરૂપ છે, ગૂજરાતીઓને અને બંધુઓને પણ પ્રેરણા આપે તેવી છે મંત્રીશ્વર વસ્તુપાલે સિદ્ધાંતની પ્રતિઓ સોનેરી સ્યાહીથી અને બીજી ચાલુ સ્યાહીથી તાડપત્રો અને કાગળો પર લખાવી હતી. એમણે ૭ ક્રોડ દ્રવ્યના વ્યયથી ૭ સરસ્વતીભંડારો સ્થાપ્યા હતા, એવા ઉલ્લેખો પાછળના ગ્રંથોમાં છે.

થરાદ, સાચોર, વટસર, ખંભાત વગેરેમાં જિનપ્રતિમા, જિનમંદિરો આદિ ધર્મકાર્યો કરનાર ગલ્લકકુલના દંડનાયક આહ્લાદને પાટણમાં વાસુપૂજ્ય પ્રભુના પ્રાસાદનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. તેણે નાગેન્દ્રગચ્છના વર્ધમાનસૂરિદ્વારા સં. ૧૨૯૯મા વાસુપૂજ્યચરિત્ર મહાકાવ્ય રચાવ્યું હતું.

વીસલદેવના વિશ્વસપાત્ર વાયટવંશી રાજભંડારી પદ્મની પ્રાર્થનાથી વાયટગચ્છના મહાકવી અમરચંદ્રે 'પદ્માનંદ,' અપરનામવાળું જિનેંદ્ર-ચરિત્ર મહાકાવ્ય રચ્યું હતું, જે ગા. પ્રા. ગ્રંથમાળા (નં. ૫૮,)માં પ્રગટ થયું છે.

અર્જુનદેવ, સારંગદેવ વગેરે રાજાઓના સમયમાં લખાયેલાં સચિત્ર કલ્પસૂત્ર વગેરે પુસ્તકો મળી આવે છે. પેથડશાહે ૭ જ્ઞાનભંડારો સ્થાપ્યા હતા, બીજા પણ અનેક શ્રીમાનોએ અનેક પુસ્તકો લખાવી સદ્‌ગુરુઓને સમર્પણ કર્યાં હતાં.

મુસ્લીમ યુગમાં—અલાવદીનના સમયમાં ઠક્કુર ફેરુ જેવા વિદ્વાને રચેલા વાસ્તુસાર શિલ્પગ્રંથ તથા બીજા કેટલાક ગ્રંથો મળે છે અલપખાનના સમયમાં રચાયેલ સમરારાસ અને શત્રુંજય તીર્થોદ્ધાર (નાભિનંદન જિનોદ્ધાર પ્રબંધ) જેવા ગ્રંથો મળે છે.

સુલતાન મહમ્મદ તુગલખથી સન્માનિત થયેલા જિનપ્રભસૂરિની તથા તેમના અનુયાયી વિદ્વાનોની નાની મોટી અનેક કૃતિઓ પ્રાચીન જ્ઞાનભંડારોમાં જોવામાં આવે છે.

વિક્રમની પંદરમી સદીમાં થયેલા માંડવગઢના આલમશાહિના પ્રતિમાત્ર મંત્રી શ્રીમાલી મંડને રચેલા કાવ્યમંડન, અલંકારમંડન, શૃંગારમંડન, સંગીતમંડન, કાદમ્બરીમંડન,

શૃંગારમંડન, સારસ્વતમંડન જેવા અનેક ગ્રંથો, તથા તેના બંધુ ધનદે રચેલાં શૃંગાર, નીતિ, વૈરાગ્ય શતકો મળે છે.

વિક્રમની બારમી સદીથી લઈ ૧૫ સદીના અંત સુધીમાં ૮ ઈંચથી, ૩૬ ઈંચ સુધીની લંબાઈવાળાં તાડપત્રો પર લખેલાં પુસ્તકો અમે પાટણ જૈન ભંડારમાં કેટલોગ (૧ લા ભાગ)માં (ગા. પ્રા. ગ્રં. નં. ૭૬માં) દર્શાવ્યાં છે. કાગળ પર લખેલાં પુસ્તકો સં. ૧૩૫૭–૫૮થી મળી આવે છે. સં. ૧૪૧૮માં ખાદીના મજબૂત કાપડ પર લખાયેલું ધર્મવિધિવૃત્તિનું ૭૯ પાનાનું પુસ્તક ખાસ ધ્યાન ખેંચે છે. તેની લંબાઈ ૨૫ ઇંચ, અને પહોળાઈ ૫ ઇંચ છે. પાટણમાં સઘનો ભંડાર હવે નવીન તૈયાર થયેલા શ્રી હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિરમાં સુરક્ષિત રાખવામાં આવ્યો છે.

વિક્રમની ૧૪મી સદીમાં સ્થપાયેલા સોમતિલકસૂરિના ગ્રંથભંડારને તેમના અનુયાયીઓએ પાછળથી સમૃદ્ધ કર્યો હતો. વિક્રમની પંદરમી સદીમાં થઈ ગયેલા તપાગચ્છાધિપતિ દેવસુંદરસૂરિએ અને તેમના અનુયાયી સોમસુંદરસૂરિ વગેરેએ સેંકડો પુસ્તકો લખાવીને પાટણના જ્ઞાન–કોશમાં સ્થાપન કર્યાં હતાં–એવા ઉલ્લેખો મળે છે.

જ્ઞાનારાધનના આ ઉપયોગી કર્તવ્યમાં ગૂજરાતની વિવિધ જ્ઞાતિની જૈન મહિલાઓનો –શ્રમણીઓનો અને શ્રાવિકાઓનો મોટો ફાળો છે. ૬૦ જેટલી મહિલાઓનાં નામો અમે ત્યાં દર્શાવ્યાં છે, જેમણે પોતાના અને સ્વજનાદિના શ્રેય માટે હજારો શ્લોકવાળાં પુસ્તકો લખાવી પઠન, પાઠન, વ્યાખ્યાનાદિ સદુપયોગ માટે ગુરુઓને તથા મહત્તરા, પ્રવર્તિની આદિને સમર્પણ કર્યાં હતાં; તથા જ્ઞાન–ભંડારોમાં પણ ભેટ કર્યાં હતાં. ક્ષત્રિય ઝાલા કુલના વિજયપાલની રાણી નીતા દેવીનું નામ તેમાં સ્મરણ કરવા યોગ્ય છે, જેણીએ વિદ્યાકુમાર મુનિના સદુપદેશથી હેમચંદ્રાચાર્યના યોગશાસ્ત્રને લખાવ્યું હતું.

પાટણ, જેસલમેર જેવા અનેક સ્થાનોમાં જ્ઞાન–ભંડારો સ્થપાવનાર, ખરતરગચ્છના અધિપતિ રાજમાન્ય જિનભદ્રસૂરિના સદુપદેશથી ખંભાતના શ્રીમાન્ ધરણાશાહે પંદરમી સદીના ઉત્તરાર્ધમાં લખાવેલાં ૫૦ જેટલાં પુસ્તકો જેસલમેર કિલ્લાના મોટા ભંડારમાં વિદ્યમાન છે. જેસલમેરના ખેતાશાહે કલ્પસૂત્રનાં પુસ્તકોને સોનાને અક્ષરે લખાવ્યાં હતાં. તથા થીરુશાહ જેવા અનેક સદ્ગૃહસ્થોએ જૈનાગમ–પુસ્તકો લખાવ્યાં હતાં.

શહેનશાહ અકબ્બરે પોતાના પ્રીતિપાત્ર પં. પદ્મસુંદર પાસેથી પ્રાપ્ત કરેલ વિશાલ પુસ્તક–સંગ્રહ જૈનાચાર્ય શ્રી હીરવિજયસૂરિને અત્યાગ્રહથી બહુ સન્માન પૂર્વક ભેટ કર્યો હતો. પાતશાહ અકબ્બરના પરમપ્રીતિપાત્ર અને ૨૩ વર્ષો સુધી સહવાસમાં રહી અનેક સત્કાર્યો કરાવનાર મહોપાધ્યાય ભાનુચંદ્ર અને સિદ્ધિચંદ્રની મહત્ત્વની અનેક કૃતિઓ આપણને પ્રાચીન જ્ઞાન–ભંડારોમાંથી મળી આવે છે. પાટણના જ્ઞાન–ભંડારોમાંનાં કેટલાંય પુસ્તકો મુંબઈમાં તથા પૂનાના ભાંડારકર ઓ. રિચર્સ ઇન્સ્ટિટ્યુટ વગેરે સ્થલે ગયાં છે.

ગૂજરાતમાં વડોદરા–રાજ્યનું મહત્ત્વ છે કે તેને આંગણે પાટણના ૧૬ પ્રાચીન જ્ઞાનભંડારો ઉપરાંત વડોદરા, છાણી, ડભોઈ જેવા સ્થળોમાં જૈન જ્ઞાન–મંદિરોમાં અને રાજકીય પ્રાચ્યવિદ્યામંદિરમાં હજારોની સંખ્યામાં હસ્તલિખિત પુસ્તકોનો ઉપયોગી સંગ્રહ સુરક્ષિત છે. તેનાં વર્ણનાત્મક સૂચિપત્રો પ્રકટ થતાં વિશેષ મહત્ત્વ જણાશે. આશા રાખીએ કે તેમાંના અલભ્ય દુર્લભ મહત્ત્વના ગ્રંથોની ફોટો–કોપી થાય, અને પ્રશંસનીય પદ્ધતિથી તેનું સંશોધન, પ્રકાશન થઈ તેનો પઠન–પાઠનાદિ સદુપયોગ થાય.

(બરોડા રેડિયોના સૌજન્યથી)

# સૂત્ર વિષે પરામર્શ

( લે. પ્રો. હીરાલાલ ર. કાપડિયા એમ. એ. )

"वीर ! वसभमभमराणं कमलवलाणं चउण्ह णयणाणं ।

मुणियविसेसा अत्थी अच्छीसु तुमं रमइ लच्छी[1] ॥

આ પ્રમાણેનું જે પદ્ય સૂયગડચુણ્ણિ ( પત્ર ૩૦૪ )માં અવતરણ રૂપે અને કંઈક પાઠભેદપૂર્વક નંદિતાઢ્યકૃત [2] ગાહાલક્ખણમાં પંદરમા પદ્ય તરીકે જોવાય છે એને મંગલાચરણ તરીકે રજૂ કરી હું આ લેખ લખવા પ્રવૃત્ત થાઉં છું.

**અર્થ**—સૂત્ર એ મૂળે સંસ્કૃત શબ્દ છે. એના નવ અર્થ છેઃ (૧) દોરી, (૨) તાંતણો, (૩) દોરીઓનો સમૂહ, (૪) પ્રથમના ત્રણ વર્ણો-બ્રાહ્મણાદિ જે પવિત્ર દોરો પહેરે છે તે, (૫) પૂતળી કે તારની દોરી, (૬) સંક્ષિપ્ત નિયમ કે આદેશ, (૭) સંક્ષિપ્ત વાક્યોનો ગ્રંથ ( જેમ કે આપસ્તંબસૂત્ર, બૌધાયનસૂત્ર ઇત્યાદિ), (૮) સ્મરણ માટે અનુકૂળ સંક્ષિપ્ત વાક્ય અને (૯) કાયદાને લગતો નિયમ.

'સૂત્ર' શબ્દ ગુજરાતીમાં પણ વપરાય છે. સાર્થ ગૂજરાતી જોડણીકોશમાં એના નીચે મુજબ સાત અર્થો અપાયા છેઃ—

(૧) દોરો; તાંતણો, (૨) સૂતર. (૩) નિયમ; વ્યવસ્થા (૪) પ્રાચીન શાસ્ત્રકારોએ રચેલાં મૂળ સંક્ષિપ્ત વાક્યો કે તેનો ગ્રંથ. (૫) ધ્યેય તરીકે સ્વીકારેલું ટૂંકું વાક્ય. (૭) 'ફૉર્મ્યુલા' ( ગણિત ) (૭) પ્રોપોઝિશન ( ગણિત ).

પાઇયમાં સૂત્રને માટે 'સુત્ત' શબ્દ છે. આ 'સુત્ત', શબ્દને અનુરૂપ સંસ્કૃત શબ્દો બીજા પણ છે. જેમકે શ્રુત, શ્રોત્ર, સુપ્ત, સૂક્ત, અને સ્રોતસ્. પાઇયસદ્દમહણ્ણવમાં 'સૂત્ર' વાચક 'સુત્ત' ના (૧) દોરો, વસ્ત્રનો તાંતણો; (૨) નાટકનો પ્રસ્તાવ અને (૩) એક જાતનું શાસ્ત્ર એમ ત્રણ અર્થ નોંધાયા છે.

આમ 'સૂત્ર' અને 'સુત્ત' એ બે શબ્દો અનેકાર્થી હોવાથી ક્યારે કયો અર્થ પ્રસ્તુત છે તે જાણવું જોઇએ. જૈનોનાં બાર અંગોમાંના બીજા અંગનું એક નામ સૂયગડ છે. બીજાં બે નામો સૂતગડ અને સુત્તકડ છે એમ સૂયગડનિજ્જુત્તિ ( ગા. ૨ ) ઉપરથી જણાય છે. તીર્થંકરોએ અર્થ કહ્યો હોવાથી એ રીતે 'સૂત' એટલે ઉત્પન્ન-;આમ ઉત્પન્ન થયા બાદ ગણધરો દ્વારા રચાયેલ આગમ તે સૂતકૃત (સૂતગડ).

સૂત્ર અનુસાર તત્ત્વનો બોધ જે જે આગમમાં કરાવાયો છે તે સૂત્રકૃત ( સુત્તકડ ). સ્વ અને પરના સમયનું જેમાં સૂચન કરાવ્યું છે તે સૂચાકૃત (સૂયગડ). આમ આ ત્રણ નામોનો અર્થ છે.

**નિક્ષેપ**—દરેક શબ્દનો નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એમ ચાર રીતે 'ન્યાસ' યાને 'નિક્ષેપ' કરાય છે. એ પ્રમાણે સૂતના દ્રવ્યસુત્ત અને ભાવસુત્ત એ બે નિક્ષેપ સૂયગડનિજ્જુત્તિ ( ગા. ૩ ) માં વિચારાયા છે. ત્યાં કહ્યું છે કે દ્રવ્યસુત્ત તે કપાસનું સૂતર

---

૧ આનો અર્થ એ છે કે હે વીર ! બળદનાં અને ભમરાનાં તેમજ કમલ ( એક જાતનાક હરણ )નાં અને કમળના પત્ર એ ચારનાં નેત્રના વિશેષને જેણે જાણ્યા છે તેવી અર્થિની એવી લક્ષ્મી તારાં નયનોમાં રમે છે.

૨ આનાં ૪૦મા, ૪૧મા અને ૪૨મા પદ્યો થોડાક પાઠભેદપૂર્વક છંદોનુશાસનની સ્વોપજ્ઞ વૃત્તિ ( પત્ર ૨૭ આ )માં જોવાય છે.

છે અને ભાવસુત્ત તે આ અધિકારમાંનું સૂચક જ્ઞાન છે. વિશેષમાં અહીં આ ભાવસુત્તના ચાર પ્રકાર ગણાવાયા છે: (૧) સણ્ણાસુત્ત (સંજ્ઞાસૂત્ર), (૨) સંગહસુત્ત (સંગ્રહસૂત્ર), (૩) વિત્ત (વૃત્તનિબદ્ધ) અને (૪) જાતિણિબદ્ધ (જાતિનિબદ્ધ). જાતિનિબદ્ધસૂત્રના કત્થ (કથ્ય) વગેરે ઉપપ્રકારો છે.

આની વિશેષ સમજણ સૂયગડચુણ્ણિ અને શીલાંકસૂરિકૃત સૂયગડની વૃત્તિ પૂરી પાડે છે. આ ચુણ્ણિ (પત્ર ૬) માં દવ્વસૂયણા (દ્રવ્યસૂચના)નાં ત્રણ ઉદાહરણ નામ સહિત અપાયાં છે: (૧) લોક સૂચવનાર, (૨) [3]નલમવ સૂચવનાર અને (૩) લોઢાને સૂચવનાર. વિશેષમાં દવ્વસુત્તના અંડજ, બોંડજ[4], વાગજ અને વાલજ એમ પ્રકારો સૂચવાયા છે. અંડજ એટલે કે હંસના ગર્ભ વગેરે, બોંડજ એટલે કપાસ વગેરે, કીટજ એટલે કોશેટો વગેરે, વક્કલજ એટલે શણ, અળસી વગેરે અને બાલજ એટલે ઊંટ વગેરે. પાઇય-સદ્દમહણ્ણવમાં અંડજનો અર્થ રેશમનો દોરો, અથવા રેશમનું વસ્ત્ર, બોંડજનો અર્થ સુતરાઉ કપડું અને કીડજનો અર્થ કીડાના તંતુમાંથી ઉત્પન્ન થયેલું વસ્ત્ર એમ અપાયેલ છે.

શીલાંકસૂરિએ કહ્યું છે કે ભાવસૂત્ર તે આ અધિકારમાંનું સૂચક જ્ઞાન છે—શ્રુતજ્ઞાન છે, કેમકે એ જ સ્વ અને પર અર્થનું સૂચક છે.

પર્યાય—કપ્પ એ છેયસુત્ત (છેદસૂત્ર) પૈકી એક છે. એને સામાન્ય જનતા બૃહત્કલ્પ તરીકે ઓળખે છે. એના ઉપર નિજ્જુત્તિ તેમજ ભાસ (ભાષ્ય) રચાયેલાં છે. એ બંને એક જ ભાષામાં—પાઇયમાં—જઇણ મરહટ્ઠીમાં તેમજ એક જ જાતના છંદમાં—[5]ગાથામાં રચાયેલાં હોવાથી એ બે ભેગાં થઇ ગયાં છે અને મલયગિરિસૂરિ કહે છે તેમ હવે જૂદાં પાડવાં બહુ મુશ્કેલ છે. આ પ્રકારની કપ્પનિજ્જુત્તિ પ્રસ્તુત વિષયમાં ખાસ ઉપયોગી છે, કેમકે એક તો એનું ૧૭૪મું પદ્ય સુત્તના નીચે મુજબના નવ પર્યાયો પૂરા પાડે છે:—

(૧) સુય (શ્રુત), (૨) ગંથ (ગ્રન્થ), (૩) સિદ્ધંત (સિદ્ધાન્ત), (૪) સાસણ (શાસન), (૫) આણ (આજ્ઞા), (૬) વયણ (વચન), (૭) ઉવએસ (ઉપદેશ), (૮) પણ્ણવણ (પ્રજ્ઞાપન) અને (૯) આગમ (આગમ).

વ્યુત્પત્તિ—બીજી મહત્ત્વની વાત એ છે કે આનું ૩૧૦મું પદ્ય સુત્તની વિવિધ વ્યુત્પત્તિઓ દર્શાવે છે. આ રહ્યું એ પદ્ય.—

" सुत्तं तु सुत्तमेव उ अहवा सुत्तं तु तं भवे लेसो ।
अत्थस्स सूयणा वा सुवुत्तमिइ वा भवे सुत्तं ॥ ३१० ॥"

કહેવાની મતલબ એ છે કે અર્થ વડે નહિ જણાવાયેલું હોવાથી સૂતેલા જેવું હોઈ એ 'સુપ્ત' (પાઇય સુત્ત) છે અથવા શ્લેષ એટલે કે તાંતણા જેવું હોવાથી અનેક અર્થો એકત્રિત કરાયેલા હોવાથી શ્લેષ જેવું હોઈ એ સૂત્ર (પા. સુત્ત) છે. અથવા અર્થનું સૂચન

---

3 આ કોઈ જાતનું નામ હશે. આનો ખરો અર્થ જાણવો બાકી છે.

4 સૂયગડનિજ્જુત્તિ (ગા. ૩) માં 'પોણ્ડય' શબ્દ છે. શીલાંકસૂરિ એનો અર્થ વનફળમાંથી એટલે જીંડવામાંથી ઉત્પન્ન થયેલ કાર્પાસિક અર્થાત્ કપાસનું બનેલું સૂતર કરે છે.

5 કપ્પનિજ્જુત્તિનું ૨૮૫મું પદ્ય 'અણુટ્ઠુભ્'માં છે એટલે આ પ્રાયિક કથન છે.

કરનાર હોવાથી સૂત્ર છે. અથવા સારી રીતે કહેવાયેલું હોવાથી એ સૂક્ત (પા, સુત્ત) છે. આ સંબંધી વિશેષ માહિતી આની પછીની ચાર ગાથાઓમાં અપાઈ છે.

વ્યાખ્યા—ત્રીજી બાબતની હકીકત ૨૮૫મું અને ૨૭૭મું પદ્ય જણાવે છે. સર્વજ્ઞે કહેલા સુત્તની વ્યાખ્યા ૨૮૫મા પદ્યમાં છે. એ પદ્ય નીચે પ્રમાણે છે:—

" अप्पक्खरमसंदिद्धं सारवं विसज्जोमुहं ।

अत्थोममणवज्जं च सुत्तं सव्वन्नुमासियं ॥ २८५ ॥

આવસ્સયનિજ્જુત્તિમાં આ ૮૮૦મા પદ્ય તરીકે જોવાય છે. આનો અર્થ એ છે કે સર્વજ્ઞે કહેલા સૂત્રમાં અક્ષરો ઓછા હોય છે, એ સૂત્ર સંદેહથી રહિત હોય છે, એ સારવાળું હોય છે, એ વિશ્વતોમુખ એટલે કે પ્રતિસૂત્ર ચાર અનુયોગોની વ્યાખ્યા થઈ શકે તેવું હોય છે.[6]એ ઉત, વૈ. હા, હિ ઇત્યાદિ સ્તોભ રહિત હોય છે.[7]વગર કારણે ઉત, વૈ વગેરેનો એમાં[8] 'સ્તોભક'નો પ્રયોગ હોતો નથી. ૨૭૭મું પદ્ય સૂત્રની વ્યાખ્યા રજૂ કરે છે. આ રહ્યું એ પદ્ય:

" अप्पग्गंथ महत्थं बत्तीसादोसविरहियं जं च ।

लक्खणजुत्तं सुत्तं अट्ठहि य गुणेहिं उववेयं ॥ २७७ ॥ "

કહેવાની મતલબ એ છે કે ઓછા અક્ષરવાળું, ઘણા અર્થવાળું, ૩૨ દોષથી રહિત, લક્ષણથી યુક્ત અને આઠ ગુણોવાળું 'સૂત્ર' હોય છે. આ સંબંધમાં મલયગિરિસૂરિ ચાર ભંગ (ભાંગા) કહે છે. (૧) ઓછા અક્ષર અને અલ્પ અર્થવાળું. જેમકે કાપોસાદિક. (૨) ઓછા અક્ષર અને ઘણા અર્થવાળું. જેમકે સામાયિક. કલ્પ, વ્યવહાર ઇત્યાદિ (૩) ઘણા અક્ષર અને અલ્પ અર્થવાળું. જેમકે जोमूते इति वा अक्षणे इति वा.(૪) ઘણા અક્ષર અને ઘણા અર્થવાળું જેમકે દૃષ્ટિવાદ. આ બધામાં ઓછા અક્ષર અને ઘણા અર્થવાળું સૂત્ર ધ્રુષ્ટ છે.

બત્રીસ દોષો—કપ્પનિજ્જુત્તિ (ગા. ૨૭૮-૨૮૧)માં સૂત્રના ૩૨ દોષો ગણાવાયા છે. કંઇક પાઠભેદ પૂર્વક ચાર ગાથાઓ મલધારી હેમચન્દ્રસૂરિએ અણુઓગદ્દારની વૃત્તિ (પત્ર ૨૬૧ અ-૨૬૧ આ)માં અવતરણરૂપે આપી છે. અને એની વ્યાખ્યા પણ કરી છે. આ વ્યાખ્યાને તેમજ મલયગિરિસૂરિકૃત કપ્પની વૃત્તિને લક્ષ્યમાં રાખી હું બત્રીસ દોષો અને એની સમજૂતી આપું છું:—

---

૬ દાખલા તરીકે દસવેયાલિયનું આગ સૂત્ર એવું છે એમ મલધારી હેમચન્દ્રસૂરિ અણુઓગદ્દારની વૃત્તિ (૨૬૩અ પત્ર)માં કહે છે.

૭ હેમચન્દ્રસૂરિ કહે છે કે 'ચ', વા' ઇત્યાદિ નિપાતો વિનાનું તે સ્તોભ રહિત' કહેવાય છે.

૮ સ્તોભક એટલે નિપાત એમ હરિભદ્રસૂરિએ આવસ્સયની વૃત્તિ (પત્ર ૩૭૬અ) માં કહ્યું છે.

૯ અણુઓગદ્દારની 'મલધારી' હેમચન્દ્રસૂરિકૃત વૃત્તિ (પત્ર ૨૬૧અ) માં उत्पादव्ययध्रौव्ययुक्तं सत् " એ તત્ત્વાર્થસૂત્ર (અ. ૫)ના સૂત્રનો નિર્દેશ છે.

(૧) અલીક એટલે અસત્ય. આના બે પ્રકાર છેઃ અભૂતનું પ્રકાશન અને ભૂતનો અપલાપ. શ્યામાક તન્દુલ જેવડો જ જીવ છે, ઈશ્વરે જગત્ રચ્યું છે ઇત્યાદિ પહેલા પ્રકારના અલીકનાં ઉદાહરણ છે. જીવ નથી એ બીજા પ્રકારના અલીકનું ઉદાહરણ છે.

(૨) ઉપઘાતકજનક અર્થાત્ ઉપઘાત ઉત્પન્ન કરનાર. વેદવિહિત હિંસા ધર્મને માટે છે, માંસ ખાવામાં દોષ નથી[10] ઇત્યાદિ સૂત્ર ઉપઘાતજનક છે.

(૩) અપાર્થક. જેનાં અવયવોનો અર્થ હોય, પણ એના સમુદાયનો અર્થ ન હોય તે એટલે કે સંબંધ વિનાનું. જેમ કે કેળમાં શંખ અને ભેરીમાં કેળ. દશ દાડમ, છ પૂડા. કુંડ, બકરીનું ચામડું, માંસનો પિંડ ઇત્યાદિ.

(૪) નિરર્થક. જેનાં અવયવો અર્થ વિનાનાં હોય તે. જેમકે ડિત્થ, ડવિત્થ, વાજન ઇત્યાદિ. વર્ણના ક્રમનો જ નિર્દેશ જણાતો હોય, પણ અર્થ માલમ ન પડતો હોય તે નિરર્થક છે. જેમકે અ, આ, ઇ, ઈ ઇત્યાદિ.

(૫) છલ. અનિષ્ટ અર્થાન્તરના સંભવથી જ્યાં વિવક્ષિત અર્થને હાનિ પહોંચાડી શકાય તેમ હોય તે 'છલ' જેમકે नवकम्बलो देवदत्तः આના બે અર્થ સંભવે છેઃ (અ) નવ કામળવાળો દેવદત્ત અને (આ) નવી કામળવાળો દેવદત્ત. આત્મા છે. જો આત્મા છે તો જે જે છે તે આત્મા પામે છે. આ પણ છલનું ઉદાહરણ છે. "દીવા નથી દરબારમાં થયું અંધારું ઘોર." આ ગુજરાતી વાક્યના દીવા અને નથી એ બે સંયુક્ત ગણતાં જુદો અર્થ નીકળે છે એટલે એ 'છલ'નું ઉદાહરણ ગણાય.

(૬) દ્રુહિલ. પ્રાણીઓને અહિતનો ઉપદેશ આપીને પાપજનક કાર્યને જે પોષે તે 'દ્રુહિલ' છે. જેમકે લોક જેટલો ઇન્દ્રિયગોચર છે તેટલો જ એ છે

(૭) નિઃસાર. સાર વિનાનું તે 'નિઃસાર.' જેમકે યુક્તિ વિનાનાં વેદનાં વચનો.

(૮) અધિક. આની સમજૂતી બે રીતે અપાઈ છેઃ (અ) હેતુ, દૃષ્ટાન્ત ઇત્યાદિ પાંચ અવયવોમાંથી ગમે તે એકથી અધિક. [11](આ) અક્ષર, પદ ઇત્યાદિથી અધિક

(૯) ઊન. ઊન એટલે ઊણું ઓછું. આ પણ 'અધિક'ના જેમ બંને રીતે સંભવે છે.

(૧૦) પુનરુક્ત. (જરૂર વિના) ફરીથી કહેવાયેલું તે 'પુનરુક્ત': આના ત્રણ પ્રકાર છેઃ અર્થથી, શબ્દથી અને બંનેથી. ઇન્દ્ર, શક્ર, પુરંદર એ પહેલા પ્રકારનું પુનરુક્ત છે. સૈન્ધવ લાવ, લવણ, સૈન્ધવ લાવ એ બીજા પ્રકારનું પુનરુક્ત છે. ક્ષીર ક્ષીર એ ત્રીજા પ્રકારનું પુનરુક્ત છે.

(૧૧) વ્યાહત. જ્યાં પહેલાના કથનને પાછળનું કથન બાધક હોય તે 'વ્યાહત'. જેમકે કર્મ છે, ફળ છે, પણ ભોગવનાર નથી.

(૧૨) અયુક્ત. અજુગતું તે 'અયુક્ત'. જેમકે પેલા હાથીઓનાં ગંડસ્થળમાંથી પડેલા મદના બિન્દુઓ વડે હાથી, ઘોડા અને રથને ખેંચી જનારી ભયંકર નદી પ્રવર્તી.

(૧૩) ક્રમભિન્ન. જેમાં ક્રમ ન સચવાયો હોય તે 'ક્રમભિન્ન'. જેમકે આંખ, નાક વગેરેના વિષયો તરીકે ગંધ, રૂપ ઇત્યાદિ ગણાવાય.

---

૧૦ જુઓ મનુસ્મૃતિ ( અ. ૫, શ્લો. ૫૬ ).

૧૧ એક હેતુ કે એક ઉદાહરણથી ચાલે તેમ હોય છતાં અધિક અપાય તો આ દોષ આવે છે. હેતુ અને દૃષ્ટાન્તની ન્યૂનતાવાળું તે 'ઊન' છે.

(૧૪) વચનભિન્ન. જ્યાં એકવચનને બદલે દ્વિવચન કે બહુવચન કરાયું હોય એમ જ્યાં જે વચન જોઈએ તેને બદલે અન્ય વચનવાળું સૂત્ર તે 'વચનભિન્ન' કહેવાય છે.

(૧૫) વિભક્તિભિન્ન. જ્યાં એકને બદલે બીજી વિભક્તિ વપરાઈ હોય તે 'વિભક્તિભિન્ન' છે.

(૧૬) લિંગભિન્ન. જ્યાં એક લિંગ અર્થાત્ જાતિને બદલે અન્ય લિંગનો પ્રયોગ કરાયો હોય તે 'લિંગભિન્ન' છે. જેમ આ પુરુષ સારી છે.

(૧૭) અનભિહિત. પોતાના સિદ્ધાન્તમાં ન કહ્યું હોય તે કહેવું એ 'અનભિહિત' છે. જેમકે બૌદ્ધ ચાર આર્યસત્ય કરતાં વધારેનો ઉલ્લેખ કરે તો એને માટે એ 'અનભિહિત છે.

(૧૮) અપદ. જ્યાં અમુક છંદનો અધિકાર હોય ત્યાં બીજા છંદનું નામ દેવું તે 'અપદ' છે. જેમકે 'આર્યા' છંદ કહેવાને બદલે 'વૈતાલીય' છંદ કહેવો. [12]ગાથામાં 'ગીતિ' કે કે [13]વાનવાસિકાનો પ્રયોગ કરવો.

(૧૯) સ્વભાવહીન. જેનો જે સ્વભાવ ન હોય તેનો તે કહેવો. જેમકે અગ્નિ શીતળ છે, પવન ચંચળ નથી, આકાશ મૂર્ત છે ઇત્યાદિ.

(૨૦) વ્યવહિત, ચાલુ વાતને છોડી બીજી બાબતી વાત લાંબી ચોડી કરી પાછી પાછી ચાલુ વાત કરવી તે 'વ્યવહિત' છે. ટૂંકમાં કહીએ તો "અન્તરવાળુ" એમ વ્યવહિતનો અર્થ થાય છે.

(૨૧) કાલદોષ. જેમકે વર્તમાન, ભૂત વગેરે કાળમાંથી જે કહેવાવો જોઇએ તેને બદલે બીજો કહેવો.

(૨૨) યતિદોષ. 'યતિ' એટલે વિરામ, વિશ્રામ. જે છંદમાં જ્યાં યતિ હોવી જોઈએ તેને બદલે અન્યત્ર યતિ આવે તો આ દોષથી એ દૂષિત ગણાય. બિલકુલ યતિ જ ન આવે એને પણ 'યતિદોષ' કહે છે.

(૨૩) છવિદોષ. છવિ એટલે એક પ્રકારનો અલંકાર.[14] એ અલંકાર વિનાનું સૂત્ર તે આ દોષથી દૂષિત મનાય છે.

(૨૪) સમયવિરુદ્ધ. પોતાના સિદ્ધાન્તથી વિરુદ્ધ તે 'સમયવિરુદ્ધ'. જેમકે જૈન કહે કે જીવ નથી.

(૨૫) વચનમાત્ર. હેતુ વગરનું કથન તે 'વચનમાત્ર' છે. જેમકે કોઈ ખીલો ઠોકીને એ સ્થળે લોકના મધ્ય તરીકે ઓળખાવે.

(૨૬) અર્થાપત્તિદોષ. જેમાં અર્થાપત્તિથી અનિષ્ટ સિદ્ધ થાય એ અર્થાપત્તિ-દોષવાળું ગણાય. જેમકે કોઈ કહે કે બ્રાહ્મણને ન મારવો. આથી અર્થાપત્તિથી એમ ફલિત થાય છે કે ઇતર જનોને મારવા.

---

૧૨ સૂયગડનિજ્જુત્તિના ૨૩મા પદ્યની ટીકામાં શીલાંકસૂરિ ગાથાના લક્ષણ માટે નીચે મુજબનું પદ્ય રજૂ કરે છે:—

"सत्तट्ठतह विसमे ण हो हया ताण छट्ठ णह जलया ।
गाहाए पच्छद्धे भेओ छट्ठो त्ति इक्कलो ॥"

૧૩ નંદિષેણે રચેલા અજિયસંતિથયનું ૩૩મું પદ્ય 'વાણવાસિયા' (સં. વાનવાસિકા)માં છે. એનું લક્ષણ "टचउक्को नवबारसलहुहिं सा वाणवासिया" છે અર્થાત્ આ છંદમાં 'ટ' ગણ ચાર હોય છે અને નવમી તેમજ બારમી માત્રા લઘુ હોય છે.

૧૪ આ વાતની આવસ્સયની હરિભદ્રસૂરિકૃત વૃત્તિ (પત્ર ૩૭૫) પણ સાક્ષી પૂરે છે.

(૨૭) અસમાસદોષ. જ્યાં સમાસ કરવાનો હોય ત્યાં ન કરાય અથવા અસ્થાનથી કરાય તો આ દોષ ઉદ્ભવે છે.

(૨૮) ઉપમાદોષ. ઉપમાને લગતો દોષ તે ઉપમા-દોષ છે. હીનોપમા, અધિકોપમા, અને અનુપમા એ ઉપમા-દોષ છે.

(૨૯) રૂપકદોષ. પર્વતનું રૂપક અપાયા બાદ એનું કશું વર્ણન ન કરાય કે એને બદલે સમુદ્ર જેવા અન્ય પદાર્થનું રૂપક અપાય તો એ રૂપકદોષથી યુક્ત ગણાય.

(૩૦) પરપ્રવૃત્તિદોષ. જ્યાં ઘણા યે અર્થ કહ્યા પછી નિર્દેશ ન કરાય તે એમ મલયગિરિ સમજાવે છે. હેમચંદ્રસૂરિ 'નિર્દેશ' દોષનો ઉલ્લેખ કરે છે, કેમકે એમની સામે એ મતલબનો પાઠ છે. આ સમજાવતાં તેઓ કહે છે કે જ્યાં નિર્દેશ કરાયેલાં પદોની એકવાક્યતા ન કરાય ત્યાં આ દોષ છે. જેમકે દેવદત્ત થાળીમાં ભાત રાંધે છે એમ કહેવાનું હોય ત્યારે 'રાંધે છે' એમ ન કહે.

(૩૧) પદદોષ. મલયગિરિસૂરિ આ દોષ નોંધે છે, જોકે મૂળ ગાથામાં એનો ઉલ્લેખ નથી. એક પદને બદલે અન્ય પદનો પ્રયોગ કરવાથી આ દોષ ઉદ્ભવે છે. હેમચન્દ્રસૂરિએ આને બદલે 'પદાર્થદોષ' નોંધ્યો છે જેમકે વસ્તુના પર્યાયને અન્ય પદાર્થ તરીકે કલ્પવો. જેમકે છ પદાર્થોમાં રહેલી સત્તાને વૈશેષિકો અન્ય પદાર્થ તરીકે કહે છે. આ અજુગતું છે.

(૩૨) સંધિદોષ. જ્યાં સંધિ કરવાની હોય ત્યાં તે ન કરે કે ખોટી કરે—વિસર્ગનો લોપ થવા છતાં કરે તો એ 'સંધિદોષ' છે.

આ પ્રમાણે દોષો વિષેનો વિચાર અહીં પૂર્ણ થાય છે. અને હવે સૂત્રના ગુણોનો વિચાર કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે, પણ તે પૂર્વે કપ્પનિજ્જુત્તિની ૨૭૮મીથી ૨૮૧થી સુધીની ગાથાઓ આવસ્સયનિજ્જુત્તિમાં ગા. ૮૮૧-૮૮૪ તરીકે અપાયેલી છે અને એના ઉપર હરિભદ્રસૂરિની વૃત્તિ છે[15] એ વાત આપણે નોંધી લઈશું. વિશેષમાં મુખ્ય પાઠભેદ તરીકે નીચેની પંક્તિઓ પણ નોંધીશું:-

"उवमा-रुयगदोसो परप्पवत्ती य संधिदोसो य "- કપ્પનિજ્જુત્તિ (ગા.૨૮૧)

' उवमा-रूवगदोसो निद्देसपयत्थ संधिदोसो य"- અણુઓગદ્દારની હેમચન્દ્રકૃત વૃત્તિ (પત્ર ૨૬૧ આ)

" उवमारूवगदोसाऽनिद्देस पयत्थसंधिदोसो य"આવસ્સયનિજ્જુત્તિ(ગા. ૮૮૪)

૭ ગુણો—જો કે આઠ ગુણોની વાત કરવી જોઈએ, છતાં કપ્પનિજ્જુત્તિની પૂર્વોક્ત ૨૮૫મી ગાથા સૂત્રના ૭ ગુણો રજૂ કરે છે એમ કેટલાક માને છે એમ હેમચન્દ્રસૂરિએ અણુઓગદ્દારની વૃત્તિ (પત્ર ૨૬૨ આ-૨૬૩અ) માં કહ્યું છે એ અહીં નોંધી લઈશું. અલ્પ અક્ષરવાળું અસંદિગ્ધ, સારવાળું, વિશ્વમુખી, સ્તોભથી રહિત, અનવદ્ય યાને નિષ્પાપ અને સર્વજ્ઞે કહેલ એમ સૂત્રના ૭ ગુણો છે. મલયગિરિસૂરિ તો નીચે મુજબના કપ્પનિજ્જુત્તિના ૨૮૨મા પદ્યમાંના 'ય'થી આ ૭ ગુણો અધિક છે એમ કહે છે:—

૧૫ બત્રીસ દોષના સ્પષ્ટીકરણ માટે જુઓ ૩૭૪ આ-૩૭૬ અ પત્રો. આનાથી કોઈ પ્રાચીન સ્પષ્ટીકરણ હોય તો તે જાણવામાં નથી.

"निद्दोसं सारवंतं च हेउजुत्तमलंकियं ।
उवणीयं सोवयारं च मियं महुरमेव य ॥ २८२ ॥"[16]

આઠ અથવા એક ગુણો — કલ્પનિર્યુક્તિમાં ઉપર્યુક્ત પદ્ય આઠ ગુણો ગણાવે છે: (૧) નિર્દોષ (ઉપર ગણાવાયેલા ૩૨ દોષોથી રહિત), (૨) સારવાળું (એક અભિધેયને વિષે અનેક અભિધાનવાળું—બહુ પર્યાયવાળું), (૩) (સાધર્મ્ય કે વૈધર્મ્યથી—અન્વયથી કે વ્યતિરેકથી) હેતુથી યુક્ત, અથવા સકારણ, (૪) (ઉપમાદિ) [17]અલંકારવાળું, (૫) ઉપનયથી યુક્ત, (૬) નકામું નહિ એવું અર્થાત્ સોપચાર, (૭) (શ્લોકાદિ પદો વડે) પરિમિત અથવા (દંડકો વડે) અપરિમિત અને (૮) (સૂત્રથી, અર્થથી અને બંનેથી) મધુર એમ સૂત્ર આઠ ગુણોથી યુક્ત હોય છે. એમાં પહેલાં ગણાવાયેલા છ ઉમેરતાં ચૌદ થાય છે.

બે અને ત્રણ પ્રકાર—કલ્પનિર્યુક્તિ (ગાથા ૩૧૫) સૂત્રના એક રીતે ત્રણ પ્રકારો અને બીજી રીતે બે પ્રકારો પૂરા પાડે છે એ ચોથી મહત્ત્વની હકીકત છે. ત્રણ પ્રકારો તરીકે સણ્ણાસુત્ત (સંજ્ઞા-સૂત્ર), કારગ-સુત્ત (કારક-સૂત્ર) અને પગરણ-સુત્ત (પ્રકરણ સૂત્ર)નો નિર્દેશ છે. ઉસ્સગ્ગિય (ઔત્સર્ગિક) અને અવવાઇય (આપવાદિક) એ બે પ્રકારો છે.

સંજ્ઞાસૂત્ર—સંજ્ઞા એટલે સૈદ્ધાન્તિક સંકેત, પરિભાષા. જે સૂત્રમાં પરિભાષા રૂપ સંજ્ઞા વપરાઈ હોય તે 'સંજ્ઞા સૂત્ર' કહેવાય છે. દાખલા તરીકે નીચે મુજબનાં સૂત્રો:—

(१) " जे छेए से सागारियं न सेवए" —आयार (१, ५, १, )

(२) " सव्वामगंधं परिन्नाय निरामगंधो परिव्वए"—आयार (१, २, ५ )

(३) " आरं दुगुणेणं पारं एगगुणं"—!

પહેલા સૂત્રમાં સાગારિયં, બીજામાં આમગંધ, ત્રીજામાં આર અને પાર એ સૈદ્ધાન્તિક પારિભાષિક શબ્દો છે. પહેલાનો અર્થ 'મૈથુન' થાય છે. આમનો અર્થ [18]અવિશોધિ કોટિ અને ગંધનો [19]વિશોધિ કોટિ એ અર્થ છે. આરનો અર્થ 'સંસાર' છે. અને પારનો અર્થ 'મોક્ષ' છે. સૂયગડ (અ. ૨, ઉ. ૧)ના આઠમા પદ્યમાંના આરનો અર્થ 'સંસાર' છે અને પારનો અર્થ 'મોક્ષ' છે એમ શીલાંકસૂરિ અર્થાન્તરથી સૂચવે છે.

સૂયગડચુણ્ણિ (પત્ર ૧-૭)માં સંજ્ઞાસૂત્રના (૧) સ્વ સમયનું, (૨) પર સમયનું અને (૩) સ્વ પર સમયનું એમ ત્રણ પ્રકારો સૂચવાયા છે. સ્વ સમયના સાંકેતિક શબ્દો તરીકે વિગઈ (વિકૃતિ) અને [20]પઢમાલિયા (પ્રથમાલિકા) અપાયા છે. અને પર સમયના સાંકેતિક શબ્દો તરીકે 'આત્મા' [21]વાચક, પુદ્ગલ, સંસ્કાર અને ક્ષેત્રજ્ઞ અપાયા છે.

---

૧૬ આ પદ્ય આવસ્સયનિજ્જુત્તિમાં ૮૮૫મા પદ્ય રૂપે જોવાય છે.

૧૭. ૩૧૫ની વૃત્તિ (પત્ર ૯૬)માં મલયગિરિ સૂરિએ નીચે મુજબનું પદ્ય રજૂ કર્યું છે:—

" नियमा अक्खर ठवणा माउकमनिट्ठुरं छवीजमयं ।
महुरत्तणमत्थवणत्तणं च सुत्ते अलंकारा ॥ "

૧૮-૧૯ ગોચરીમાં અમુક પદાર્થ પડે છે અને જે દૂર કરાતાં જે વાસણ શુદ્ધ ગણાય તે 'વિશોધિ કોટિ' અને ન ગણાય તે 'અવિશોધિકોટિ' કહેવાય છે.

૨૦. પ્રથમ ભોજન, નોકારસી પાણી પછીનું ભોજન.

૨૧. જુઓ D C J M (VXII pt. I p. 51).

**કારક સૂત્ર**—વિયાહપણ્ણત્તિ (સ ૧, ઉ. ૯)માંનો નીચે મુજબનો આલાપક કારકસૂત્રના ઉદાહરણ રૂપ છે, કપ્પનિજ્જુત્તિ એમ (ગા. ૩૧૬)ની વૃત્તિમાં મલયગિરિસૂરિ કહે છેઃ–

"आहाकम्मन्नं भुंजमाणे समणे निगांथे कइ कम्मपगडीओ बंधंति ? गोयमा !

आउवज्जाओ सत्त कम्मपगडीओ । से केणट्ठेणं भंते ! एवं वुच्चइ ? "

એક સર્વજ્ઞનું પ્રામાણ્ય હોવાથી સમગ્ર શ્રુતની પ્રસિદ્ધિ છે તો પણ વિસ્તારથી અપાયનું દર્શન થાય તે માટે અધિકૃત અર્થની પ્રસિદ્ધિ કરનાર " से केणट्ठेणं "ઇત્યાદિનો ઉપન્યાસ કરાય છે.

**પ્રકરણસૂત્ર**—જેમાં આક્ષેપ અને નિર્ણયની પ્રસિદ્ધિનું વર્ણન હોય તે "પ્રકરણ સૂત્ર" કહેવાય છે. આક્ષેપ એટલે સૂત્રના દોષ કે પૃચ્છા; અને નિર્ણયની પ્રસિદ્ધિ એટલે પ્રત્યવસ્થાન [22] મલયગિરિસૂરિએ પ્રકરણ સૂત્રનાં ઉદાહરણ તરીકે નમિપ્રવ્રજ્યા અને ગોતમકેશીયનો એટલે કે ઉત્તરજ્ઝયણનાં નવમા અને ૨૩મા અજ્ઝયણોનો તેમજ આર્દ્રકીય અને નાલન્દીયનો એટલે કે સૂયગડના બીજા સુયક્ખંધનાં છઠ્ઠા અને સાતમા અજ્ઝયણનો નિર્દેશ કર્યો છે.

**ચાર પ્રકાર**—સૂયગડનિજ્જુત્તિ ( ગા ૩)માં સણ્ણા (સંજ્ઞા), સંગહ (સંગ્રહ), વિત્ત ( વૃત્ત ) અને જાતિણિબદ્ધ (જાતિનિબદ્ધ) એમ શ્રુતજ્ઞાન સૂત્રના ચાર પ્રકારો દર્શાવાયા છે. વિશેષમાં જાતિણિબદ્ધના ઉપપ્રકાર તરીકે કથ્ય ઇત્યાદિ એવો ઉલ્લેખ છે. સંજ્ઞાસૂત્ર અને એના ત્રણ પ્રકારો આપણે પૃ. ૫૪માં વિચારી ગયા છે.

**સંગ્રહસૂત્ર**—અનેક અર્થના સંગ્રહરૂપ સૂત્ર તે 'સંગ્રહસૂત્ર.' દ્રવ્ય એમ કહેવાથી સર્વ દ્રવ્યોનો–ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય ઇત્યાદિ સમગ્ર દ્રવ્યોનો સંગ્રહ સમજાય છે. જીવ કહેવાથી સંસારી તેમજ અસંસારી એમ બધા જીવોનો સંગ્રહ કરાય છે એવી રીતે 'અજીવ'થી ધર્માસ્તિકાયાદિ સર્વે અજીવ પદાર્થોનો સંગ્રહ કરાય છે. આ પ્રમાણેની સુણિગત હકીકત ઉપરાંત શિલાંકસૂરિકૃત વૃત્તિ ( પત્ર ૭ આ. છપાતી આવૃત્તિ )માં "उत्पादव्ययध्रौव्ययुक्तं सत्"નો સંગ્રહસૂત્ર' તરીકે ઉલ્લેખ કરાયો છે.

**વૃત્તનિબદ્ધ સૂત્ર**—શ્લોક વગેરે વૃત્તમાં રચાયેલું સૂત્ર તે, વૃત્તનિબદ્ધ 'સૂત્ર' કહેવાય છે

**જાતિનિબદ્ધ સૂત્ર અને એના પ્રકારો**—આના ગદ્ય, પદ્ય, કથ્ય અને ગેય એમ ચાર પ્રકાર છે એમ શીલાંકસૂરિ કહે છે, અને ચૂર્ણિકાર પણ એમ જ કહે છે. ચુણ્ણિ (પત્ર ૭)માં કહ્યું છે કે ગદ્ય એટલે ચૂર્ણગ્રન્થ, [23]બ્રહ્મચર્ય ઇત્યાદિ; પદ્ય એટલે [24]ગાથા-સોલસગ ઇત્યાદિ; કથનીય અર્થાત્ કથ્ય એટલે ઉત્તરજ્ઝયણ, ઇસિભાસિય અને [25]નાયા (ધમ્મકહા); અને ગેય એટલે સ્વરના સંચારથી (ગીતિકાપ્રાયનિબદ્ધ). જેમકે કાવિલિજ્જમાનું "अधुवे असासयम्मि संसारम्मि दुक्खपउराए ",

૨૨. જુઓ કપ્પનિજ્જુત્તિ ( ગા. ૩૨૮ ).

૨૩. આયારના પહેલા સુયક્ખંધ (શ્રુતસ્કંધ )નું આ નામ છે. તેમજ એના નવે અજ્ઝયણ (અધ્યયન)નું પણ આ જ નામ છે.

૨૪. સૂયગડનો પહેલો સુયક્ખંધ, એનું આ નામ છે.

૨૫. ઉત્તરજ્ઝયણના આઠમા અજ્ઝયણનું આ નામ છે.

" निद्दोसं सारवंतं च हेउजुत्तमलंकियं ।
उवणीयं सोवयारं च मियं महुरमेव य ॥ २८२ ॥"[૧૬]

આઠ અથવા બોલ ગુણો — કપ્પનિજ્જુત્તિનું ઉપર્યુક્ત પદ આઠ ગુણો જણાવે છે: (૧) નિર્દોષ (ઉપર જણાવાયેલા ૩૨ દોષોથી રહિત), (૨) સારવાળું (એક અભિધેયને વિષે અનેક અભિધાનવાળું—બહુ પર્યાયવાળું), (૩) (સાધર્મ્ય કે વૈધર્મ્યથી—અન્વયથી કે વ્યતિરેકથી) હેતુથી યુક્ત, અથવા સકારણ, (૪) (ઉપમાદિ) [૧૭]અલંકારવાળું, (૫) ઉપનયથી યુક્ત, (૬) નકામું નહિ એવું અર્થાત્ સોપચાર, (૭) (શ્લોકાદિ પદો વડે) પરિમિત અથવા (દંડકો વડે) અપરિમિત અને (૮) (રાગથી, અર્થથી અને બંનેથી) મધુર એમ સૂત્ર આઠ ગુણોથી યુક્ત હોય છે. એમાં પહેલાં જણાવાયેલા ૭ ઉમેરતાં ચૌદ થાય છે.

બે અને ત્રણ પ્રકાર—કપ્પનિજ્જુત્તિ (ગાથા ૩૧૫) સુત્તના એક રીતે ત્રણ પ્રકારો અને બીજી રીતે બે પ્રકારો પૂરા પાડે છે એ ઓછી મહત્ત્વની હકીકત છે. ત્રણ પ્રકારો તરીકે સન્નાસુત્ત (સંજ્ઞા-સૂત્ર), કારગ-સુત્ત (કારક-સૂત્ર) અને પયરણ-સુત્ત (પ્રકરણ-સૂત્ર)નો નિર્દેશ છે. ઉસ્સગ્ગિય (ઔત્સર્ગિક) અને અવવાઇય (આપવાદિક) એ બે પ્રકારો છે.

સંજ્ઞાસૂત્ર—સંજ્ઞા એટલે સૈદ્ધાન્તિક સંકેત, પરિભાષા. જે સૂત્રમાં પરિભાષા રૂપ સંજ્ઞા વપરાઈ હોય તે 'સંજ્ઞા સૂત્ર' કહેવાય છે. દાખલા તરીકે નીચે મુજબનાં સૂત્રોઃ—

(१) " जे छेए से सागारियं न सेवए" —आयार (१, ५, १, )

(२) " सव्वामगंधं परिन्नाय निरामगंधो परिव्वए"—आयार (१, २, ५ )

(३) " आरं दुगुणेणं पारं एगगुणं"—?

પહેલા સૂત્રમાં सागारियं, બીજામાં आमगंध, ત્રીજામાં आर અને पार એ સૈદ્ધાન્તિક પારિભાષિક શબ્દો છે. પહેલાનો અર્થ 'અબ્રહ્મ' થાય છે. आमनो અર્થ [૧૮]અવિશોધિ કોટિ અને गंधनो [૧૯]વિશોધિ કોટિ એ અર્થ છે. आरनो અર્થ 'સંસાર' છે. અને पारनो અર્થ 'મોક્ષ છે. સૂયગડ (અ. ૨, ઉ. ૧)ના આઠમા પદ્યમાંના आरनो અર્થ 'સંસાર' છે અને पारनो અર્થ 'મોક્ષ છે એમ શીલાંકસૂરિ અર્થાન્તરથી સૂચવે છે.

સૂયગડચુણ્ણિ (પત્ર ૬–૭)માં સંજ્ઞાસૂત્રના (૧) સ્વ સમયનું, (૨) પર સમયનું અને (૩) સ્વ પર સમયનું એમ ત્રણ પ્રકારો સૂચવાયા છે, સ્વ સમયના સાંકેતિક શબ્દો તરીકે વિગઈ (વિકૃતિ) અને [૨૦]પઢમાલિયા (પ્રથમાલિકા) અપાયા છે. અને પર સમયના સાંકેતિક શબ્દો તરીકે 'આત્મા' [૨૧]વાસક, પુદ્ગલ, સંસ્કાર અને ક્ષેત્રજ્ઞ અપાયા છે.

---

૧૬ આ પદ્ય આવસ્સયનિજ્જુત્તિમાં ૮૮૫મા પદ્ય રૂપે જોવાય છે

૧૭. કપ્પની વૃત્તિ (પત્ર ૮૬)માં મલયગિરિ સૂરિએ નીચે મુજબનું પદ્ય રજૂ કર્યું છેઃ—

" नियमा अक्खर छंमो माउकमनिट्ठुरं अबीजमगं ।
महुरत्तणमत्थघणत्तणं च सुत्ते अलंकारा ॥ "

૧૮–૧૯ વાસણમાં અશુદ્ધ પદાર્થ પડે છે અને એ દૂર કરાતાં જે વાસણ શુદ્ધ ગણાય તે 'વિશોધિ કોટિ' અને ન ગણાય તે 'અવિશોધિકોટિ' કહેવાય છે.

૨૦. પ્રથમ ભોજન, નોકારશી પાળી પછીનું ભોજન.
૨૧. જુઓ D C J M (VXII pt. I p. 61).

કારક સૂત્ર—વિયાહપણ્ણત્તિ (સ ૧, ઉ. ૯)માંનો નીચે મુજબનો આલાપક કારકસૂત્રના ઉદાહરણ રૂપ છે, કપ્પનિજ્જુત્તિ એમ (ગા. ૩૧૬)ની વૃત્તિમાં મલયગિરિસૂરિ કહે છે:–

"आहाकम्मं भुंजमाणे समणे निग्गंथे कइ कम्मपगडीओ बंधंति ? गोयमा ! आउयवज्जाओ सत्त कम्मपगडीओ । से केणट्ठेणं भंते ! एवं वुच्चइ ?"

જોકે સર્વજ્ઞનું પ્રામાણ્ય હોવાથી સમગ્ર શ્રુતની પ્રસિદ્ધિ છે તો પણ વિસ્તારથી અપાયનું દર્શન થાય તે માટે અધિકૃત અર્થની પ્રસિદ્ધિ કરનાર " से केणट्ठेणं "ઇત્યાદિનો ઉપન્યાસ કરાય છે.

પ્રકરણસૂત્ર—જેમાં આક્ષેપ અને નિર્ણયની પ્રસિદ્ધિનું વર્ણન હોય તે "પ્રકરણ સૂત્ર" કહેવાય છે. આક્ષેપ એટલે સૂત્રના દોષ કે પૃચ્છા; અને નિર્ણયની પ્રસિદ્ધિ એટલે પ્રત્યવસ્થાન. [22] મલયગિરિસૂરિએ પ્રકરણ સૂત્રનાં ઉદાહરણ તરીકે નમિપ્રવ્રજ્યા અને ગૌતમકેશીયનો એટલે કે ઉત્તરજ્ઝયણનાં નવમા અને ૨૩મા અજ્ઝયણોનો તેમજ આર્દ્રકીય અને નાલન્દીયનો એટલે કે સૂયગડના બીજા સુયક્ખંધનાં છઠ્ઠા અને સાતમા અજ્ઝયણનો નિર્દેશ કર્યો છે.

ચાર પ્રકાર—સૂયગડનિજ્જુત્તિ ( ગા ૩)માં સણ્ણા (સંજ્ઞા), સંગહ (સંગ્રહ), વિત્ત (વૃત્ત) અને જાતિણિબદ્ધ (જાતિનિબદ્ધ) એમ શ્રુતજ્ઞાન સૂત્રના ચાર પ્રકારો દર્શાવાયા છે. વિશેષમાં જાતિણિબદ્ધના ઉપપ્રકાર તરીકે કથ્ય ઇત્યાદિ એવો ઉલ્લેખ છે. સંજ્ઞાસૂત્ર અને એના ત્રણ પ્રકારો આપણે પૃ. ૫૪માં વિચારી ગયા છે.

સંગ્રહસૂત્ર—અનેક અર્થના સંગ્રહરૂપ સૂત્ર તે 'સંગ્રહસૂત્ર.' દ્રવ્ય એમ કહેવાથી સર્વ દ્રવ્યોનો–ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય ઇત્યાદિ સમગ્ર દ્રવ્યોનો સંગ્રહ સમજાય છે. જીવ કહેવાથી સંસારી તેમજ અસંસારી એમ બધા જીવોનો સંગ્રહ કરાય છે એવી રીતે 'અજીવ'થી ધર્માસ્તિકાયાદિ સર્વે અજીવ પદાર્થોનો સંગ્રહ કરાય છે. આ પ્રમાણેની ચુણ્ણિગત હકીકત ઉપરાંત શિલાંકસૂરિકૃત વૃત્તિ ( પત્ર ૭ આ. છપાતી આવૃત્તિ )માં "उत्पादव्ययध्रौव्ययुक्तं सत्"નો સંગ્રહસૂત્ર' તરીકે ઉલ્લેખ કરાયો છે.

વૃત્તનિબદ્ધ સૂત્ર—શ્લોક વગેરે વૃત્તમાં રચાયેલું સૂત્ર તે, વૃત્તનિબદ્ધ 'સૂત્ર' કહેવાય છે

જાતિનિબદ્ધ સૂત્ર અને એના પ્રકારો—આના ગદ્ય, પદ્ય, કથ્ય અને ગેય એમ ચાર પ્રકાર છે એમ શીલાંકસૂરિ કહે છે, અને ચુણ્ણિકાર પણ એમ જ કહે છે. ચુણ્ણિ (પત્ર ૭)માં કહ્યું છે કે ગદ્ય એટલે ચૂર્ણગ્રન્થ, [23]બ્રહ્મચર્ય ઇત્યાદિ; પદ્ય એટલે [24]ગાથા-ષોડશક ઇત્યાદિ; કથનીય અર્થાત્ કથ્ય એટલે ઉત્તરજ્ઝયણ, ઋષિભાષિત અને [25]નાયા (ધમ્મકહા); અને ગેય એટલે સ્વરના સંચારથી (ગીતિકાપ્રાયનિબદ્ધ). જેમકે કાવિલિજ્જમાનું "अधुवे असासयम्मि संसारम्मि दुक्खपउराए",

---

૨૨. જુઓ કપ્પનિજ્જુત્તિ ( ગા. ૩૨૮ ).

૨૩. આયારના પહેલા સુયક્ખંધ (શ્રુતસ્કંધ)નું આ નામ છે. તેમજ એનાં નવે અજ્ઝયણ (અધ્યયન)નું પણ આ જ નામ છે.

૨૪. સૂયગડનો પહેલો સુયક્ખંધ. એનું આ નામ છે.

૨૫. ઉત્તરજ્ઝયણના આઠમા અજ્ઝયણનું આ નામ છે.

શીલાંકસૂરિ સૂયગડની વૃત્તિ (પત્ર ૩અ)માં કહે છે કે પ્રાચીન ઋષિઓના ચરિત્રના કથનની મુખ્યતાવાળું સૂત્ર તે 'કથ્યસૂત્ર'; 'ગદ્ય' એટલે બ્રહ્મચર્યાધ્યયન ઇત્યાદિ; 'પદ્ય' એટલે છંદમાં રચાયેલું; અને 'ગેય'[૨૬] એટલે સ્વરના સંચારથી મુખ્યતયા ગીતિકામાં બંધાયેલું.

ઠાણ (ઠા. ૪, ઉ. ૪; સુત્ત ૩૭૯)માં કાવ્યના ચાર પ્રકારો ગણાવાયા છે: (૧) ગદ્ય, પદ્ય, કથ્ય અને ગેય. અહીં કાવ્યથી જાતિનિબદ્ધ કાવ્ય લઈએ તો એનો પ્રસ્તુત સાથે મેળ મળી રહે છે.

ઉત્સર્ગ-સૂત્ર ઇત્યાદિ—કપ્પનિજ્જુત્તિ (ગા. ૩૨૫)માં ઉત્સર્ગ—સૂત્ર અને અપવાદ—સૂત્ર એમ બે ગણાવાયા છે. કપ્પનું પહેલું સૂત્ર તે ઉત્સર્ગ—સૂત્ર છે અને એનું ત્રીજું સૂત્ર અપવાદ—સૂત્ર છે એમ મલયગિરિસૂરિ કપ્પની વૃત્તિ (પૃ. ૯૭)માં કહે છે. વિશેષમાં તેઓ ઉત્સર્ગોપવાદ—સૂત્ર એવો ત્રીજો ભેદ પણ ગણાવે છે, અને એના ઉદાહરણ તરીકે કપ્પના પાંચમા ઉદ્દેશકનાં ૪૭મા અને ૪૮મા સૂત્રનો ઉલ્લેખ કરે છે. આ ઉપરાંત તેઓ સૂત્રના ઔત્સર્ગિક (ઉત્સર્ગ—સૂત્ર), આપવાદિક (અપવાદ—સૂત્ર), ઉત્સર્ગોપવાદ અને અપવાદોત્સર્ગિક (અપવાદ-ઉત્સર્ગસૂત્ર) એમ ચાર પ્રકારો પણ ગણાવે છે.

ઉત્સર્ગ અને અપવાદ તેમજ એને અંગેની[૨૭] ષડ્ભંગીનો વિચાર આર્હતદર્શનદીપિકા (પૃ. ૮૧૫-૮૧૯)માં મેં કર્યો છે એટલે અહીં એ વિષે હું ઊહાપોહ કરતો નથી. ફક્ત એટલું જ કહીશ કે કપ્પનિજ્જુત્તિ (ગા. ૩૨૮)માં કહ્યું છે કે જેટલા ઉત્સર્ગ છે એટલા અપવાદ છે અને જેટલા અપવાદ છે એટલા ઉત્સર્ગ છે.

સૂત્રના સાત પ્રકાર—નીચે મુજબના પદ્યમાં સૂચવાયા મુજબ સૂત્રના સાત પ્રકાર છે—

"विहि उज्जम वन्नय भय उस्सग्गऽववाय तदुभयगयाइं ।
सुत्ताइं बहुविहाइं समए गंभीरभावाइं ॥"[૨૮]

આમ અહીં વિધિ, ઉદ્યમ, વર્ણક, ભય, ઉત્સર્ગ, અપવાદ અને ઉત્સર્ગોપવાદ એમ સાત પ્રકારનાં સૂત્રનો ઉલ્લેખ છે. ન્યાયવિશારદ ન્યાયાચાર્ય યશોવિજયગણિએ સાડી ત્રણસો ગાથામાં સિદ્ધાન્તવિચારરહસ્યગર્ભિત જે સીમંધરજિનસ્તવન રચ્યું છે તેની નવમી ઢાલની અગિયારમી કડીમાં આ બાબત છે. પ્રસ્તુત કડી નીચે પ્રમાણે છે—

"વિધિ ઉદ્યમ ભય વર્ણના ઉત્સર્ગહ અપવાદ;
તદુભય અર્થે જાણીયે સૂત્ર ભેદ અવિવાદ.

આ ઉપરથી વિસેસાવસ્સયભાસ ગત બીજા ગણધરવાદના અંતર્ગત ગાથાની વૃત્તિમાં 'મલધારી' હેમચન્દ્રસૂરિએ વેદનાં વાક્યોના વિધિવાદ, અર્થવાદ અને અનુવાદ પ્રતિપાદન કરનારાં એમ ત્રણ વિભાગ કર્યા છે એ વાતનું સ્મરણ થાય છે.

---

૨૬. વિમલસૂરિકૃત પઉમચરિયના ૨૮મા ઉદ્દેશ (પત્ર ૧૨૨અ)નાં ૪૭માથી ૫૦મા પદ્યનું—ઋષભજિનસ્તુતિનું આ સ્મરણ કરાવે છે કેમકે એ પદ્યો ગેય છે.

૨૭ (અ) ઉત્સર્ગ, (આ) અપવાદ, (ઇ) ઉત્સર્ગોપવાદ, (ઈ) અપવાદોત્સર્ગ, (ઉ) ઉત્સર્ગોત્સર્ગ અને (ઊ) અપવાદાપવાદ.

૨૮ આર્હતદર્શનદીપિકા (પૃ. ૮૧૬) માં મેં આ પદ્ય ઉદ્ધૃત કર્યું છે, પણ આનું મૂળ સ્થળ જાણવામાં નથી.

'ગતપ્રત્યાગત' સૂત્ર—સૂત્રના પ્રકારો વિષેનો ઊહાપોહ આમ પૂર્ણ કરાય તે પૂર્વે 'ગતપ્રત્યાગત' એ નામે સૂત્રનો જે વ્યવહાર શીલાંકસૂરિએ આચારની ટીકા (પત્ર ૧૫૩ અ)માં કર્યો છે તે વિષે હું ઈશારો કરું છું. આચારમાં આવાં કેટલાક 'ગતપ્રત્યાગત' સૂત્રો મારા જાણવામાં આવ્યા છે: જેમકે સૂત્ર ૨૩, ૩૩, ૪૧, ૫૭, ૬૩, ૬૪, ૧૦૨, ૧૧૦, ૧૧૯, ૧૨૩, અને ૧૩૧.[૨૯]

સૂત્રનું ઉચ્ચારણ—સૂત્ર કેવી રીતે ઉચ્ચારવું અથવા એવું પઠન કેવી રીતે કરવું એ હકીકત કલ્પનિજ્જુત્તિના નીચે મુજબના ૨૮૮મા પદ્યમાં દર્શાવાયું છે:—

[૩૦]
"अहीणक्खरं अणाहियमविच्चामेलियं अवाइद्धं ।
अक्खलियं च अमिलियं पडिपुन्नं चेव घोसजुयं ॥२८८॥"

આમાં આઠ બાબતોનો નિર્દેશ છે: (૧) અહીનાક્ષર, (૨) અનધિક, (૩) અવ્યત્યાઍડિત, (૪) અવ્યાવિદ્ધ, (૫) અસ્ખલિત, (૬) અમિલિત, (૭) પ્રતિપૂર્ણ અને (૮) ઘોષયુક્ત આની મલયગિરિસૂરિએ આપેલી સમજૂતી વિચારીએ તે પૂર્વે અણુઓગદ્દારનું નીચે મુજબનું સૂત્ર નોંધીશું કે જેમા મોટે ભાગે આ જ બાબતનો નિર્દેશ છે:—

"सुत्तं उच्चारेअव्वं अक्खलिअं अमिलिअं अवच्चामेलिअं पडिपुण्णं पडिपुण्णघोसं कंठोट्ठविप्पमुक्कं गुरुवायणोवगयं" — सुत्त १५१

અહીં કંઠોષ્ઠવિપ્રમુક્ત અને ગુરુવાચનોપગત એ બે બાબત ખાસ નોંધપાત્ર છે. વિશેષમાં આ સૂત્રનો અક્ખલિઅંથી શરૂ થઈ અંત સુધીનો ભાગ તેરમા સૂત્રમાં જોવાય છે. નવમા પત્રમાં એની વ્યાખ્યા હરિભદ્રસૂરિએ કરી છે. એટલે ફરીથી એ ન કરતાં એ જોવાની એમણે ૧૨૨મા પત્રમાં ભલામણ કરી છે.

અહીનાક્ષર—જેમાં એક, કે એથી અધિક અક્ષરો ઓછા હોય તે હીનાક્ષર. એવું ન હોય તે અહીનાક્ષર.

અનધિક—જેમાં એક, કે એથી વધારે અક્ષરો અધિક હોય તે અધિકાક્ષર. એવું ન હોય તે અનધિકાક્ષર યાને અનધિક છે.

અવ્યત્યાઍડિત—જુદાં જુદાં શાસ્ત્રના પલ્લવનું મિશ્રણ તે 'વ્યત્યાઍડિત' કહેવાય છે. આમ મલયગિરિસૂરિ કહે છે અણુઓગદ્દાર ચુણ્ણિ (પત્ર ૮) માં કહ્યું છે કે એક જ શાસ્ત્રમાંથી જે સમાન અધિકારવાળાં—એકાર્થક સૂત્રો એકઠાં કરી જે પઠન કરાય તે 'વ્યત્યાઍડિત' છે અથવા કોઈ સૂત્ર નાશ પામતાં પોતાની મતિકલ્પના પ્રમાણે તેના જેવું સૂત્ર રચી જે પઠન કરાય તે વ્યત્યાઍડિત છે વ્યત્યાઍડિત ન હોય તે અવ્ય-

૨૯ આ તમામ સૂત્રો મેં A History of the Canonical Literature of the Jainas (પૃ. ૨૧૧-૨૧૭)માં આપ્યાં છે. વિશેષમાં આ પુસ્તકમાં 'સૂત્ર' સંજ્ઞા સાથે કેટલાક આધુનિક વિદ્વાનોના વિરોધ તેમજ આચારનાં સૂત્રોની ડૉ. શુબ્રિંગને હાથે અન્ય પ્રકારે ગણતરી વિષે મેં ઉલ્લેખ કર્યો છે.

૩૦ વિચ્ચામેલિય વિસેસાવસ્સયભાસની ૫૫મી ગાથામાં છે, જ્યારે એ અર્થવાચક વચ્ચામેલિય ૧૪૮૫મી ગાથામાં છે.

શીલાંકસૂરિ સૂયગડની વૃત્તિ (પત્ર ૩અ)માં કહે છે કે પ્રાચીન ઋષિઓના ચરિત્રના કથનની મુખ્યતાવાળું સૂત્ર તે 'કથ્યસૂત્ર'; 'ગદ્ય' એટલે બ્રહ્મચર્યાધ્યયન ઇત્યાદિ; 'પદ્ય' એટલે છંદમાં રચાયેલું; અને 'ગેય'[26] એટલે સ્વરના સંચારથી મુખ્યતયા ગીતિકામાં બંધાયેલું.

ઠાણ (ઠા. ૪, ઉ. ૪; સુત્ત ૩૭૯)માં કાવ્યના ચાર પ્રકારો ગણાવાયા છે: (૧) ગદ્ય, પદ્ય, કથ્ય અને ગેય. અહીં કાવ્યથી જાતિનિબદ્ધ કાવ્ય લઈએ તો એનો પ્રસ્તુત સાથે મેળ મળી રહે છે.

ઉત્સર્ગ-સૂત્ર ઇત્યાદિ–કપ્પનિજ્જુત્તિ (ગા. ૩૨૫)માં ઉત્સર્ગ–સૂત્ર અને અપવાદ–સૂત્ર એમ બે ગણાવાયા છે. કપ્પનું પહેલું સૂત્ર તે ઉત્સર્ગ–સૂત્ર છે અને એનું ત્રીજું સૂત્ર અપવાદ–સૂત્ર છે એમ મલયગિરિસૂરિ કપ્પની વૃત્તિ (પૃ. ૯૭)માં કહે છે. વિશેષમાં તેઓ ઉત્સર્ગાપવાદ–સૂત્ર એવો ત્રીજો ભેદ પણ ગણાવે છે, અને એના ઉદાહરણ તરીકે કપ્પના પાંચમા ઉદ્દેશનાં ૪૭મા અને ૪૮મા સૂત્રનો ઉલ્લેખ કરે છે. આ ઉપરાંત તેઓ સૂત્રના ઔત્સર્ગિક (ઉત્સર્ગ–સૂત્ર), આપવાદિક (અપવાદ–સૂત્ર), ઉત્સર્ગાપવાદ અને અપવાદોત્સર્ગિક (અપવાદ–ઉત્સર્ગસૂત્ર) એમ ચાર પ્રકારો પણ ગણાવે છે.

ઉત્સર્ગ અને અપવાદ તેમજ એને અંગેની[27] ષડ્ભંગીનો વિચાર આર્હતદર્શન-દીપિકા (પૃ. ૮૨૫–૮૨૯)માં મેં કર્યો છે એટલે અહીં એ વિષે હું ઊહાપોહ કરતો નથી. ફક્ત એટલું જ કહીશ કે કપ્પનિજ્જુત્તિ (ગા. ૩૨૮)માં કહ્યું છે કે જેટલા ઉત્સર્ગ છે એટલા અપવાદ છે અને જેટલા અપવાદ છે એટલા ઉત્સર્ગ છે.

સૂત્રના સાત પ્રકાર—નીચે મુજબના પદ્યમાં સૂચવાયા મુજબ સૂત્રના સાત પ્રકાર છેઃ–

"विहि उज्जम वन्नय भय उस्सग्गऽववाय तदुभयगयाइं ।
सुत्ताइं बहुविहाइं समए गंभीरभावाइं ॥"[28]

આમ અહીં વિધિ, ઉદ્યમ, વર્ણક, ભય, ઉત્સર્ગ, અપવાદ અને ઉત્સર્ગાપવાદ એમ સાત પ્રકારનાં સૂત્રનો ઉલ્લેખ છે. ન્યાયવિશારદ ન્યાયાચાર્ય યશોવિજયગણિએ સાડી ત્રણસો ગાથામાં સિદ્ધાન્તવિચારરહસ્યગર્ભિત જે સીમંધરજિનસ્તવન રચ્યું છે તેની નવમી ઢાલની અગિયારમી કડીમાં આ બાબત છે. પ્રસ્તુત કડી નીચે પ્રમાણે છેઃ—

"વિધિ ઉદ્યમ ભય વર્ણના ઉત્સર્ગહ અપવાદ;
તદુભય અર્થે જાણીયે સૂત્ર ભેદ અવિવાદ.

આ ઉપરથી વિસેસાવસ્સયભાસ ગત બીજા ગણધરવાદના અંતર્ગાની ગાથાની વૃત્તિમાં 'મલધારી' હેમચન્દ્રસૂરિએ વેદનાં વાક્યોના વિધિવાદ, અર્થવાદ અને અનુવાદ પ્રતિપાદન કરનારાં એમ ત્રણ વિભાગ કર્યાં છે એ વાતનું સ્મરણ થાય છે.

---

૨૬. વિમલસૂરિકૃત પઉમચરિયના ૨૮માં ઉદ્દેસ (પત્ર ૧૨૨અ)નાં ૪૭માથી ૫૦મા પદ્યનું–ઋષભજિનસ્તુતિનું આ સ્મરણ કરાવે છે કેમકે એ પદ્યો ગેય છે.

૨૭ (અ) ઉત્સર્ગ, (આ) અપવાદ, (ઇ) ઉત્સર્ગાપવાદ, (ઈ) અપવાદોત્સર્ગ, (ઉ) ઉત્સર્ગોત્સર્ગ અને (ઊ) અપવાદાપવાદ.

૨૮ આર્હતદર્શનદીપિકા (પૃ. ૮૨૬) માં મેં આ પદ્ય ઉદ્ધૃત કર્યું છે, પણ આનું મૂળ સ્થળ જાણવામાં નથી.

'ગતપ્રત્યાગત' સૂત્ર—સૂત્રના પ્રકારો વિષેનો ઊહાપોહ આમ પૂર્ણ કરાય તે પૂર્વે 'ગતપ્રત્યાગત' એ નામે સૂત્રનો જે વ્યવહાર શીલાંકસૂરિએ આચારની ટીકા (પત્ર ૧૫૩ આ)માં કર્યો છે તે વિષે હું ઈસારો કરું છું. આચારમાં આવાં કેટલાંક 'ગતપ્રત્યાગત' સૂત્રો ખાસ જોવામાં આવ્યાં છે: જેમકે સૂત્ર ૨૩, ૩૩, ૪૧, ૪૭, ૬૩, ૬૪, ૧૦૨, ૧૧૦, ૧૧૯, ૧૨૩, અને ૧૩૧.[29]

સૂત્રનું ઉચ્ચારણ—સૂત્ર કેવી રીતે ઉચ્ચારવું અથવા એનું પઠન કેવી રીતે કરવું એ હકીકત કલ્પનિજ્જુત્તિના નીચે મુજબના ૨૮૮મા પદ્યમાં દર્શાવાયું છે.—

" अहीणक्खरं अणहियमविच्चामेलियं[30] अवाइद्धं ।
अक्खलियं च अमिलियं पडिपुन्नं चेव घोसजुयं ॥२८८॥"

આમાં આઠ બાબતોનો નિર્દેશ છે: (૧) અહીનાક્ષર, (૨) અનધિક, (૩) અવ્યત્યાઍડિત, (૪) અવ્યાવિદ્ધ, (૫) અસ્ખલિત, (૬) અમિલિત, (૭) પ્રતિપૂર્ણ અને (૮) ઘોષથી યુક્ત. આની મલયગિરિસૂરિએ આપેલી સમજૂતી વિચારીએ તે પૂર્વે અણુઓગદ્દારનું નીચે મુજબનું સૂત્ર નોંધીશું કે જેમાં મોટે ભાગે આ જ બાબતનો નિર્દેશ છે:—

" सुत्तं उच्चारेअव्वं अक्खलिअं अमिलिअं अवच्चामेलिअं पडिपुण्णं पडिपुण्णघोसं कंठोट्ठविप्पमुक्कं गुरुवायणोवगयं " — सुत्त १५१

અહીં કંઠોષ્ઠવિપ્રમુક્ત અને ગુરુવાચનોપગત એ બે બાબત ખાસ નોંધપાત્ર છે. વિશેષમાં આ સૂત્રનો અક્ખલિઅંથી શરૂ થઈ અંત સુધીનો ભાગ તેરમા સૂત્રમાં જોવાય છે. નવમા પત્રમાં એની વ્યાખ્યા હરિભદ્રસૂરિએ કરી છે. એટલે ફરીથી એ ન કરતાં એ જોવાની એમણે ૧૨૨મા પત્રમાં ભલામણ કરી છે.

અહીનાક્ષર—જેમાં એક, કે એથી અધિક અક્ષરો ઓછા હોય તે હીનાક્ષર. એવું ન હોય તે અહીનાક્ષર.

અનધિક—જેમાં એક, કે એથી વધારે અક્ષરો અધિક હોય તે અધિકાક્ષર. એવું ન હોય તે અનધિકાક્ષર યાને અનધિક છે.

અવ્યત્યાઍડિત—જુદાં જુદાં શાસ્ત્રના પલ્લવનું મિશ્રણ તે 'વ્યત્યાઍડિત' કહેવાય છે. આમ મલયગિરિસૂરિ કહે છે. અણુઓગદ્દાર ચુણ્ણિ (પત્ર ૮) માં કહ્યું છે કે એક જ શાસ્ત્રમાંથી જે સમાન અધિકારવાળાં—એકાર્થક સૂત્રો એકઠાં કરી જે પઠન કરાય તે 'વ્યત્યાઍડિત' છે અથવા કોઈ સૂત્ર નાશ પામતાં પોતાની મતિકલ્પના પ્રમાણે તેના જેવું સૂત્ર રચી જે પઠન કરાય તે વ્યત્યાઍડિત છે વ્યત્યાઍડિત ન હોય તે અવ્ય-

---

૨૯ આ તમામ સૂત્રો મેં A History of the Canonical Literature of the Jainas (પૃ. ૨૧૬–૨૧૭)માં આપ્યાં છે. વિશેષમાં આ પુસ્તકમાં 'સૂત્ર' સંજ્ઞા સાથે કેટલાક આધુનિક વિદ્વાનોના વિરોધ તેમજ આચારનાં સૂત્રોની ડૉ. શુબ્રિંગને હાથે અન્ય પ્રકારે ગણતરી વિષે મેં ઉલ્લેખ કર્યો છે.

૩૦ વિચ્ચામેલિય વિસેસાવસ્સયભાસની ૫૫મી ગાથામાં છે, જ્યારે એ અર્થવાચક વચ્ચામેલિય ૧૪૮૧મી ગાથામાં છે.

આ વિવેચન ઉપરથી જણાયું હશે કે ઉદાત્તાદિ સ્વરની વ્યવસ્થા જૈન શાસ્ત્રમાં હતી અને છે, જો કે વેદની ઉચ્ચારણની પેઠે એ નથી.

અત્યાક્રેડિત વગેરેનો અન્ય અર્થ—કપ્પનિજ્જુત્તિની ૨૨૮મી ગાથામાં આઠ બાબતનો ઉલ્લેખ છે. એમાંથી હીનાક્ષર અને અધિકાક્ષરને છોડીને એની પછીની અત્યાક્રેડિત પાંચ બાબતને અંગે અક્ષર, પદ, પાદ, બિન્દુ અને માત્રાનો સમવતાર કરવો એમ કપ્પનિજ્જુત્તિની ૨૯૮મી ગાથામાં કહ્યું છે. આ સમજાવતાં મલયગિરિસૂરિ કહે છે કે અન્યાન્ય શાસ્ત્રનાં અક્ષરોથી, પદોથી, માત્રાઓથી અથવા ઘોષોથી વ્યત્યાક્રેડિત છે. એ પ્રમાણે વ્યાવિદ્ધ વગેરે માટે જાણી લેવું. ઘોષ વડે જ, નહિ કે અક્ષરાદિકથી પરિપૂર્ણ તે ઘોષયુક્ત છે.

ગોપીપુરા, સુરત. તા. ૭-૧૦-૪૭

# श्रीजिनपतिसूरि–वधामणागीत

## ( सं.–श्रीयुत भंवरलालजी नाहटा )

युगप्रधान दादा साहेब श्री जिनदत्तसूरिजी के पट्टधर मणिधारी श्री जिनचन्द्रसूरिजी दिल्लीपति महाराजा मदनपालको प्रतिबोध देनेवाले प्रभावक जैनाचार्य थे। उनके ललाट के ऊपर मणि शोभायमान थी। दिल्लीमें आचार्यश्रीका स्वर्गवास हुआ, इतः पूर्व उन्होंने उपर्युक्त मणि प्राप्त करने के लिए श्रावकों को कह दिया था कि दूधका कटोरा लेकर तैयार रहें अग्नि संस्कार के समय मेरे ललाटस्थित मणि निकल कर दूध में जा पडेगी, परन्तु शोकाकुल श्रावक दूधका कटोरा रखना भूल गये। एक योगी जिसने इन बात को सुन ली और अग्नि संस्कार स्थानमें दूधका कटोरा लिए तैयार रहा उस दुग्ध पात्र में पडी हुई मणि को लेकर योगी चला गया।

श्रीजिनचंद्रसूरिजी के पट्ट पर श्री जिनपतिसूरिजी विराजमान हुए। उनकी अवस्था केवल १४ वर्ष की थी। एकवार श्री जिनपतिसूरिजी आशिका (हांसी) पधारे। हाजी मुंहता नामक श्रावक ने दिव्य जिनालय निर्माण कराया था वहां के मूलनायक श्रीपार्श्वनाथ प्रतिमा की प्रतिष्ठा के हेतु सूरिजीसे प्रार्थना की। उत्सव महोत्सव बडे समारोह से प्रारंभ हुए। देशदेशान्तरों में कुंकुम पत्रिकाएं भेजी गईं। चारों दिशाओंका श्रावकसंघ प्रतिष्ठावसर पर एकत्र हो गया। इसी अवसर पर मणिग्राही योगी भी आ पहुंचा। उसने लघुवयस्क सूरिजी की परीक्षा करने के लिए पार्श्वनाथ प्रतिमा को स्तंभित कर दी और लोगोंके समक्ष स्तंभित प्रतिमा को मुक्त करने के हेतु सूरिजीको चुनौती दी। समस्त जैन संघ इस विघ्नसे चिन्तातुर हो गया क्योंकि प्रतिष्ठाका मुहूर्त चले जाने से लोक में बडी अपकीर्ति की संभावना थी। साध्वियों के सिखाने से श्राविकाएं गाने लगी कि "बालचंद चन्द्रिका नहीं करता, गुरुजी

પાર્શ્વનાથ, મહાવીરસ્વામિ વગેરેની મૂર્તિઓ મથુરાના પ્રદેશમાંથી એક કરતાં વધુ સંખ્યામાં જડી આવી છે. પરંતુ સંભવનાથની આ એક જ મૂર્તિ જડી આવી છે. કુશાનરાજ્યના સમયની મૂર્તિઓના સંબંધમાં ખાસ નોંધ લેવા જેવું એ છે, કે તે મૂર્તિઓ ઉપર લાંછન હોતાં નથી. તેથી જો લેખમાં આપ્યું હોય તો જ અમુક મૂર્તિ અમુક ભગવાનની છે, એ કહી શકાય. અન્યથા તેનો નિર્ણય કરવો અશક્ય છે. ચિહ્નોયુક્ત મૂર્તિઓ કરવાની પ્રવૃત્તિ ઘણું ખરું કુશાન સમય પછી થઈ હોય એવું ભાસે છે.

અત્યાર સુધી કુશાન સમયની જે મૂર્તિઓ મળી આવી છે તે સર્વથા લાંછન વિરહિત જ છે. ચિહ્ન સમેત જૂનામાં જૂની મૂર્તિ મી. સ્મિથને મળી આવી એ જ છે. લેખ વિનાની તે મૂર્તિ છે, પરંતુ તેની રચના વિગેરે ઉપરથી તે ચતુર્થ અથવા પંચમ શતકની હોય એવું ધરાય છે. આ મૂર્તિનો હસ્ત અને મસ્તક ખંડિત છે; મૂર્તિ ધ્યાન મુદ્રામાં છે. અને બંને બાજુએ સિંહોથી ઉત્તંભિત ગાદી ઉપર બિરાજેલી છે. મધ્યમાં ત્રિરત્નનું ચિહ્ન છે. આ ત્રિરત્નના ચિહ્નની નીચે બે નાનાં ચક્રો આવેલાં છે. અને બંને બાજુએ એક હસ્તમાં પુષ્પ અને એક હસ્તમાં ચક્ર, એમ સ્ત્રી અને પુરુષ ઉભેલાં છે.

લેખ નીચે પ્રમાણે છે.

महाराजस्य हुवष्कस्य संवचरे ४०८ व. २ दि १०७ ए तस्यपुवायं कोट्टिये
( गणे ) बमदा

सीये कुले पञ्च नगरिये शाखाये धुजवलस्य शिशिनिये धुजशिरिये नि
वतना

बुधुकस्य वधुये शवत्रन ( ? ) पोत्रिये यशाये दन संभवस्य प्रोतिमाप्र
तिस्तापिता

મહારાજ હુવષ્કના ૪૮ વર્ષે વર્ષા ઋતુના બીજા માસમાં ૧૭ મે દિવસે ( ઉપર કહેલે દિવસે ) શવત્રનની પૌત્રી અને બુધુકની વધુ યશાએ કોટ્ટિયગણુ બ્રહ્મદાસીય કુલ અને વજ્ર નગરી શાખાની ધ્રુજવલની શિષ્યા ધ્રુજશિરિની આજ્ઞાથી સંભવનાથની મૂર્તિને બેસાડી. કોટ્ટિયગણુ, બ્રહ્મદાસીય કુલ અને વજ્ર નગરી શાખાની ધ્રુજશિરિએ આ પ્રતિમા યશા પાસે સંભવનાથની બેસાડાવી.

કુશાન સંવત ૫૮ની મૂર્તિ ઉપરનો લેખ.

सिद्दं नम सर ( स ) तम महरजस्य हुवष्कस्य संवसरे अष्टपनप्रस्य मस ३
दिवस रएत

स्याम् पुर्वायां पे ( ? ) गणे आर्य चेटिये कुले हरित

मालकवियातो शा...........वाचकस्य हगिनादिस्य शिशोगन..........
नगसेनो दनम् ।

સિદ્ધિ, નમસ્કાર; સમ્રાટ મહારાજ હુવિષ્કના ૫૮ મા વર્ષે ઉન્હાળાના ૩ માસમાં બીજે દિવસે ( ઉપર કહેલા દિવસે ) .....ગણ આર્ય ચેટિયકુલ અને હરિઆલકધ ( હરિત-માલગઢિ ) શાખાના વાચક હસિનદી (બમર્નન્દિ?) .ના શિષ્યના...... નાગસેન (?) નું દાન.

## સં. ૭૧ની મથુરાની જૈન મૂર્તિ.

આ મૂર્તિની ઉપલબ્ધિ ડૉ. ફુહરે ૧૮૯૦-૯૧ના પોતાના ૧૮૯૦-૯૧ના Annual Progress Report માં જણાવી હતી. આ મૂર્તિની જંઘા અને કમર જ વિદ્યમાન છે. મૂર્તિની પાછળના સમચોરસ સ્તભાકાર ભાગ ઉપર લેખ છે. તે જોકે ઉકેલવાને તથા સમજવાને મુશ્કેલ છે. તો પણ તેનો કેટલોક ભાગ ઉકલી શકે એવો છે.

सम ७०१ व १ वि १०५

एतये पुत्रये ह

टिय ( ? ) मुनशि मिता ( ? ) ये ( ? )

मिनिरव सुषोति धितु

हेमदेवस्य.........

૭૧ મા વર્ષે વર્ષાના પ્રથમ માસમાં ૧૫ મે દિવસે ( ઉપર કહેલા દિવસે ) હેમદેવની.... ... .......મિનિરવની બેનની છોકરીની છોકરી.........મુનશિમિતાની . .........

## ૭૪ની સાલની ચોમુખ પ્રતિમા.

આ ચોમુખ પ્રતિમાનો નિર્દેશ ૧૮૯૧-૯૨ ના Progress Report માં ડૉ. ફુહરે કરેલો છે. આ મૂર્તિની ગાદીની ચારે બાજુ પર લેખ છે. દરેક બાજુએ બાસ રીલીફ છે. મધ્યમાં એક સ્તંભ ઉપર ચક્ર અને ઉભય બાજુ ત્રણ ત્રણ હસ્ત જોડી ઉભેલા ભક્તો આવેલા છે. દરેક બાજુએ લેખની બબ્બે લીટીઓ છે, જે થોડી ઘણી વિચ્છિન્ન છે.

सं. ७०४ ग्र. १ दि. ५ अय बरणतो गणतो

कुलातो वजनकरितो शाखातो अयशीरकातो

............नघनस्य वाचकस्य शिशिनिये अर्य

गहबलाये पण तिषारिये शिशिनिये आर्य दासिये

देवस्य कुटुम्बिनये घरवलाये दति

..................सशुये

૭૪ ની સાલમાં ઉન્હાળાના પ્રથમ માસમાં પાંચમે દિવસે......દેવની પત્ની ઘર-

વાસાનું, વારણગણ-કુલ વજ્ર નગરીશાખા અને આર્ય (સંભોગ)તી નંધન......વાચકની ......શિષ્યા......મહત્તાની આજ્ઞાથી, દાન

## સંવત ૮૦ની મથુરાની મૂર્તિ

सिद्धं महरजस्य वासुदेवस्य सं ८० हमव १ दि १०२ एतस्य पुर्व्यां सावको स ग्रित संघनाधिस ( ? ) वधुये बलस्य

મહારાજ વાસુદેવના રાજ્યમાં ૮૦ વર્ષે હેમન્તના પ્રથમ માસમાં ૧૨ મે દિવસે શ્રાવક ......સ...ની પુત્રી બલની......સંઘનન્દિની વધૂ... ... ... ...

## સં. ૯૯ની સાલના લેખવાળું મથુરાનું આસ-રીલીફ

( થોડું ઉપર ઉપસી આવેલું કોતરકામ )

પીળા રેતીના પત્થર ઉપર કોતરેલા આસ-રીલીફના કકડાના ઉચ્ચ પ્રાંન્તે એક લેખ કોતરેલો છે. આ આસ રીલીફના બે ચોરસ આકારના ભાગો છે. ઉંચેનો ચોરસ ભાગ સારી હાલતમાં છે. અને તેના ઉપર સ્તૂપનો આકાર છે. સ્તૂપની આસપાસ બે જિનની મૂર્તિઓ છે. એક મૂર્તિ પર છત્ર છે અને બીજી ફણાવાળી છે એટલે પાર્શ્વનાથની. નીચેના ભાગમાં એક હસ્ત ઊંચો અને બીજો હાથ જંઘા ઉપર મુકેલો એમ એક સ્ત્રી ઉભેલી છે તેની વામપાર્શ્વે એક અર્ધ નગ્ન પુરૂષની આકૃતિ છે. કમર ઉપર જ માત્ર વસ્ત્ર છે. પુરૂષની વામ પાર્શ્વે બે સ્ત્રીની નાની આકૃતિઓ છે અને તેઓની પાછળ પ્રણામ કરીને એક વૃક્ષતળે ઉભેલા નાગની આકૃતિ છે.

सिद्धं सं ९०९ ग्रि. २ दि १०६ कोटियातो गणतोठनीयातो वैरातो शाखातो आर्यसुर

शिशिनि धमशिरिये निवर्तना...मह्‌दतस्य धिता धनहथि

A अनघ श्रेष्ठि विजा B कण श्रमण

સિદ્ધ ૯૦૯વર્ષે ગ્રીષ્મ ઋતુના દ્વિતીય માસમાં ૧૬મે દિસસે કોટિયગણની સ્થાનીય કુલની વજ્ર શાખાની આર્યસુરની......શિષ્યા ધર્મ શ્રિરિની આજ્ઞાથી મહદતની પુત્રી........ ધનહથિ.

A અનઘ શ્રેષ્ઠી વિજા (વિદ્યા) B કૃષ્ણ શ્રમણ

આ લેખમાં પણ કોટિગણના, સ્થાનીય કુલના અને વજ્ર શાખના આર્ય સુરની શિષ્યા ધમ શ્રિરીના ઉપદેશથી મહદતની પુત્રીએ બિમ્બ કરાવ્યું છે.

## અન્ય લેખ.

गोशलस्यधिता मित्राये दानम्

ગોશાલની પુત્રી મિત્રાનું દાન

( अमोघ ) कुतस्यभार्याये कोष्ठिये............

........प्रतिष्ठापित मर्हतांपूजाये

કોટિ......અમોઘ કુતની ભાર્યાએ અર્હતની પૂજા વાસ્તે પ્રતિષ્ઠા કરાવી. ઉપરના લેખો કુશન સમયના છે. કુશન રાજાઓ કનિષ્ક, હુવિષ્ક, વસિષ્ક અને વાસુદેવ પ્રસિદ્ધ છે. કનિષ્ક બુદ્ધ ધર્મનો એક મહાન સ્તંભ હતો. તેણે બુદ્ધ ધર્મ ફેલાવવા વાસ્તે અનેક ઉપાયો યોજ્યા હતા. આ રાજાના સમયના સંબંધમાં પાશ્ચાત્ય વિદ્વાનોમાં ઘણો મતભેદ છે. મુખ્ય ત્રણ કલ્પનાઓ છે અને તેના વિભાગ કરતાં ૧૧ થવા જાય છે. એ સંબંધમાં અત્ર લંબાણમાં ઉતરવું ઉચિત નથી. સમાસન ડૉ. ફ્લીટના કથન પ્રમાણે કનિષ્ક વિક્રમ સંવતનો ઉત્પાદક છે. આના પ્રમાણે કનિષ્કનો સમય ઈ. સ. પૂર્વ ૫૬ થાય. મી૦ સ્મીથના મત પ્રમાણે કનિષ્કનો સમય ઈ. સ. ૧૨૫ પછીથી છે. મી૦ દેવદત્ત ભાંડારકરના મત પ્રમાણે કુશન સમયના લેખોના સાલમાંથી બે શતક મૂકી દેવામાં આવ્યા છે. આ મત પ્રમાણે કનિષ્કનો સમય ઈ. સ. ૨૦૯ની પછી થાય. મી૦ આર. ડી. બેનરજીએ ઇતર કલ્પનાઓનું પ્રમાણપુરઃસર અયથાર્થ્ય બતાવીને કનિષ્ક શક સંવતનો ઉત્પાદક હતો એ સાબીત કરી આપ્યું છે. આ ઉપરથી કનિષ્ક ઇ. સ. ૭૮ ના અરસામાં થયો હતો તે માનવું ઉચિત લાગે છે.

મી૦ બેનરજીની માન્યતા પ્રમાણે કનિષ્ક, હુવિષ્ક અને વાસુદેવનો સમય નીચે પ્રમાણે છે.

ઇ. સ. ૭૮ કેડફાઇસીસ બીજાનું મૃત્યુ, કનિષ્કનું રાજ્યારોહણ અને કુશન સંવતની સ્થાપના.

ઇ. સ. ૯૧ હુવિષ્કને રાજ્યની લગામ મળે છે અને કનિષ્ક ચીન તરફ બળવો બેસાડવાને જાય છે.

ઇ. સ. ૧૨૩ કનિષ્કનું મૃત્યુ અને વાસુદેવનું રાજ્યારોહણ

ઈ. સ. ૧૪૦ હુવિષ્કનું મૃત્યુ અને વાસુદેવનું રાજ્યારોહણ.

૯ મા વર્ષની મૂર્તિની સાલ આ પ્રમાણે ઇ. સ. ૮૭ થશે તેવી રીતે બીજી મૂર્તિઓના લેખના સંબંધમાં જાણવું.

મૂર્તિઓના લેખો જોતાં સ્પષ્ટ માલુમ પડે છે કે તેની ભાષા સંસ્કૃત અથવા તો પાલી નથી, પરંતુ અપભ્રષ્ટ સંસ્કૃત છે. તેના ઉદાહરણ તરીકે પ્રથમ લેખના **सिद्धशिरिस्य वधू, कुटुम्बिनिये, दत्ति**, વગેરે પર્યાપ્ત છે. મથુરાનું શિલ્પ બાહ્ય રીતીઓથી ભરપૂર છે તે જાણીતુ છે. સિંહો, ત્રિરત્નચક્ર, બદ્ધાંજલિ પુરુષો અને સ્ત્રી ભક્તોની આકૃતિઓ વિશેષ જણાય છે. લાંછનના સંબંધમાં ઉપર કહ્યું તેમ આજ સુધી ઉપલબ્ધ શોધકાર્યથી આ સમયની મૂર્તિઓને વિશેષ લાંછન હોતું નથી. મૂર્તિઓ ઘણે ભાગે આર્યાઓના ઉપદેશથી સ્ત્રીઓએ બેસાડેલી છે. એક લેખમાં સુતારો અને તેમની સ્ત્રીઓએ મૂર્તિ કરાવ્યાનું કહે-

વામાં આવ્યું છે. સ્ત્રીઓની ઓળખાણ વાસ્તે તેમના પિતા, સ્વામિ અને સાસુ વિગેરેનાં નામો આપેલાં છે.

મી. આર. ડી. બેનરજી પ્રથમ મૂર્તિના સંબંધમાં કહે છે કે તે દિગમ્બર મૂર્તિ છે પરંતુ આ યથાર્થ નથી. કારણ કે ઉપર જણાવેલા લેખોમાં તે મૂર્તિઓ દિગમ્બર સંપ્રદાયની હોય એવું માનવાને કશો પણ આધાર નથી. તે લેખો સ્પષ્ટ બતાવે છે કે મૂર્તિઓ શ્વેતામ્બર સંપ્રદાયની છે. લેખોનું પૃથક્કરણ કરતાં આપણને માલુમ પડે છે કે આ મૂર્તિઓ જેમના ઉપદેશથી કરાવવામાં આવી છે તે આર્યાઓ ને આચાર્યો મુખ્યત્વે કરીને કોટિગણ, સ્થાનીયકુલ અને વૈર શાખાના છે.

| કુશન સંવત ૫ | | ૧૨ | | ૪૮ | |
| --- | --- | --- | --- | --- | --- |
| કોટ્ટિયગણ | | કોટિયગણ | આર્ય | કોટિગણ | ધુજવલીની |
| સ્થાનિય કુળ | આર્યતરિક | બ્રહ્મદાસીય કુલ | પુશિલાય | બ્રહ્મદાસીય કુલ | શિષ્યા |
| વેરશાખા | | ઉચે નગરી | શિષ્યા દતિબા | વજ નાગરી | ધુજ શરી. |
| | | શાખા | | શાખા | |

| ૫૮ | | ૭૪ | | ૯૫ | |
| --- | --- | --- | --- | --- | --- |
| આર્ય ચોટય | વાચક | વાઃણુગણ | | કોટિયગણ | આર્ય શુરની |
| કુલ | ભગનન્દિ | ...—કુલ | | હાલિય કુલ | શિષ્યા |
| હરિતમાલકય | શિષ્ય | વજ નાગરી | ગહવલા | વૈર શાખા | ધર્મશ્રી |
| શાખા | નાગસેન | શાખા | | | |

આ ગણ, શાખાઓ અને કુલોને કલ્પસૂત્રની સ્થવિરાવલી સાથે સરખાવતાં તે બરાબર મળતાં આવે છે. કલ્પસૂત્રમાં આપેલા ગણો અને શાખા કુલો નીચે પ્રમાણે છે.

| કોટિયગણ | | ચારણગણ | |
| --- | --- | --- | --- |
| કુલ | શાખા | કુલ | શાખા |
| બલિજ્જ | ઉચ્ચાનાગરી | આર્યચેડય | વજનાગરી |
| વચ્છલિજ્જ | વિજ્જાહરી | વચ્છલિજ્જ | હારિયમાલાગારિ |
| વાણિય અથવા વાણિજ્જ | વજ્જ | હાલિજ્જ | વિગેરે |
| ઈત્યાદિ | ઈત્યાદિ | માલિજ્જ | |
| | | ઇત્યાદિ | |

એક સ્થાને વાચક શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે. સાધુઓનાં નામ આગળ આર્ય અને આર્યાઓના નામ પાછળ શ્રી લગાડવામાં આવેલા છે જે કલ્પસૂત્રમાં આપેલા સાધુઓનાં નામોનું બરાબર તાદશ્ય છે; ઉદાહરણ તરીકે, આર્યતારક આર્યસુર, અને શિવશ્રી. કુશન સમયમાં મથુરા અને તેના સંનિકટ પ્રદેશ જૈન ધર્મથી અંકિત હતા અને શ્વેતામ્બર સંપ્રદાયના આચાર્યોના ઉપદેશનું એ ઉત્તમ ફળ હતું તે કહેવાની આવશ્યકતા જણાતી નથી.

ઉ.

# 'મધુબિન્દુ'ના દૃષ્ટાન્તનું પર્યાલોચન

(લે. પ્રો. હીરાલાલ ર. કાપડિયા એમ. એ.)

જૈન સાહિત્યમાં મધુબિન્દુનું દૃષ્ટાન્ત આવે છે એ વાત સુપ્રસિદ્ધ છે, પણ એ વિષે ક્યાં ક્યાં ઉલ્લેખ છે, કોણે આ દૃષ્ટાંત પ્રથમ રજૂ કર્યું છે ઇત્યાદિ બાબતો બહુ થોડી વ્યક્તિ જાણતી હોય એમ લાગે છે એટલે મુખ્યતયા એમને અનુલક્ષીને આ લેખ હું લખવા પ્રેરાયો છું.

ગુણાઢ્યની પેસાઈ (પૈશાચી) ભાષામાં રચાયેલી અને આજે અનુપલબ્ધ એવી બિહુકહા (બૃહત્કથા)ના પ્રાચીનતમ રૂપાંતર તરીકે આધુનિક સાક્ષરો દ્વારા ઓળખાવાતી અને મોડામાં મોડી વિક્રમની છઠ્ઠી સદીમાં સંઘદાસગણિ વાચકને હાથે શરૂ કરાયેલી [1]વસુદેવહિંડીની કહુપ્પત્તિ (કથોત્પત્તિ)ના લગભગ પ્રારંભમાં આઠમા પૃષ્ઠમાં મળમાં મધુબિન્દુનું દૃષ્ટાન્ત અને એનો ઉપનય નજરે પડે છે. આ કૃતિ "જઈણ મરહટ્ઠી"માં રચાયેલી છે અને એના એક ખંડના બે અંશ છપાયા છે, જ્યારે ધર્મસેનગણિકૃત બીજો ખંડ જે સુમારે ૧૭,૦૦૦ શ્લોક જેવડો છે તે અપ્રસિદ્ધ છે. હાલમાં પહેલા ખંડનો ગુજરાતી અનુવાદ પ્રસિદ્ધ થયો છે. એટલે મધુબિન્દુના દૃષ્ટાન્તાદિનો પરિચય આ પ્રાચીન ગ્રન્થમાંથી મેળવવાનું કાર્ય પાઇય ભાષા ન જાણનારને માટે સુગમ બન્યું છે. તેમ છતાં આના ઐતિહાસિક પર્યાલોચન માટે એનો સારાંશ હું અહીં આપું છું જેથી એમાં કંઈ વધઘટ આગળ ઉપર થઈ છે કે કેમ તે વિષે ઊહાપોહ થઈ શકે.

દૃષ્ટાંત અને એનો ઉપનય—વિષયસુખના નિરૂપણાર્થે મધુબિન્દુનું દૃષ્ટાન્ત વસુદેવહિંડીમાં નીચે પ્રમાણે અપાયું છેઃ—

એક પુરુષ હતો તે અનેક દેશોમાં અને નગરોમાં ફરતો હતો. એક વેળા એ એક સાર્થ સાથે એક જંગલમાં પેઠો. ચોરોએ એ સાર્થને લૂંટી લીધો. એનાથી છૂટો પડેલો અને બેબાકળો બનેલો એ પુરુષ આમ તેમ ભમતો હતો એવામાં મદોન્મત્ત જંગલી હાથીએ એના ઉપર હુમલો કર્યો. એણે નાસવા માંડ્યું. એવામાં તૃણ અને દર્ભ વડે ઢંકાયેલા પુરાણા કૂવા તરફ એની નજર પડી. એ કૂવાને કાંઠે એક વડનું મોટું ઝાડ હતું. એની વડવાઈઓ કૂવામાં લટકતી હતી. ભયનો માર્યો એ પુરુષ વડવાઈ પકડીને કૂવામાં લટકી પડ્યો. એણે નીચે જોયું તો એને માલમ પડ્યું કે અહીં તો મોઢું પહોળું કરીને એને જાણે ગળી જવા માગતો હોય તેવો એક મોટો અજગર છે. વચમાં ચારે બાજુએ એકેક ભયંકર સાપ ડંખ મારવા તલપી રહ્યા હતા. એક કાળો ઉંદર અને એક ધોળો ઉંદર વડવાઈને ઉપરથી (દાંત વડે) કાપતા હતા. પેલો હાથી ત્યાં આવી પહોંચ્યો અને એ સૂંઢથી એ પુરુષના કેશાગ્રને અડક્યો. એ વડ ઉપર મોટા ઘેરાવાવાળો એક મધપૂડો હતો. પેલા હાથીએ એ ઝાડને ખૂબ હલાવ્યું એટલે પવનને લઈને કેટલાંક મધનાં ટીપાં (મધુબિન્દુઓ) પેલા પુરુષના મુખમાં પડ્યાં. એ રસભેર એને ચાટવા લાગ્યો. મધપૂડામાંથી ઊડેલી મધમાખો એને કરડવા માટે ચારે તરફથી એને ઘેરી વળી.

જંબુકુમારે આ પ્રમાણે પ્રભવને કહ્યું અને પૂછ્યું કે આવી દશામાં રહેલા એ પુરુષને શું સુખ છે? પ્રભવે જવાબ આપ્યો કે મધનાં ટીપાં ચાટવા મળ્યાં એ સુખ; બાકી બીજું

---

[1] જિનપ્રભસૂરિએ સિદ્ધાન્તાગમસ્તવમાં આ કૃતિનો આ નામથી ઉલ્લેખ કર્યો છે.

બહુ તો દુઃખ. જંબુકુમારે કહ્યું કે સાચી વાત. પછી એમણે એનો ઉપસંહાર કરી તે સ્પષ્ટીકરણ દ્વારા હું અહીં રજૂ કરું છું:—

પેલો પુરુષ=સંસારી જીવ.

જંગલ=જન્મ, જરા, રોગ અને મરણથી વ્યાપ્ત સંસાર.

જંગલી હાથી=મૃત્યુ.

કૂવો=દેવભવ અને મનુષ્યભવ એમ બે જાતના ભવ.

અજગર=નરકગતિ અને તિર્યંચગતિ એમ બે જાતની ગતિ.

ચાર સાપ=દુર્ગતિમાં લઈ જનારા ક્રોધ, માન, માયા અને લોભ રૂપ ચાર કષાયો.

વડવાઈ=જીવનકાળ યાને આયુષ્યની દોરી.

કાળા અને ધોળા ઉંદર=અંધારિયું અને અજવાળિયું એમ બે પખવાડિયાં.

ઉંદરના દાંત=રાત અને દિવસ.

ઝાડ=કર્મબંધનાં કારણરૂપ અવિરતિ અને મિથ્યાત્વ.

મધ=ઇન્દ્રિયોના શબ્દ, સ્પર્શ, રસ, રૂપ અને ગંધ એ વિષયો.

મધમાખીઓ=શરીરમાં ઉત્પન્ન થતા રોગો.

જંબુકુમારે આ પ્રમાણે ઉપસંહાર કરી એ વાત સ્પષ્ટ કરી કે મધનાં ટીપાં ચાખવાથી જે સુખ મળે છે તે તો સુખની કલ્પના જ છે. એમણે પ્રભવને પૂછ્યું કે કોઈ ગગનચારી એ પુરુષને કહે કે મારો હાથ પકડ, તને અહીંથી બહાર કાઢું તો એ પુરુષ હા પાડે ખરો ? પ્રભવે કહ્યું કે એ દુઃખમાંથી છૂટવા કેમ ન ઇચ્છે ? જંબુકુમારે કહ્યું કે અજ્ઞાનને લઈને કદાચ એ ના પાડે, કેમકે એને મધનાં ટીપાં ચાટવામાં રસ છે. એટલે એ એમ કહે કે મને આ ટીપાંનો આસ્વાદ લઈ લેવા દે, પછી મને બહાર કાઢજે. પણ એને સંતોષ ક્યાંથી થાય ? એનો વડવાઈરૂપ આધાર કપાઈ જતાં એ અજગરના મોંમાં જરૂર પડે.

આમ જંબુકુમાર અને પ્રભવસ્વામીના સંવાદના એક અંગ તરીકે આ દૃષ્ટાંત અહીં રજૂ કરાયું છે અને એ દ્વારા પ્રભવસ્વામીએ જે વિષયસુખની તારીફ કરી હતી તેનો રદિયો અપાયો છે

એમ જણાય છે કે આ વસુદેવહિંડીની હકીકતને સામે રાખી આ પ્રસંગ કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રસૂરિએ પરિશિષ્ટપર્વ (સ. ૨) માં જંબુ અને પ્રભવના સંવાદરૂપે રજૂ કર્યો છે. ૧૯૦મા પદ્યમાં કહ્યું છે કે વિષયસેવનનું સુખ એ સરસવ કરતાં પણ ઓછું છે, અને દુઃખ ઘણું છે. દા. ત. મધુબિંદુના દૃષ્ટાંતગત પુરુષ. આમ કહી આ જ દૃષ્ટાંત શ્લો. ૧૯૧–૨૧૪ માં અપાયું છે ત્યારબાદ શ્લો. ૨૧૫-૨૧૮ માં એની ભાવના અર્થાત્ ઉપનયનું સ્પષ્ટીકરણ છે આમ પરિશિષ્ટપર્વમાં ઉપર્યુક્ત જબણુ મરહટ્ઠીમાં અપાયેલી હકીકત સંસ્કૃતમાં અપાઈ છે.

યાકિની મહત્તરાના ધર્મસૂનુ તરીકે સુવિખ્યાત હરિભદ્રસૂરિએ સમરાઇચ્ચચરિયના બીજા ભવના લગભગ અંતમાં ² વિષય સેવનનું સુખ કંઈ નથી, પણ દુઃખ ઘણું છે, એ સિદ્ધ કરવા માટે એક નાય (જ્ઞાત) અર્થાત્ ઉદાહરણ પદ્યમાં રજૂ કર્યું છે. એ ઉદા-

૨ સંસ્કૃત છાયાવાળી આવૃત્તિ પત્ર ૧૩૫–૧૩૯.

કરણ તે પ્રસ્તુત મધુબિંદુનું દૃષ્ટાંત છે. આમાં પુરુષ માર્ગથી ભ્રષ્ટ થઈ અટવીમાં જાય છે એમ કહી અટવીનું વર્ણન ગદ્યમાં કરાયું છે. એવી રીતે હાથીનું પણ ગદ્યમાં અને વિશેષમાં સામી દિશામાંથી આવતી રાક્ષસીનું પણ ગદ્યમાં વર્ણન કરાયું છે. વસુદેવહિંડી કે પરિશિષ્ટપર્વમાં રાક્ષસીનો ઉલ્લેખ નથી. એટલી આની આ વિશિષ્ટતા છે. વડના વૃક્ષની સમીપ આવી પહોંચતાં શું બને છે, એ હકીકત પદ્યમાં રજુ કરાઈ છે. અહીં વસુદેવહિંડી વગેરેની માફક એક અજગરનો ઉલ્લેખ છે. પુરુષને અંગે બધી બાબત કહ્યા પછી ઉપસંહાર–ઉપનય પદ્યમાં અપાયો છે. રાક્ષસીથી જરા (ઘડપણ)નો નિર્દેશ કરાયો છે. આમ મધુબિંદુનું દૃષ્ટાંત પદ્યમાં પૂરું પાડનાર તરીકે આ સૌથી પ્રાચીન પાઇય સાધન છે, એમ જણાય છે.

પ્રદ્યુમ્નસૂરિએ સમરાઇચ્ચચરીય ઉપરથી સમરાદિત્યસંક્ષેપ નામનો ગ્રંથ, વિ. સં. ૧૩૨૪ (વારિધિ–પક્ષ–ચક્ષુ)માં સંસ્કૃતમાં રચ્યો છે. HIL. (Vol. II, p. 522n). માં રચનાવર્ષ તરીકે ઈ. સ. ૧૨૧૪નો ઉલ્લેખ છે તે વિચારણીય છે, આ કૃતિમાં બીજા ભવમાં મધુબિંદુનું દૃષ્ટાંત ઉપનય સાથે છે. આ ગ્રંથ ડૉ. યાકોબીએ સંપાદિત કર્યો છે અને તે જૈન ધર્મ પ્રસારક સભા તરફથી છપાયો છે. આત્માનંદ સભા તરફથી પણ એ પ્રકાશિત થયો છે અને એમાં શ્લો. ૩૨૧–૩૩૮મા મધુબિંદુનું દૃષ્ટાંત અપાયું છે. અને શ્લો. ૩૩૯–૩૪૪માં ઉપનય છે.[3]

ઉત્તમવિજયના શિષ્ય પદ્મવિજયે સમરાઇચ્ચચરીયને આધારે ગુજરાતી પદ્યમાં સમરાદિત્યકેવળીનો રાસ રચ્યો છે. વિ. સં. ૧૮૩૯ માં[4] પૂર્ણ કરેલા એના જ બીજા ખંડની સાતમી ઢાળમાં આ દૃષ્ટાંત તેમ જ એનો ઉપસંહાર છે.

દિગંબર આચાર્ય હરિષેણે શકસંવત્ ૮૫૩ ( ઈ. સ. ૯૩૧–૩૨ ) માં વઢવાણમાં સંસ્કૃતમાં બૃહત્કથાકોશ રચ્યો છે. એમાં સંસારના અલ્પ સુખને બહુ માનનાર ત્રિવિક્રમનું કથાનક ૯૨મા ક્રમાંકરૂપે અપાયું છે. આ કથાનક તે મધુબિંદુના દૃષ્ટાંતરૂપ છે. એમાં હાથીને બદલે "વાઘનો" ઉલ્લેખ છે. વાઘ બરાડા પાડતો કૂવામાં પડેલા પુરુષની સમીપ આવે છે, અને પગના નખ વડે એને સ્પર્શે છે, પણ એને પકડી શકે તેમ ન હોવાથી એ શરના સ્તંભને પગ વડે હલાવે છે. એ સ્તંભ ઉપરના મધપૂડામાંથી મધનું એક મધુર બિંદુ પડે છે, અને એનો આસ્વાદ પેલો પુરુષ લે છે. ઉંદરો મૂળને કાપે છે, અને અજગરે એ માણસના બે પગ પકડ્યા છે, અને ચારે દિશામાં રાતી આંખવાળા ભયાનક સાપ છે તેમ છતાં પેલો પુરુષ મધના ટીપાના આસ્વાદના સુખને દિવ્ય માને છે. આમ કથાનક આપી એનો ઉપનય સમજાવતાં વાઘ એટલે મૃત્યુ ઈત્યાદિ હકીકત કહેવાઈ છે.

જયરામે આર્યા છંદમાં ધર્મપરીક્ષા રચી હતી. એને 'પદ્ધડિયા' છંદમાં હરિષેણે વિ. સં. ૧૦૪૪માં 'અપભ્રંશ' ભાષામાં ગૂંથી. આ ધમ્મપરીક્ખામાં તેમ જ વિ. સં. ૧૦૭૦માં અમિતગતિએ સંસ્કૃતમાં રચેલી ધર્મપરીક્ષામાં મધુબિંદુનું દૃષ્ટાંત છે. એમ ડૉ. ઉપાધ્યેએ બૃહત્કથાકોશના ટિપ્પણ ( પૃ. ૩૮૮ ) માં સૂચવ્યું છે.

---

૩ ડૉ. યાકોબીની આવૃત્તિ પ્રમાણે શ્લો. ૩૨૦–૩૩૭ અને શ્લો. ૩૩૮–૩૪૩ છે.

૪ સમગ્ર રાસ જિનેન્દ્રસૂરિના રાજ્યમાં વિ. સં. ૧૮૪૨માં વસંત પંચમીએ પૂર્ણ કરાયો છે.

સૌ. કમળાબેન અમીચંદ તરફથી ઈ. સ. ૧૯૩૫માં પ્રસિદ્ધ કરાયેલી શ્રી સજ્ઝાયમાળા ( પૃ. ૪૪૪–૪૪૬ ) માં મધુબિંદુઆની સજ્ઝાય છે. એની અંતિમ પંક્તિ નીચે મુજબ છેઃ—

" ચરણપ્રમોદ મુનીશ્વર જંપે, અચળ સુખ જગ માગીએ "

આ ઉપરથી આના કર્તા કોઈ ચરણપ્રમોદ નામના મુનિ છે એમ સમજી શકાય છે.

આ સજ્ઝાયમાં બે અજગરનો અને પેલા પુરુષને દુઃખમાંથી છોડાવવા આવનાર તરીકે વિમાનમાં આવેલા વિદ્યાધરનો ઉલ્લેખ છે. આનો ઉપનય સમજાવતાં બે અજગરથી તિર્યંચ અને નરક (ગતિ)નો, વિદ્યાધરથી સદ્ગુરુ (સદ્ગુરુ) નો અને વિમાનથી ધર્મનો નિર્દેશ કરાયો છે.

પ્રો. વિન્ટર્નિત્સે A History of Indian Literature (Vol. II, p. 5–23) માં મધુબિન્દુના દૃષ્ટાંતને 'the parable of the man in the well' તરીકે ઓળખાવ્યું છે. આમ કરવા પૂર્વે એમણે કહ્યું છે કે પુષ્કળ કથાઓ, દૃષ્ટાંતો (parables) અને પરી-વાર્તાઓ જે સમરાઇચ્ચચરિયમાં અપાઈ છે તેમાંના ઘણા વિષયો ભારતીય કથાત્મક સાહિત્યમાં જોવાય છે અને કેટલાક દુનિયાભરના (universal) સાહિત્યમાં જોવાય છે. HIL (Vol. II, p. 417) માં આ દૃષ્ટાંતનો ઉલ્લેખ છે. વિશેષમાં આ પુસ્તકના ૫૨૭મા પૃષ્ઠમાં આ દૃષ્ટાંત માટે Vol. I, p. 408 જોવાની ભલામણ કરાઈ છેઃ આ પૃષ્ઠ ઉપર મહાભારત ( સ્ત્રી-પર્વ, અ० ૫-૬ ) માં સુજ્ઞ વિદુર ધૃતરાષ્ટ્ર રાજાને કૂવામાંના માણસને લગતું દૃષ્ટાંત કહી ઉપનય સમજાવે છે એવો ઉલ્લેખ કરી એ સમગ્ર હકીકત એમણે અંગ્રેજીમાં આપી છે. એ આપણે અહીં વિચારીશું:—

એક મોટું ગાઢ અરણ્ય છે. એમાં એક દુર્ગમ વન છે. એમાં સિંહ, વાઘ, હાથી વગેરે ભયંકર, ક્રૂર અને માંસાહારી પ્રાણીઓ વસે છે. એક બ્રાહ્મણ આ વનમાં ભૂલો પડે છે અને આ વનની વિષમતા જોઈને ગભરાઈ જાય છે. એમાંથી બહાર નીકળવા એ ફાંફાં મારે છે તો એને જણાય છે કે એ વનની ચારે બાજુ જાળો હતી અને એક ભયાનક સ્ત્રી બે હાથ વડે એને ભાઝીને રહેલી હતી. વિશેષમાં પર્વતના જેવા ઊંચા અને પાંચ પાંચ માથાવાળા નાગો પણ આ વનની ચારે તરફ હતા. વળી આકાશને અડકે એવડાં ઊંચાં ઝાડ હતાં. આ વનની વચમાં ઘાસથી છવાયેલો અને ગૂઢ વેલો વડે વીંટળાયેલો એવો એક કૂવો હતો. પેલો બ્રાહ્મણ આમાં પડ્યો. એણે એ વેલની શાખાઓની જાળોને પકડી રાખી. જેમ ડીંટાથી વળગેલું વૃક્ષનું ફળ નીચે લટકે છે તેમ પગ ઉપર અને માથું નીચે એમ એ લટક્યો.

એવામાં એને બીજો ઉપદ્રવ થયો. એણે એ કૂવામાં મહાપરાક્રમી મહાનાગ જોયો. અધૂરામાં પૂરું કૂવાના ઢાંકણા આગળ એક કાળો છ મોઢાવાળો અને બાર પગવાળો હાથી આવતો દીઠો. એ કૂવાને ઢાંકી દેતા ઝાડની ડાળીઓમાં મધ તૈયાર કરતી અનેક જાતની બિહામણી મધમાખીઓ હતી.

મધ ધારાબંધ ટપકવા લાગ્યું. એટલે પેલા બ્રાહ્મણે તો એ ખૂબ આસક્તિથી પીવા માંડ્યું. આટલાં બધાં સંકટમાં હોવા છતાં એ તો મધ પાછળ લટ્ટુ બન્યો અને પોતાની વિકટ પરિસ્થિતિથી એને જરા પણ ખેદ ઉત્પન્ન થયો નહિ.

આ બાજુ જે ઝાડને વળગીને આ બ્રાહ્મણ લટકતો હતો તે ઝાડને કાળા અને ધોળા ઉંદરો કાતરવા લાગ્યા. આમ જાત જાતના ભયમાં સપડાયેલો બ્રાહ્મણ તો મધનો સ્વાદ લેવામાં જ લીન રહ્યો

ધૃતરાષ્ટ્રે વિદુરની પાસે આ વાત સાંભળી એણે એને પૂછ્યું કે પેલા બ્રાહ્મણને આમાં આનંદ કેમ પડે છે? વિદુરે કહ્યું કે આ તો મોક્ષને જાણનારાએ કહેલું ઉપાખ્યાન છે. જે અરણ્ય છે એ મોટો સંસાર છે; દુર્ગમ વન તે ગહન સંસાર છે. વ્યાલો એ વ્યાધિઓ છે; મહાકાય સ્ત્રી એ રૂપ અને વર્ણનો નાશ કરનારી જરા (ઘડપણ) છે; કૂવો તે શરીરધારી જીવોનો દેહ છે; એને તળિયે જે મહાનાગ વસે છે તે કાળ છે કે જે સર્વ દેહધારી જીવોના પ્રાણને હરે છે. જે વેલામાં એ સપડાયો હતો તે જીવનની આશા છે. કૂવાના ઢાંકણા આગળ આવેલો પેલો છ મોઢાવાળો અને બાર પગવાળો હાથી તે છ ઋતુઓ અને બાર મહિનાવાળો સંવત્સર (વર્ષ) છે; પેલા ઉંદરો તે રાત અને દિવસ છે; મધમાખીઓ તે કામ છે, મધની ધારા તે કામના રસ છે [૫]

આ ઉપાખ્યાનને અંગે વિન્ટરનિત્સ કહે છે કે આ સાચે ભારતીય શ્રમણ કાવ્ય છે. આનું મૂળ બૌદ્ધ છે એમ કહેવાયું છે, પણ જૈનોના અને ભારતના અન્ય સાધુ-સંપ્રદાયોના જીવનના ખ્યાલ સાથે આ ઉપાખ્યાન જેટલું અનુરૂપ છે તેના કરતાં કંઈ એ બૌદ્ધ દૃષ્ટિ સાથે વધારે અનુરૂપ નથી. તેમ છતાં આ કથાનકનો જે પશ્ચિમમાં સંચાર થયો તેમાં આ ઉપાખ્યાનનાં બૌદ્ધ રૂપાંતરો (version) કારણરૂપ છે. કેમકે [૬]બર્લામ અને જોઅસફ (Barlaam and Joasaph) અને [૭]"કલીલહ વ દિમ્નહ" જેવાં લોકપ્રિય પુસ્તકોની મારફતે સાહિત્યનું જે વહેણ પશ્ચિમ તરફ વહ્યું તે વહેણની સાથે એમણે પશ્ચિમના સાહિત્યમાં પ્રવેશ કર્યો. પાછળથી એણે આંતરરાષ્ટ્રીય સ્વરૂપ ધારણ કર્યું. પણ જર્મનીમાં એ રીકર્ટ (Rückert) ના સુંદર કાવ્ય " નામે Es war ein Mann in Syrerland" દ્વારા બૌથી વિશેષ પરિચિત થયું. આ કાવ્યનું નિકટવર્તી મૂળ ' જેલાલેદ્-દીન

૫ આ સમગ્ર ઉપનય છઠ્ઠા અધ્યાયમાં અપાયેલો છે

૬ આ કથાના સંબંધમાં બેન્જામિન ઇ. સ્મિથે સંપાદિત કરેલી The Century Cyclopedia of Names ( Vol. I, p. 121 ) જોતાં જણાય છે કે આ રંગદર્શી કથા (romance) છે. એમ સંભવિત લાગે છે કે ડેમાસ્કસના સેન્ટ જોન કે જેઓ આઠમા સૈકામાં સિરિયાના પાદરી હતા તેમણે આ કથા લખી છે. ઈ. સ. ની ૧૩મી સદીમાં એનું લૅટિનમાં ભાષાંતર થયું છે. આ કથામાં બર્લામના સાહસોનું વર્ણન છે. આ કથાના બનાવોનું મૂળ ભારતીય હોય એમ મોટે ભાગે લાગે છે. શેક્સપીયરના " મર્ચન્ટ ઑફ વેનિસ " નામના નાટકમાં જે મંજૂષા (casket) ની પસંદગીની વાત આવે છે તે ભાગ આ કથાને આભારી છે.

૭ મહમ્મદ હસન મુસેંદીએ સંપાદિત આ કૃતિ (પૃ ૩૧) માં જ્યૉર્જ ઝેદાનના કથન મુજબ " કરટક-દમનક " નામની સંસ્કૃત કથાના અનુવાદોની નોંધ છે. એ મુજબ આ સંસ્કૃત કથાના તિબેટી ભાષામાં અને ઇ સ. ૫૯૦માં પહેલવીમાં અનુવાદ થયા છે. આ પહેલવી અનુવાદ ઉપરથી ઇ. સ. ૭૫૦માં અરબી અનુવાદ ( કલીલહ વ દિમ્નહ ) થયો છે. એના ઉપરથી ફારસી, હિબ્રુ વગેરે દશ ભાષામાં અનુવાદ થયા છે આ પ્રમાણેની માહિતી મને પ્રો. કાસ્મીએ પૂરી પાડી છે. એ બદલ હું એમનો આભારી છું.

રૂમી " નામનું ફારસી કાવ્ય છે, અર્નેસ્ટ કુહને (Kuhn) જગતભરના તમામ સાહિત્યોની દ્વારા આ ખરેખર અ-સાંપ્રદાયિક કથાનો પ્રચાર શોધી કાઢ્યો છે કે, જે કથાએ બ્રાહ્મણોના, જૈનોના, બૌદ્ધોના, મુસ્લિમોના, ખ્રિસ્તિઓના અને યહુદીઓના બોધ ( edification ) માટે સરખી રીતે ઉપયોગી બની છે.

પ્રસન–પરંપરા — સમરાઈચ્ચચરિયમાં મધુબિંદુના દૃષ્ટાંતની પેઠે સંસારની અસારતા સૂચવવા માટે એક દૃષ્ટાંત અપાયું છે. જેમ કે એક રાજાએ સાપને દેડકો ગળી જતો જોયો, એ સાપને કુરરી [૮] ગળતો હતો, અને એને વળી અજગર ગળતો હતો આમ એક બીજાને ગળવાની ક્રિયા થતી હતી. અને તેમાં પણ એક બીજાથી ગળાતાં ઉત્તરોત્તર એ ક્રિયાને વેગ મળતો જતો હતો. આ દૃષ્ટાંત આની પૂર્વેની કોઈ કૃતિમાં છે કે કેમ તેની તપાસ કરવી બાકી રહે છે.

આમ સાધન અને સમય અનુસાર મધુબિંદુના દૃષ્ટાંતનું પર્યાલોચન પૂર્ણ કરાય છે. જો કોઈ પ્રૌઢ અને પ્રામાણિક કૃતિ એ દૃષ્ટાંતને અંગે નોંધાતી રહી ગઈ હોય તો તે સૂચવવા તજ્જ્ઞોને સાદર વિજ્ઞપ્તિ છે.

ગોપીપુરા, સુરત, તા. ૧૬–૧–૪૮.

## સં. ૧૭૭૮માં શ્રીનરસિંહદાસવિરચિત

# મગસીમંડન જિન–સ્તવન

સં૦—પૂજ્ય મુનિમહારાજ શ્રી જ્ઞાનવિજયજી ( ત્રિપુટી )

( દુહા )

મગસીમંડન વિનવું, સુણિ પરમેસર પાસ ।
સુયસપતિ આનંદ અધિક, આપો વંછિત આસ ॥ ૧ ॥
ત્રિભુવનસાર તરણ, સાચો સમરથ દેવ ।
અહનિસી સદા, સારઈ સુરનર સેવ ॥ ૨ ॥
તુજ સ્મરણ સંકટ ટલઇ, ભાજઈ ભાવઠિ ભુખ ।
રોગ મટે રોગી તણા, નાશઇ દાલિદ્ર દુરિ ॥ ૩ ॥
વાટ ઘાટ સંકટ વિકટ, સંગ વાઘ ભુઈ ઠામ ।
ભુત પ્રેત વિંતર તણા, ટલઇ તુજ લીધઈ નામ ॥ ૪ ॥
ગિર કિનર જલ થલ વિષમ, અગ્નિ જાલ અસરાલ ।
વિષધર નઠિખ ઉત્તરઇ, તુજ સમરણ તતકાલ ॥ ૫ ॥
પરચા પુરઈ લોકના, આવઇ સંઘ અનેક ।
પૂજા કરો મન ભાવસું, ચિત્ત ધરિ અધિક વિવેક ॥ ૬ ॥
ચંદન કેશર ઘસી કરી, ચરચઇ જિનવર અંગ ।
કુસુમમાલ પ્રેમલ અધિક, મહિરાવઇ મનરંગ ॥ ૭ ।

---

૮ આને અંગ્રેજીમાં osprey કહે છે. HIL ( Vol. II, p 513n ) માં આને Sea-eagle કહ્યું છે. ગુજરાતીમાં આપણે એને " ટિટોડી " કહીએ છીએ.

હારંતર દાદા તણુઈ આ, વાજઈ મધુર મૃદંગ ।
ઢોલ દદામા દુમદુમિ, ભેરિ નાદ મુચંગ ॥ ૮ ॥
જિન મંદિરથિ જિમણે, દેવરીયાં છત્રીશ ।
તિહાં પૂજા પ્રભુની કરઈ, નરનારી જગીશ ॥ ૯ ॥
પ્રભુના મંદિર આગલે, ચોમુખ દેવલ એક ।
વીતરાગ વંદ્યા તીહાં, આનંદ અધિક વિવેક ॥ ૧૦ ॥
વલિ ચોમુખને આગલે, રાયણુ રૂખ ઉદાર ।
તિહાં પગલાં પરમેસ તણા, ભેટા હરખ અપાર ॥ ૧૧ ॥
રાયણતલ લઘુ દેહરી, જીહાં શ્રી જિનવર પાસ ।
નીલકંઠ નિરપાદુવઈ, આનંદ અધિક ઉહ્લાસ ॥ ૧૨ ॥
જિન મંદિરથિ જિમણઈ, ત્રિહુ દેવરીયાં ઠામ ।
મહારુદ્ર મહિમા નીલો, સોમેસર ઈણુ નામ ॥ ૧૩ ॥
સુંદિર મંદિર પ્રભુ તણા, સોહિ અતિ અભિરામ ।
ઝાલર સંખ શબ્દ જ તણા, નાદિક ઠામોઠામ ॥ ૧૪ ॥
કેઈક ગાવઈ મધુર ધુનિ, કેઈ બજાવઈ વીણા ।
કેઈ કર જોડી રહ્યા, ઉભા તલ્લાલીણુ ॥ ૧૫ ॥
અતિ ઉચ્છવ આઠે પહર, દેખા પ્રભુ દરબાર ।
ચંદ ચકોર તણી પરઈ, હરખઈ હીયા મઝાર ॥ ૧૬ ॥
મેલઈ મગસી નાથનઈ, મલીયા છે વૃંદ લોક ।
વસ્ત્ર પાત્ર ઉષધ ઘણા પ્રમુખ, લાધઈ સગલા લોક ॥ ૧૭ ॥
કે માતા કે ઉમતા, ઉલગણા અસવાર ।
ચતુર પુરુષ ચોકી ફિરઈ, કરઈ હુસ્યાર ॥ ૧૮ ॥
ઈણુ પરિ મગસિ નાથનઈ, મહિમા અતિ વિસ્તાર ।
હુ કહિ ન સકુ માનવા, એ કોઈ અવદાત ॥ ૧૯ ॥
સાંવલિયા સાહિબ તણી, ગતિ મતિ અલખ અપાર ।
જ્ઞાન વિના સમઝે, કવણુ, સદામ શૃંગાર ॥ ૨૦ ॥
વામાસુત હું તાહરી, કરુ નીરંતર સેવ ।
કરુણાનિધી કૃપાલ છો, તો જાત કહે સું દેવ ॥ ૨૧ ॥

( ઢાલ-ગુંદ મલાર રાગ )

મગસી મંડણુ સુખકારી, તોરા દરસન કી બલીહારી, હો દાદા દરસણુ દે;
તોરે પાય નમઈ રે બહુ પ્રાણિ, ગુણ ગાવઈ ઇન્દ્ર ઇન્દ્રાણિ, હો દાદા ॥૧॥
શ્વેતામ્બર........દિ વિવહારિ હો દાદા;
પૂજઈ શ્રાવક સમકિત ધારિ, પૂજઈ અનેક પ્રકાર હો દાદા ॥ ૨ ॥
કેઈ શ્રાવિકા સુકલિણી, પુણ્ય કથા અધિક પ્રવાણી હો દાદા૦;
કેઈ વિપ્ર વેદ ધ્વનિકા તોરા, દરસણુ કી બલીહારિ હો દાદા ॥ ૩ ॥

કેઇ યોગિ જંગમ સંન્યાસિ, બ્રહ્મચારિ કેઈ વનવાસિ હો દાદા;
કેઇ વિલખઈ વન વનરાગિ, કેઈ પંડિત પવન અભ્યાસિ હો દાદા ॥ ૪ ॥
સેવત ચરણુ સદા સુખકારિ, ઇમ પૂજઈ અનેક પ્રકારિ હો દાદા;
કેઈ અનંત પ્રેમ અણુગારિ, સારિ સેવા અનંત દુહારિ હો દાદા ॥ ૫ ॥
કેઇ ગરઠી ગુણવતિ ગોરિ, કેઈ તુરણિ મયમલ માતિ હો દાદા;
કેઈ ચંચલ નારિ ચુડાલિ, વેણીસર શોભત કાલિ હો દાદા ॥ ૬ ॥
કેઈ પ્રભુમુખ નયણુ નિહાલિ, રંગઈ રાતિ હરખઈ વાલિ હો દાદા;
કેઇ નાચઇ નવ[લ] રૂપાલી, ઘુંઘટપટ દૂરઈ ટાલી હો દાદા ॥ ૭ ॥
કેઇ રૂપઈ રંભ સમાનિ, મારુધરની મૃગાનયણી હો દાદા;
કેઇ નવજોવન મદમાતિ, મગસિમંડણુ ગુણ ગાતિ હો દાદા ॥ ૮ ॥
કેઇ મયગલ મલપંતિ આવઇ, તોરા ચલણુ નમંતિ હો દાદા;
કેઇ માલવ દક્ષિણ દેસે, ગુજરાતિણુ નવ નવ વેસે હો દાદા ॥ ૯ ॥
કેઇ આવઇના અણુઆલી પુજઈ, રામપુરાની રતનાલિ હો દાદા;
કેઈ હિંદુ તુરક હજારી આવઇ, તો પ્રભુ જાત્ર તુમારિ હો દાદા ॥ ૧૦ ॥
ધન દિન હો પ્રભુ મોરો, મઈ દરસણુ પાયો પ્રભુ તોરો હો દાદા;
હવઇ યાત્ર સફલ હુ મોરિ, ભવ ભવ દેજો સેવા તારી હો દાદા ॥ ૧૧ ॥

કલસ

ઈહ પાસ સામિ સુગતિગામિ, દેસ માલવમંડણો;
મગસીય ગામઇ અચલ ઠામઇ, પાપ તાપ વિહંડણો;
સંવત સતર અઠોતર વરસઈ, પોસ વદિ તેરસ દિનઈ,
નરસિંહદાસ ઈમ ઉલસઈ પ્રભુ, ભેટિય દુહ ખિઇ ઘણુઇ ॥ ૧૨ ॥

॥ ઇતિ શ્રી શ્રી મગસિમંડણુ જિનસ્તવનં, શ્રી પાર્શ્વનાથસ્તવન સંપૂર્ણ ॥

પંડિત શ્રી શ્રીકેશરવિમલગણિ તતશિષ્ય મુનિ રામવિમલ લખી. તત્કૃતાત સંવત્ ૧૭૨૬ વર્ષે જેઠ વદી ૨ દિને શુભં ભવતુ કલ્યાણમસ્તુ શ્રેયઃ ॥ ૭ ॥
શ્રી શ્રી શ્રી ॥ ૭ ॥ ૭ ॥ ૭ ॥ શ્રી શ્રી

યાદૃશં પુસ્તકં દૃષ્ટં તાદૃશં લિખ્યતે મયા ।
તદા શુદ્ધમશુદ્ધં વા મમ દોષો ન દીયતે ॥ ૧ ॥ શ્રી ॥

[નોંધ—આ સ્તવન શ્રી ચારિત્રવિજય જ્ઞાનમંદિરની એક હસ્તલિખિત પ્રતિમાંથી ઉતારીને અહીં આપ્યું છે. સ્તવનના કલશમાં જણાવ્યા પ્રમાણે આ સ્તવન સં. ૧૭૦૮ની સાલમાં પોષ વદી ૧૩ ના દિવસે નરસિંહદાસ નામના કવિએ બનાવ્યું છે. જ્યારે સ્તવનની સંસ્કૃત પુષ્પિકામાં સં. ૧૭૨૬નો ઉલ્લેખ કરેલ છે. આવા બે જુદા જુદા સંવતોની સંગતિ શી હોઈ શકે? એમ લાગે છે કે સંવત ૧૭૦૮ની સાલમાં રચાયેલ કોઈ કૃતિના આધારે પ્રસ્તુત સ્તવન રચાયું હોય. આ સંબંધમાં બીજી કોઈ સંગતિ વિદ્વાનોને સૂઝે તો તે જણાવવા વિનંતિ છે. સં૦ ]

# પ્રશ્નોત્તર-પ્રબોધ

પ્રયોજક:-પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી. વિજયપદ્મસૂરિજી

( ગતાંકથી ચાલુ )

**૫૭ પ્રશ્ન—શ્રી ભગવતીસૂત્રનાં શતક, ચૂર્ણિ વગેરેનું પ્રમાણ શું ?**

ઉત્તર—૧ સર્વાનુયોગમય પંચમાંગ શ્રી ભગવતીસૂત્રમાં ૪૧ શતક છે. બીજા ગ્રંથોના અમુક ભાગનું નામ જેમ અધ્યયન, પ્રકાશ, સર્ગ, પ્રતિપત્તિ વગેરે જણાવ્યું છે તેમ અહીં આ સૂત્રના ૪૧ શતક એટલે વિભાગ જાણવા. તે દરેકમાં અમુક પ્રમાણમાં જુદી જુદી જાતના પ્રશ્નો વગેરે બીના જણાવી છે. ૨ મૂલ સૂત્રનું પ્રમાણ ૧૫૭૫૨ શ્લોક છે. ૩ ચૂર્ણિ ૩૧૧૪ શ્લોકપ્રમાણ છે. ૪ અવચૂરિની નકલ, પાટણના ભંડારમાં છે. તેનું પ્રમાણ જણાવ્યું નથી. ૫ ટીકા બે છે, એક શ્રી અભયદેવસૂરિ મહારાજે બનાવેલી, તેનું પ્રમાણ ૧૮૬૧૬ શ્લોક છે. પાટણમાં વિ૦ સં૦ ૧૧૨૮ માં ટીકા બનાવી છે. બીજી શ્રીદાનશેખરસૂરિ મહારાજે લઘુ ટીકા, અદાજ ૯૦૦૦ શ્લોકપ્રમાણ, બનાવી છે. બંને ટીકા શ્રી આગમોદય સમિતિ વગેરે તરફથી છપાઈ છે. જુદા જુદા પ્રસંગે ચારે અનુયોગની બીના જણાવેલી હોવાથી આ ભગવતી સૂત્ર સર્વાનુયોગમય કહેવાય છે. ૫૭

૫૮ પ્રશ્ન—શ્રીજ્ઞાતાધર્મકથાંગ વગેરે ૬ અંગસૂત્રોના મૂલસૂત્ર વગેરેનું પ્રમાણ શું ?

ઉત્તર—૬ શ્રીજ્ઞાતાધર્મકથાંગના મૂલ સૂત્રનું પ્રમાણ ૫૪૦૦ શ્લોક છે. તેની ઉપર શ્રી અભયદેવસૂરિ મહારાજે વિ૦ સં૦ ૧૧૨૦ માં ૩૮૦૦ શ્લોકપ્રમાણ ટીકા બનાવી છે. ૭ શ્રી ઉપાશક દશાંગસૂત્ર- મૂલ સૂત્રનું પ્રમાણ ૮૧૨ શ્લોક, ટીકાકાર શ્રી અભયદેવસૂરિ મહારાજ. ૮ શ્રી અંતકૃદ્દશાંગસૂત્ર-મૂળ સૂત્રનું પ્રમાણ ૮૯૯, ટીકાકાર શ્રી અભયદેવસૂરિ મહારાજ. ૯ શ્રી અનુત્તરોપપાતિક દશાંગ–મૂલ શ્લોક ૧૯૨, ટીકાકાર શ્રી અભયદેવસૂરિ મહારાજ. શ્રી ઉપાસકદશાંગાદિ ત્રણ સૂત્રોની ટીકાનું પ્રમાણ ૧૩૦૦ શ્લોક. ૧૦ શ્રી પ્રશ્નવ્યાકરણસૂત્ર–મૂલ સૂત્રનું પ્રમાણ ૧૨૫૬ શ્લોક, આ સૂત્રની ૪૬૦૦ શ્લોકપ્રમાણ ટીકા શ્રી અભયદેવસૂરિ મહારાજે બનાવી છે. ૧૧ શ્રી વિપાકસૂત્ર–મૂલ સૂત્રનું પ્રમાણ ૧૨૧૬ શ્લોક, આ સૂત્રની ૯૦૦ શ્લોકપ્રમાણ ટીકા શ્રી અભયદેવસૂરિ મહારાજે બનાવી છે. આ રીતે શ્રી આચારાંગાદિ મૂલ સૂત્રોનું પ્રમાણ ૩૬૩૩૯ શ્લોક, અને અગીઆરે અંગની ટીકાઓનું પ્રમાણ ૭૪૭૯૦ શ્લોક જણાવ્યા છે એમ બૃહટ્ટિપ્પનિકામાં કહ્યું છે.૫૮

**૫૯ પ્રશ્ન—શ્રી ઔપપાતિકાદિ ૧૨ ઉપાંગોના મૂલ સૂત્રાદિનું પ્રમાણ શું ?**

ઉત્તર—૧. ઔપપાતિક સૂત્ર-મૂલ ૧૧૬૭ શ્લોક, શ્રી અભયદેવસૂરિજીની ૩૧૨૫ શ્લોકપ્રમાણ ટીકા. ૨ શ્રી રાજપ્રશ્નીય સૂત્ર–મૂલ પ્રમાણ ૨૦૭૯ ને ૨૧૨૦ શ્લોક. શ્રી મલયગિરિ મહારાજે બનાવેલી ૩૭૦૦ શ્લોકપ્રમાણ ટીકા. ૩ શ્રીજીવાભિગમસૂત્ર–આ સૂત્રની ઉપર શ્રી હરિભદ્રસૂરિ મહારાજે નાની ટીકા બનાવી હતી, તે છપાઈ નથી. તેના આધારે જ શ્રીમલયગિરિ મહારાજે ટીકા બનાવી છે, એમ "**आह च मूलटीकाकारः**" ઇત્યાદિ વચનથી જણાય છે. ૧૫૦૦ શ્લોકપ્રમાણ ચૂર્ણિના આધારે શ્રી હરિભદ્રસૂરિ મહારાજે ૧૧૯૨ શ્લોકપ્રમાણ ટીકા બનાવી, ને તેના આધારે શ્રી મલયગિરિ મહારાજે ટીકા બનાવી છે. તેનું પ્રમાણ ૧૪૦૦૦ શ્લોક છે. આ શ્રી જીવાભિગમ નામના ત્રીજા ઉપાંગના મૂલ સૂત્રનું પ્રમાણ ૪૭૦૦ શ્લોક છે. શ્રીહરિભદ્રસૂરિ મહારાજે બનાવેલી મૂલ ટીકાનું બીજું

નામ "પ્રદેશવૃત્તિ" છે. સૂત્રમાં જણાતાં કઠિન પદોના વિવરણને પ્રદેશવૃત્તિ નામથી ઓળખાવાય છે. ૪ શ્રી પ્રજ્ઞાપનાસૂત્ર-આ સૂત્રનાં છત્રીશ પદો છે. અહીં ઉમાસ્વાતિ વાચકના શિષ્ય શ્રી શ્યામાચાર્ય મહારાજે ૩૬ વિભાગ પાડીને દરેક વિભાગને પદ નામ આપીને ઓળખાવ્યા છે. તે દરેકમાં જીવસ્થાન વગેરેની બીના સ્પષ્ટ જણાવી છે. મૂલ સૂત્રનું પ્રમાણ ૭૭૮૭ શ્લોક છે. શ્રી હરિભદ્રસૂરિકૃત લઘુ વૃત્તિ ૩૭૨૮ શ્લોકપ્રમાણ જણાવી છે. તેના આધારે, શ્રી મલયગિરિ મહારાજે ૧૬૦૦૦ શ્લોકપ્રમાણ મોટી ટીકા બનાવી. શ્રી અભયદેવસૂરિ મહારાજે આ સૂત્રના ત્રીજા પદની ૧૩૩ ગાથાપ્રમાણ સંગ્રહણી બનાવી છે. તેની ૪૩૦ શ્લોકપ્રમાણ અવચૂરિ છપાઇ છે. ૫ શ્રી ચંદ્રપ્રજ્ઞપ્તિસૂત્ર—મૂલ સૂત્રનું પ્રમાણ ૨૦૫૪ શ્લોક, શ્રી મલયગિરિકૃત ટીકાનું પ્રમાણ ૯૫૦૦ શ્લોક. ૬ શ્રી સૂર્યપ્રજ્ઞપ્તિસૂત્ર—મૂલ સૂત્રનું પ્રમાણ ૨૨૯૬ શ્લોક, શ્રી મલયગિરિકૃત ટીકાનું પ્રમાણ ૯૦૦૦ શ્લોક. ૭ શ્રી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્ર—મૂલ સૂત્રનું પ્રમાણ ૪૪૫૪ શ્લોક, ચૂર્ણિનું પ્રમાણ ૧૮૭૯ શ્લોક, શ્રી મલયગિરિકૃત ટીકાનું પ્રમાણ ૯૫૦૦ શ્લોક. ૮ થી ૧૨ પાંચ નિરયાવલિકા—૧ કલ્પિકા, ૨ કલ્પાવતંસિકા, ૩ પુષ્પિકા, ૪ પુષ્પચૂલિકા. ૫ વહ્નિદશા—આ પાંચ ઉપાંગો—નિરયાવલિકા નામથી ઓળખાય છે. પાંચે ઉપાંગોની ટીકા શ્રી ચંદ્રસૂરિએ વિ૦ સં૦ ૧૨૨૮ વર્ષે ૧૧૦૯ શ્લોકપ્રમાણ બનાવી, તે છપાઇ છે. આ રીતે બાર ઉપાંગનો ટૂંક પરિચય છે. ૫૯

૬૦ પ્રશ્ન—શ્રી નિશીથસૂત્રના ભાષ્યાદિનું પ્રમાણ શું ?

ઉત્તર—૧ આ છેદ ગ્રંથનું બીજું નામ, 'આચારપ્રકલ્પ' છે. તેના ૨૦ ઉદ્દેશા છે. મૂલ સૂત્રનું પ્રમાણ ૮૧૨ (૯૫૦) છે. ૨ બૃહદ્ ભાષ્યનું પ્રમાણ ૧૨૦૦૦ શ્લોક છે. ૩ લઘુ ભાષ્યનું પ્રમાણ ૭૦૦૦ શ્લોક છે. ૪ મૂલ સૂત્ર, ચૂર્ણિ અને ભાષ્ય (ત્રણેનું) પ્રમાણ ૨૮૦૦૦ શ્લોક છે. ૫. નિશીથ સૂત્રના વીશમા ઉદ્દેશાની ટીકા વિ૦ સં૦ ૧૧૭૩માં શ્રી પાર્શ્વદેવગણિએ અને શ્રીચંદ્રસૂરિએ બનાવી છે. તે દરેકનું પ્રમાણ બૃહટ્ટિપ્પનિકામાં ૧૧૦૦-૧૧૦૦ શ્લોક જણાવ્યા છે, ને કહ્યું છે કે શ્રી પાર્શ્વદેવગણિકૃત ટીકા ઉપલબ્ધ નથી. ૬૦

૬૧ પ્રશ્ન—બૃહત્કલ્પસૂત્રનાં ચૂર્ણિ વગેરેનું પ્રમાણ શું ?

ઉત્તર—૧ કલ્પવિશેષ ચૂર્ણિનું પ્રમાણ ૩૧૦૦૦ શ્લોક, ૨ કલ્પચૂર્ણિનું પ્રમાણ ૧૨૭૦૦ શ્લોક, ૩ મૂલ સૂત્ર અને ભાષ્યને અનુસરીને શ્રી મલયગિરિ મહારાજે ૪૬૦૦ શ્લોકપ્રમાણ બનાવી હતી. બાકીની ટીકા વિ૦ સં૦ ૧૩૩૨માં તપા ક્ષેમકીર્તિસૂરિએ પૂરી કરી. સંપૂર્ણ ટીકાનું પ્રમાણ ૪૨૦૦૦ શ્લોક. ૬૧.

૬૨ પ્રશ્ન—શ્રી વ્યવહારસૂત્રનાં ઉદ્દેશા વગેરેનું પ્રમાણ શું ?

ઉત્તર—૧ શ્રી વ્યવહારસૂત્રના ૧૦ ઉદ્દેશા છે. પ્રમાણ ૩૭૩. ૨ ભાષ્યનું પ્રમાણ ૬૪૦૦ શ્લોક. ૩ ચૂર્ણિનું પ્રમાણ ૧૨૦૦૦ શ્લોક. ૪ સૂત્ર અને ભાષ્યને અનુસારે શ્રી મલયગિરિ મહારાજે બનાવેલી ટીકાનું પ્રમાણ ૩૩૬૨૫, ૩૪૬૨૫ શ્લોક છે. ૬૨.

૬૩ પ્રશ્ન—શ્રી દશાશ્રુતસ્કંધની નિર્યુક્તિ આદિનું પ્રમાણ શું ?

ઉત્તર—૧. આ સૂત્રનાં દશ અધ્યયનો છે. મૂલ સૂત્રનું પ્રમાણ ૨૧૦૬, ૨૨૨૫ શ્લોક. ૨. ચૂર્ણિનું પ્રમાણ ૪૩૨૧ શ્લોક. આ સૂત્રના આઠમા અધ્યયનનું નામ પર્યુષણાકલ્પ સૂત્ર છે, કારણ કે દર વર્ષે પર્યુષણા મહાપર્વમાં તે વંચાય છે. મૂલસૂત્રનું પ્રમાણ

૧૨૧૬ શ્લોક છે, માટે જ 'બારસા સૂત્ર' નામથી પણ આ પર્યુષણાકલ્પસૂત્ર સુપ્રસિદ્ધ છે. આની નિર્યુક્તિની ગાથા ૬૮, ને ચૂર્ણિ ૭૦૦ શ્લોકપ્રમાણ છે. શ્રી વિનયચંદ્રસૂરિએ બનાવેલ 'કલ્પનિરુક્તટિપ્પનકનું પ્રમાણ ૧૫૮ શ્લોક, અને શ્રી પૃથ્વીચંદ્રે બનાવેલ ટિપ્પનકનું પ્રમાણ ૬૪૦ શ્લોક છે. આ પર્યુષણાકલ્પસૂત્રની ઉપર ઘણાં મુનિવરોએ ટીકાઓ બનાવી છે. તેમાં શ્રી ધર્મસાગર ઉપાધ્યાયે 'કલ્પકિરણાવલી' ટીકા બનાવી છે. શ્રી વિનયવિજયઉપાધ્યાયે સુબોધિકા ટીકા બનાવી છે. તે દર પર્યુષણામાં વંચાય છે. કલ્પકૌમુદી, કલ્પદીપિકા, કલ્પપ્રદીપિકા, કલ્પકલ્પલતા, સંદેહવિષૌષધિ વગેરે ટીકાઓ પણ છપાઈ છે. શ્રી. જિનપ્રભસૂરિ મહારાજે ૧૩૬૪ની સાલમાં સંદેહવિષૌષધિ બનાવી એમ બૃહટ્ટિપ્પનિકાદિમાં જણાવ્યું છે ૬૩.

૬૪ પ્રશ્ન—શ્રી મહાનિશીથ સૂત્રનું પ્રમાણ શું?

ઉત્તર—લઘુ વાચનાનુસારે ૩૫૦૦ શ્લોક, મધ્યમ વાચનાનુસારે ૪૨૦૦ શ્લોક અને મોટી વાચનાનુસારે ૪૫૪૪ શ્લોકપ્રમાણ જાણવું. ૬૪.

૬૫ પ્રશ્ન—શ્રી પંચકલ્પસૂત્રના ભાષ્યાદિનું પ્રમાણ શું?

ઉત્તર—૧ મૂલ સૂત્રનું પ્રમાણ ૧૧૩૩ શ્લોક, ૨ શ્રી સંઘદાસગણિકૃત ભાષ્ય ગાથા ૨૫૭૪, ૩૦૩૫. ૩. ચૂર્ણિનું પ્રમાણ. ૩૦૦૦, ૩૧૩૬ શ્લોક. ૬૫.

૬૬ પ્રશ્ન—શ્રી જીતકલ્પસૂત્રના ભાષ્યાદિનું પ્રમાણ શું?

ઉત્તર—૧. શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણકૃત ગાથા ૧૦૫. ૨. ભાષ્ય ૩૧૨૫ (નથી) ૩ સિદ્ધસેન મહારાજે ૧૦૦૦ શ્લોકપ્રમાણ સંસ્કૃત ચૂર્ણિ બનાવી છે. ૪ ચૂર્ણિટિપ્પનક—ચૂર્ણિની ઉપર કઠિન પદોની ઉપર ટિપ્પણ બનાવ્યું છે. ૫. શ્રી તિલકસૂરિ મહારાજે વિ. સં. ૧૨૭૪માં ૧૮૦૦ શ્લોકપ્રમાણ ટીકા બનાવી છે. ૬. જીતકલ્પનું વિવરણ, તે સંક્ષિપ્ત અર્થનિરૂપ છે. તેનું ૫૪૩ શ્લોકપ્રમાણ છે. ૭. શ્રાદ્ધજીતકલ્પની ૩૦ ગાથા છે. તેની ૧૧૫ શ્લોકપ્રમાણ ટીકા છે. ૮. યતિજીતકલ્પની શ્રી સાધુરત્નસૂરિએ ૭૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા રચી છે. ૯ શ્રાદ્ધજીતકલ્પની શ્રીસોમપ્રભસૂરિએ ૨૬૦૦ શ્લોકપ્રમાણ ટીકા બનાવી, તે હાલ મળતી નથી. જીતકલ્પભાષ્ય છપાયું છે. ૬૬

૬૭ પ્રશ્ન—દશ પયન્નાની મૂલ ગાથા ટીકા વગેરેનું પ્રમાણ શું?

ઉત્તર—૧. આતુરપ્રત્યાખ્યાનની ગાથા ૮૪, શ્લોક ૧૩૪, અંચલગચ્છના ભુવનતુંગસૂરિએ ટીકા બનાવી. ૨. મહાપ્રત્યાખ્યાન ૧૪૩. ૩. દેવેન્દ્રસ્તવ ૩૦૩. ૪. તંદુલવૈચારિક સટીક, છપાયું છે. ૫. સંસ્તારકપ્રકીર્ણક ગા૦ ૧૨૧. ૬, ભક્તપરિજ્ઞા ૧૭૧. ૭. આરાધનાપતાકા ૧૦૭૮વર્ષે શ્રી વીરભદ્રાચાર્યકૃત, ૯૯૩. ૮. ગણિવિદ્યા ગાથા-૮૧. ૯. અંગવિદ્યા ૬૦ અધ્યાયવાળી-૯૦૦૦. ૧૦ ચઉશરણ ગાથા ૬૪. આંચલિક શ્રી ભુવનતુંગ સૂરિકૃત ૮૦૦ શ્લોકપ્રમાણ ટીકા. ૧૧ દ્વીપસાગર પ્રજ્ઞપ્તિ ગાથા ૨૨૩, શ્લોક ૨૮૦, ૧૨ જ્યોતિષ્કરંડક-મૂલનું પ્રમાણ ૧૮૫૦ શ્લોક, શ્રી મલયગિરિકૃત ટીકાનું પ્રમાણ ૫૦૦૦ શ્લોક. ૧૩ મરણ સમાધિ, ગાથા ૬૫૬. ૧૪ તીર્થોદ્ગાર ગા. ૧૨૩૩. ૧૫ સિદ્ધપ્રાભૃત મૂલ સૂત્ર-૧૨૦, વૃત્તિ ૮૫૦. ૧૬ નિરયવિભક્તિ-૨૦૦, (નથી). ૧૭ ચંદ્રવેધક ૧૭૪. ૧૮ અજીવકલ્પ ગાથા-૪૪. ૧૯ ગચ્છાચાર સટીક, મુદ્રિત, મૂલ ગાથા ૧૩૮. ૨૦ વીરસ્તવ ગાથા-૪૩. અહીં બીજા પણ પયન્નાની બીના જણાવી છે. ૬૭ (ચાલુ)

### ભટ્ટારક શ્રીવિજયસિંહસૂરિપ્રણીત

# સંવેગી સાધુ-મર્યાદા-પટ્ટક

### સં૦—પૂજ્ય મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી (ત્રિપુટી)

ભટ્ટારક શ્રી જગચ્ચંદ્રસૂરિ, ભટ્ટારક શ્રી સોમસુંદરસૂરિ, ભટ્ટારક શ્રી મુનિચંદ્રસૂરિ। ભટ્ટારક શ્રી આણંદવિમલસૂરિ, ભટ્ટારક શ્રી હીરવિજયસૂરિ, ભટ્ટારક શ્રી વિજયદેવસૂરિ તત્ પટ્ટાલંકાર આચાર્ય શ્રી વિજયસિંહસૂરિપ્રણીત મર્યાદા પટ્ટકાનુસારેણ આચાર્ય શ્રી વિજયસિંહસૂરિપ્રસાદીકૃત જલ્પાનુસારેણ ગીતાર્થૈઃ સંયમધર્માર્થિનાં સંવિગ્નયતિનાં શુદ્ધ મારગપક્ષકૃતાં મધ્યસ્થાનાં સુવિહિત આચાર પાલના; (પાલનાર્થં) મૂજાદા (મર્યાદા) પટ્ટો લિખ્યતે સંવત ૧૭૧૧ વરષે માઘ સિત (૧૩) ત્રયોદશી ગુરુ પુષ્યે ॥

૧—સર્વ ગીતાર્થની નિશ્રાયેં જ સર્વ કોણે વિહાર કરવો।

૨—ગીતાર્થને પૂછ્યા વિનાં કોસિ પ્રરૂપણા ન કરવી।

૩—યથાશક્તિ નિત્ય ભણવાનો, ભણાવવાનો, લિખવાનો, લિખાવવાનો, અર્થ ધારવાનો કહેવાનો ઉદ્યમ કરવો. જ્ઞાનાચારમાં છતિ શક્તિ ગોપવવી નહિ।

૪—જોગ વહ્યા વિના કોય સૂત્ર સિદ્ધાંત ન વાંચવો।

૫—તથા દિન પ્રત્યે મુખગેં ભાંગે ૨૫૦૦ ગણવી જોઈઈ, જઘન્ય પદેં ઉષ્ણકાલેં ૩૦૦, વર્ષાકાલે ૫૦૦, શીતકાલે ૮૦૦ ગણવું।

૬—તથા દિન પ્રતિં છતિ શક્તિઈ જોગવાઈઈ દેહરેં દેવ જુહારવા।

૭—તથા દિન પ્રતેં થોઈ ૮ ત્રિકાલ દેવ વાંદવા, જઘન્ય પદે ૧ વાર।

૮—તથા વહોરવા જતાં તથા ઠંડીલે જતાં વાટેં સર્વથા કુણેં ન બોલવુ, કદાપિ બોલવાનું કારણ હોય તો એક પાસા ઉભા રહીને બોલવું।

૯—તથા પ્રતિદિન યથાપર્યાઇ મુનિને વાંદવા।

૧૦—તથા વસ્તિ મધ્યે અણપુંજ્યું ન હાંડવું।

૧૧—તથા ઉઘાડે મુખેં બોલવુ નહિં તથા ક્રિયા કરતાં ને આહાર કરતાં બોલવું નહીં।

૧૨—તથા વાણિયા ને બ્રાહ્મણનેં ઘરે આહાર લેવો, પણ જિહાં દુગંછા ઉપજે તિહાં સર્વથા ન જવું ને આહાર પણ ન લેવો।

૧૩—તથા એકલા ગોચરી ન કરવી, સર્વથા કાર્ય વિના।

૧૪—તથા બીજા પાણીને લાભે કુંડાનો ધોવણ જરવાણી ન વહોરવુ।

૧૫—તથા એષણાશુદ્ધિ યથાશક્તિ કરવી તિહાં અસમંજસપણું ન કરવું।

૧૬—તથા સિકી ઉપધિ પ્રમુખ પુંજી પડીલેહી લેવા મુકવાં, ઉપગરણ પાત્રાં ઉભય ટંક પડિલેહવાં।

૧૭—વર્ષાકાલે વસતી ત્રિણ વાર પૂજવી, કંબલ મુકવી।

૧૮—અવિધિઈ વહેરી આહાર પરઠવાય તો બીજે દિને આંબિલ કીજેં, ઘણી અજયણાવાલિ વસ્તુ પરઠવાય તો (૧૧) ઇગ્યાર દિન લગેં ૧૮ ગોચરી પડિકમવી।

૧૯—તથા તળીયા ઉપરાંત પગ કુણે ન ધોવા !

૨૦—તથા વર્ષ પ્રતેં (૨) બે વેણી જયણાઈ કરવી, પારવિનાં અકાલોપધિ ધોવાને કારણેં કલ્પ સંખ્યાઈ નીવી ૨, ચોલપટ્ટે નીવી ૧।

૨૧—જે વાતેં દાનાદિકનો નિષેધ પરને થાઇ, પરને અપ્રીતિ ઉપજે, નામ લેઈ પરની નિંદા થાઇ, તે વચન સર્વથા ન બોલવું ।

૨૨—તથા વડાને દેખાડ્યા વિનાં આહાર ન લેવો ।

૨૩—તથા સજ્જાતર પૂછીને વહોરવાને કાજે જાવું ।

૨૪—તથા એકલી સ્ત્રી સાથે આલાપ ન કરવો ।

૨૫—તથા વસ્ત્ર પાત્ર આઘે પાછે ન બાંધી મુકવો, વાટે સુખે નીરવહેં, બે ટંક પડિલેહણાએ પલિમંથન થાયે તેજ રાખવું ।

૨૬—તથા જાત્રાદિકની કોઇ સાધુ આજ્ઞી (જે) સારૂં ઉપગરણ મુકી જાય તો માસ ૨ મધ્યે ચિંતા કરવી, પછે ચિંતા ન થાઇ જેસારૂપ (?) ।

૨૭—તથા ગ્રહસ્થને ઘેર પુસ્તક સીવીને ન મુકવું, જ્ઞાનાદિકની વૃદ્ધિને અર્થે રાખવું પણિ મુર્છાઇ ન રાખવું ।

૨૮—તથા કારણ વિના માટીનું ભાજન ન રાખવું ।

૨૯—તથા દિવસમાં ૨ ઘડી પહેલી, બે ઘડી પાછલી આહારપાણી આણીને સાચવવી, વિશેષ કારણેં પાણી સૂર્ય ઉદિત અસ્તવેલા જોવી ।

૩૦—તથા અટવ્યાદિકના કારણ વિનાં મારગાતીત કાલાતીત વારિ વિના ન રાખવું ।

૩૧—તથા વધતુ ખરડયું સાદિઉં કુંણે કોઇને ન દેવું, ગુરવાદિક કારણેં આવે તો મોકલું ।

૩૨—તથા અનાચરણ વસ્તુ ન વહોરવી-શિતકાલ વિનાં ખજુર ઘલેલાં દ્રાખ, આઠા બેઠા પછી રાતી થાંક કારણ વિનાં અણુ જોઇ ન વહોરવી અને ઘસઆરીનાં સેલડી સર્વથા ન વોહરવી ।

૩૩—તથા દિન પ્રતે છતી શક્તિં મારગાદિકના કારણ વિનાં એકાસણાદિ તપ સાચવવાં ।

૩૪—તથા માસ મધ્યે અધિક સામર્થે ઉપવાસ પહોંચાડવા, પાંચ પરવી વીગઇ ન લેવી, કારણ વિના ।

૩૫—તથા નીવી મધ્યે તિથિ નીવી આતરે લેવા ઉપરાંત નહીં ।

૩૬—તથા દિન પ્રત્યે કોઇ અભિગ્રહ રાખવો ।

૩૭—તથા કાલ સંઝાઇ આંબિલનો તપ કરવો ।

૩૮—ચોમાસી સંવત્સરીના છઠ્ઠ અઠ્ઠમ યથાશક્તિંઇ કરવા ।

૩૯—દિન પ્રત્યે છતિ શક્તિંઇ કાઉસગ્ગ લોગસ્સ ૧૫ તથા ૨૦નો કરવો ।

૪૦—યથાપર્યાયે બાલ ગિલાનાદિકનું વૈયાવચ્ચ કરવું, છતિ શક્તિ ગોપવવી નહીં ।

૪૧—તથા દશ વિધ સમાચારી વિશેષે પાલવી ।

૪૨—તથા માસ કાલાદિક નિયમ સાચવવા ।

૪૩—તથા ગીતારથના કહ્યા વિના કોઇએ પોતાની ઇચ્છાઇ એકલો વિહાર ન કરવો, નેં જે વિહાર કરે તેસ્યું આહાર વિવહાર ન કરવો ।

૪૪—તથા તપગછની સમાચારિ ઉપરાંત પંચાંગી પરી, તથા વીતરાગની પૂજા

પ્રતિમા ઉપરે જેહને અવિશ્વાસ જાણીઈ જેહની પોટી પરૂપણા હોઈ તેહસ્યું સર્વથા વિવહાર ન કરવો ।

૪૫—તથા એ બોલ ઉપરાંત સઘલા જે ન પાલે તેહને પાયછિત દેવું, સર્વથા નિષ્ઠક હોય તો તેસ્યૂં વિહરાર ન કરવો, એ બોલ સર્વમાં ક્ષેત્રાદિક કારણ જાણી વિશેષ ગીતાર્થની સંમીતિ.છ વારે જે જયણા પરવે ત્રી તે વારીને સર્વજ્ઞાઓક્ત ઉત્સર્ગ અપવાદ રીતિં પ્રમાણ કરવી, પણ તે આજ્ઞા વિના કુંણે કોની મુંઠે લેઇને નવી કલ્પના ન કરવી, એ બોલ સર્વ સહુ કોઇ સંવેગીઈ સદ્દહવા, પાલવા ।

॥ ઇતિ સુવિહિતસાધુમર્યાદાપટ્ટકઃ સંપૂર્ણ । સં. ૧૯૨૫ના આશ્વિન શુદિ ૮ દસકત મોદી જોઈતાદાસ મનોહરદાસ । મુનિ અમરવિજયજીનાં પાનાં પ્રમાણે ઉતાર્યું છે ઉંઝા મધ્યે ॥

તપગચ્છમાં નીચે મુજબ મર્યાદાપટ્ટકો મળે છે.

૧—ગચ્છાચાર પયન્નો

૨—આ. શ્રી વિજયદાનસૂરિકૃત ૧૧ બોલ (પટ્ટાવલી)

૩—આ. સોમસુંદરસૂરિકૃત સંવિજ્ઞ સાધુ યોગ્ય નિયમ કુલક ગા—૪૭

૪—આ. મુનિસુંદરસૂરિકૃત અધ્યાત્મકલ્પદ્રુમ

૫—આ. આનન્દવિમલસૂરિકૃત સાધુમર્યાદાપટ્ટક (જૈન સત્ય પ્રકાશ, ક્રમાંક ૧૫),

૬—આ. વિજયદાનસૂરિકૃત સાત બોલ

૭–૮—જગદ્‌ગુરુ આ. શ્રી વિજયહીરસૂરિકૃત સાધુમર્યાદાપટ્ટક (જૈન સત્ય પ્રકાશ, ક્રમાંક ૧૪) બારબોલ (ક્રમાંક ૧૪)

૯—આ. શ્રી વિજયસિંહસૂરિકૃત સંવેગીસાધુમર્યાદાપટ્ટક (જૈન સત્ય પ્રકાશ )

૧૦—ભટ્ટારક શ્રીક્ષમાસૂરિપ્રસાદીકૃત યતિમર્યાદાપટ્ટક ( જૈન સત્ય પ્રકાશ, ક્રમાંક ૧૮)



# 'બાર ભાવનાનું સાહિત્ય' લેખમાં સુધારો

ગયા અંકમાં—ક્રમાંક ૧૪૮માં—પ્રો. હીરાલાલ ર. કાપડિયાનો 'બાર ભાવનાનું સાહિત્ય' નામનો જે લેખ છપાયો છે તેમાં નીચે મુજબ સુધારો કરવો.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦૬ | ૩ | ૭૭ | ૭૦ |
| ૧૧૧ | ૧૭ | ૧૯૯૪ | ૧૯૬૬ |

પૃ. ૧૧૧ની ૧૭મી લીંટી પછી નીચેની એક પંક્તિ ઉમેરવી—"શાંતસુધારસનો અનુવાદ, ગુજરાતી, મો. ગિ. કાપડીઆ, વિ. સં. ૧૯૯૪"

टाईटलना बीजा पानाथी चालु ]

मिलता है। अतः इनका समय भी सं. १६१० के लगभग निश्चित है। 'जैन गुर्जर कविओ' भाग १–३ में भी उल्लेख है ही।

४ जैन गुर्जर कविओ भा. ३ से आपने २ रचनाओंका निर्देश किया है, पर उसी भागके पृ. ९७४, १२४८ में दो अन्य मौलिक रचनाओंका और उल्लेख है। भलीभांति अन्वेषण नहीं करनेके कारण उनको आपने छोड दिया है। उनमें पहली राजस्थानी और दूसरी हिन्दी भाषाकी है। दोनोंके रचयिता खरतर गच्छीय प्रसिद्ध विद्वान हैं। उन दोनोंका परिचय नीचे दिया जाता है —

(१) भावनासंधि–'जैन गुर्जर कविओ' भा. १, पृ.४९३ में भी इसका विवरण दिया गया है। खरतर गच्छीय प्रमोदमाणिक्य शिष्य उ. जयसोमने इसकी रचना की है। अपने समय में यह बहुत प्रसिद्ध रही है। हमारे संग्रहमें भी इसकी १०–१२ प्रतियां होंगी। अन्यत्र पचासों प्रतियें हमारे अवलोकनमें आई हैं। कई वर्ष पूर्व प्रकाशित एक ग्रन्थमें यह छप भी चुकी है। सं. १६४६ में बीकानेरमें श्रीजिनचन्द्रसूरिजीके समय इसकी रचना हुई है। 'जैन गुर्जर कविओ' भा.१में सं.१६७६ दिया था, पर प्रशस्तिमें जिनचन्द्रसूरिजीके राज्यका स्पष्ट निर्देश होनेसे भा.३ में हमने संशोधन करवा दिया है। इसकी पद्यसंख्या ७३ और भाषा राजस्थानी है।

(२) उ. लक्ष्मीवल्लभके 'भावनाविलास' की प्रति हमारे संग्रहमें है। ५२ हिन्दी पद्योमें सं. १७२७ पोष वदि १० को इसकी रचना हुई है।

## लेखो माटे आमन्त्रण

सिल्हट ( आसाम ) थी भाई अगरचंदजी नाहटा लखी जणावे छे के—

मथुराना व्रज साहित्य मंडल तरफथी श्री कन्हैयालाल पोद्दारना सन्मान माटे 'पोद्दार अभिनन्दन ग्रन्थ' प्रकाशित करवानी योजना करी छे। एना राजस्थान विभागना सम्पादकोमां मारु पण नाम छे। जैन मुनिवरो तेमज विद्वानोने विनती छे के राजस्थानमां जैन धर्म, राजस्थानी जैन साहित्य, राजस्थानना कलापूर्ण जैन मंदिरो तेमज राजस्थानी भाषा, साहित्य, इतिहास, पुरातत्त्व, कला अने संस्कृति वगेरे विषयना लेखो अथवा तो मथुरा अने व्रजमंडलना जैन सम्बन्ध विषयक लेखो नीचेना ठेकाणे मोकलीने आभारी करे–

श्रीयुत नरोत्तमदासजी स्वामी M. A., c/o डुंगर कोलेज, बीकानेर

नवी मदद

२५) पू. पं. म. श्री. रामविजयजीना सदुपदेशथी तपगच्छ जैन संघ, सान्ताक्रुझ

२५) पू. मु. म. श्री सुबुद्धिविजयजीना सदुपदेशथी श्री आत्म-कमल ज्ञानमंदिर, दादर

१५) पू. पं. म. श्री. कीर्तिविजयजीना सदुपदेशथी शेठ[illegible]नी पेढी, पालीताणा.

# દરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

### (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી
સમૃદ્ધ અંક : મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ)

### (૨) દીપોત્સવી અંક

ભગવાન મહાવીરસ્વામી પછીનાં ૧૦૦૦ વર્ષ પછીનાં સાતસો વર્ષના જૈન
ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક: મૂલ્ય સવા રૂપિયો.

### (૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ–વિશેષાંક

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી
સમૃદ્ધ ૨૪૦ પાનાંનો દળદાર સચિત્ર અંક: મૂલ્ય દોઢ રૂપિયો.

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩–જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના
જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ચાર આના

[૨] ક્રમાંક ૪૫–ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી
અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના

## કાચી તથા પાકી ફાઇલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, પાંચમા, આઠમા, દસમા,
અગિયારમા તથા બારમા વર્ષની કાચી તથા પાકી ફાઇલો તૈયાર છે.
મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા.

—લખો—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

મુદ્રક:–મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ,
પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશક:–ચીમનલાલ ગોકળદાસ શાહ.
શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.




વર્ષ ૧૩ : અંક ૬ ] અમદાવાદ : ૧૫-૩-૪૮ [ ક્રમાંક ૧૫૦




## વિષય-દર્શન



લવાજમ-વાર્ષિક બે રૂપિયા : આ અંકનું મૂલ્ય-ત્રણ આના

# જૈનધર્મનું સામાન્ય જ્ઞાન

( લે. શ્રી મોહનલાલ દીપચંદ ચોકસી )

લગભગ જૈનોની વસ્તીવાળાં એક કરતાં વધુ અને ઘણુંખરાં નાનાં ગામોમાં પણ ધાર્મિક જ્ઞાન આપતી પાઠશાળા ચાલતી હોય છે. અભ્યાસ કરાવવાની પદ્ધતિ ત્યાં એકધારી નથી હોતી, છતાં ઘણુંખરે સ્થળે એ તો જોવામાં આવેલ છે કે અભ્યાસક્રમમાં સામાયિક સૂત્ર, બે પ્રતિક્રમણ, પંચ પ્રતિક્રમણ અને પછી પ્રકરણો તથા કર્મગ્રંથ; પ્રકરણોમાં જીવવિચાર, નવતત્ત્વ, દંડક અને લઘુ સંઘયણીની મુખ્યતા હોય છે. આ બધો અભ્યાસ અર્થ સહિત કરાવવામાં આવતો હોય એવાં સ્થાનો બહુ ઓછાં છે. ઘણું ખરું તો મૂળ સૂત્રની ગોખણપટ્ટી જ વધુ દૃષ્ટિગોચર થાય છે. વ્યાવહારિક શિક્ષણ આપતી સંસ્થાઓ માફક અહીં ભણનાર માટે એકધારી પાઠની પદ્ધતિ નથી હોતી, કારણ કે સમય ઓછો હોય છે અને હાજરી અનિયમિત હોય છે.

હવે તો કોઈ એ વાત સ્વીકારે છે કે અભ્યાસ અર્થ સહિત કરાવવો જરૂરી છે, છતાં એને અમલી બનાવવામાં કેટલીક મુશ્કેલીઓ અને અગવડો છે કે એનો ઉકેલ આણી શકાયો નથી. એકધારાં પાઠ્યપુસ્તકો માટે પણ વિચારણાઓ ચાલે છે, છતાં કોઈ નિશ્ચિત કાર્યક્રમ હાથ ધરાયો નથી. ઊગતી પ્રજામાં ધાર્મિક જ્ઞાન મુદ્દાસરનું હોય એ માટે બે મત નથી, પણ એ આપવાના માર્ગોમાં મુંડે મુંડે જુદી મતિ જેવું છે.

પંચ પ્રતિક્રમણ અર્થ સહિત શીખાય તો પડિક્કમણ વિધિમાં અપૂર્વ આનંદ આવે છે. છતાં એ અર્થ માટે જે જાતનો વિદ્યાર્થીગણ જોઈએ તે હોતો નથી. બહુ નાની વયનાં બાળકોને એમાંના સૂત્રોનો ભાવ સમજવો મુશ્કેલ પડે તેવો પણ છે. જીવવિચાર અને નવતત્ત્વ અર્થ સહિત શીખાય છે અને એ રીત આવશ્યક છે, કેમકે જૈન દર્શનમાં પ્રવેશવા સારુ એ કૂંચી સમાન છે. પણ એ શીખ્યા પછી આગળ અધ્યયન ચાલુ નથી રહેતું તો મેળવેલ જ્ઞાન ભૂલી જતાં વિલંબ નથી થતો. આ જ્ઞાન આપતી સંસ્થાઓની પરીક્ષા ત્રણ રીતે લેવાતી જોવાય છે.

૧ જૈન શ્વે. કોન્ફરન્સના સ્થાપિત એજ્યુકેશન બોર્ડ મારફતે એક સરખા પ્રશ્નપત્રો દ્વારા નિયત કરાયેલ ધોરણવાર

૨. રાજનગર ધાર્મિક પરીક્ષા લેતા બોર્ડ તરફથી, ઘણુંખરું એજ્યુકેશન બોર્ડની પદ્ધતિએ, પણ માત્ર અમદાવાદમાં જ

૩. મહેસાણા જૈન શ્રેયસ્કર મંડળ મારફત જુદાં જુદાં સ્થાનોમાં મોકલાતા પરીક્ષકો દ્વારા, ઘણુંખરું મૌખિક પ્રશ્નોથી.

ઉપરની રીતો વચ્ચેથી પસાર થનાર વિદ્યાર્થીગણ એક દૃષ્ટિએ જોઈએ તો ઠીક ઠીક પ્રમાણમાં ધાર્મિક જ્ઞાન મેળવી રહેલ જણાય; પણ કેટલીક વાર જૈનધર્મ સંબંધી સામાન્ય જ્ઞાનથી પણ વંચિત હોય છે. કેટલીક પ્રસંગમાં ભણ્યા પણ ગણ્યા નહીં જેવી દશા જોવાય છે. એ સ્થિતિ સુધરે તે માટે અહીં કંઈક પ્રયાસ હાથ ધર્યો છે.

૧. દરેક જૈનધર્મી વિદ્યાર્થીએ જાણવું જોઈએ કે પોતે શ્રી જિન ભગવંતનો અનુયાયી છે.

[ અનુસંધાન ટાઈટલ પાના ત્રીજા ઉપર.

॥ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष १३ | વિક્રમ સં. ૨૦૦૪ : વીરનિ. સં. ૨૪૭૪ : ઈ. સ. ૧૯૪૮ | क्रमांक |
| अंक ६ | ફાગણ શુદિ ૫ : સોમવાર : ૧૫મી માર્ચ | १५० |


## ॥ प्रत्याख्यानकुलकम् ॥

संपादकः–पू. मुनिमहाराज श्री रमणिकविजयजी

काऊण नमुक्कारं, सिद्धाणं अट्ठकम्ममुक्काणं ।
भविअजणबोहणत्थं, पगरणमिणमो निसामेह ॥ १ ॥
राईभोअणविरई, दुविहं तिविहेण चउविहेणावि ।
नवकारसहिअमाई, पच्चक्खाणं त्रिहेऊणं ॥ २ ॥
दिवसस्स जो मुहुत्तं, वज्जेज्जा चउव्विहं पि आहारं ।
अवसेसं भुंजंतो, मासेण चउत्थयं होइ ॥ ३ ॥
सो तस्स फलगुणेणं, कंचण–मणि–रयणभूसिअसरीरो ।
दसवाससहस्साइं, दिव्वं देवत्तणं लहइ ॥ ४ ॥
अह पुण जिणवयणं सुणेइ, सद्दहमाणो करेइ तं चेव ।
सो पलिओवमकोडी, निरुवसग्गे वसइ सग्गे ॥ ५ ॥
न य पणमइ सो पुरिसो, रायाणं देवयं च अरिहमणो ।
तिहुअणनमिअं जो नमइ, पच्चक्खइ जो नमुक्कारं ॥ ६ ॥
भवसयकोडीदुलहं, जर–मरणठिएण जं जिणक्खाणं ।
आराहइ अ अविग्घं, पच्चक्खइ जो नमुक्कारं ॥ ७ ॥
पोरसि छट्ठ चउत्थे (?) काउं कम्मं खवंति जं मुणिणो ।
तं न हु नारयजीवा, वाससयसहस्सकोडीहिं ॥ ८ ॥
अंगुट्ठ–मुट्ठिपमुहं, निच्चं पालेइ तह इमं सम्मं ।
तस्स गुणनियररंजिअ, जाया परिणयणकज्जेण ॥ ९ ॥
भणइ तेण वरेणं, निव्वुइकंता करेइ संकेअं ।
संकेअपच्चक्खाणं, वयंति एअं समासेणं ॥ १० ॥

जे निच्चमप्पमत्ता, गंठिं बंधंति गंठिसहिअस्स ।
सग्गापवग्गसुक्खं, तेहिं निबद्धं सगंठम्मि ॥ ११ ॥

भणिऊण नमुक्कारं, निच्चं विम्हरणवज्जिअं धन्ना ।
पालंति गंठिसहिअं गंठिं सह कम्मगंठीहिं ॥ १२ ॥

मंसासी मज्जरओ, एकेण वि चेव गंठिसहिएणं ।
सो वि इह तंतुवाओ, सुसाहुवाया सुरो जाओ ॥ १३ ॥

इअ चिंतिअ सुअब्भासं, अब्भासं सिवपुरस्स जइ महसि ।
अणसणसरिसं पुन्नं, वयंति एअस्स समयन्नू ॥ १४ ॥

अट्ठविहकम्मगंठी, भवसयबद्धा थिरीकया बहुसो ।
भिंदइ सो अचिरेणं, पच्चक्खइ जो इमं गंठिं ॥ १५ ॥

माणिक मुत्ति अ मरगय, वइरं च – – – करयले बद्धं ।
अवहरिऊण न सक्का, गंठीए फलं सुमुद्दाए ॥ १६ ॥

जो पोरिसिं च पुरिसो, पच्चक्खइ सव्वकालमज्झत्थो ।
अरिहंत-चक्कवट्टी-बल्देवाणं च वासुदेवाणं ।
एएसिं पि कुलेसु, उप्पज्जइ सो सयं पुन्नो ॥ १८ ॥

पुरिमड्ढं पच्चक्खइ, रूवसिणी महिलिआ व पुरिसो वा ।
सो अवरम्मि भवम्मि अ, देवत्तणमुत्तमं लहइ ॥ १९ ॥

तत्तो वि चुओ संतो, उवज्जइ घाइकम्मकम्माइं ।
मणुअभवम्मि अ पावइ, रयणनिहिं बहुविहं पुरिसो ॥ २० ॥

एगट्ठाणम्मि ठिओ, बहुविहरयणाण सामिओ होइ ।
देवत्तणम्मि इंदो, मणुअभवे होइ महयारी ॥ २१ ॥

अपरमिअं सो पावइ, सारीरबलं मणुअलोगम्मि ।
एगासणगस्स फलं, जिणवरवीरेण निद्दिट्ठं ॥ २२ ॥

तेएण अहिअतेऊ, न वि सक्को जोअणं व्व जोएउं ।
उत्तत्तकणयवन्नो, आयंबिल कारओ पुरिसो ॥ २३ ॥

जो उववासं पुरिसो, भवसं कारेइ जिणवरमएणं ।
बप्पुत्तिबुद्धिधुणिअं, सो निहणइ पुराणयं कम्मं ॥ २४ ॥

अट्ठविहंपि अ गंठी, बारसमेयण तवविहाणेणं ।
छिज्जइ निखिलं जम्हा, तम्हा उवावासमिच्छंति ॥ २५ ॥

॥ इति प्रत्याख्यानकुलकम् ॥

આ પ્રત્યાખ્યાનકુલક વડોદરામાંના શાંતમૂર્તિ શ્રી હંસવિજયજી મહારાજના ભંડારની પ્રાચીન પ્રતિ ઉપરથી ઉતારીને અહીં આપ્યું છે.

# શ્રી સમેતશિખર તીર્થનાં ઢાળિયાં

[ શ્રી હરકોર શેઠાણી ને શેઠ ઉમાભાઇએ કાઢેલ સંઘનું વર્ણન ]

પ્રેષકઃ—શેઠ પનાલાલ ઉમાભાઇ

સંપાદકઃ—પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયપદ્મસૂરિજી

[ રાજનગર-અમદાવાદના જૈનોના ગૌરવભર્યા ઇતિહાસને માટે ઉપયોગી એવી આ આખી કૃતિ અહીં આપવામાં આવી છે. —તંત્રી ]

દુહા

શ્રી સંખેશ્વર પાય નમી, નમી પદ્માવતી માય;
સંઘતણા ગુણ ગાવતાં, હેડે હરખ ન માય. ૧
ઉપગારી મારા ગુરૂ, વીરવિજય પંન્યાસ;
તેહ તણા સુપસાયથી, રચના કરૂં હું દાસ. ૨
ક્ષણ ક્ષણ ગુરૂ મુજ સાંભરે, તન મન ધન થઇ રંગ;
એક ચિત્તે થઇ સાંભળો, કોઇ ન કરશો ભંગ. ૩
મોહ તિમિર ભેદન ભણી, ગુરૂ દીપક સમ ધાર;
ભવ જળધી પડતા થકા, મ્હોટો ગુરૂ આધાર. ૪
શ્રુતવિદ્યાદાયક ગુરૂ, પચ્ચુવગાર ન થાય;
કોડાકોડી ભવે કરી, કરીએ વિવિધ ઉપાય ૫
મેં તો બાળક્રીડા કરી, હાંસી ન કરશો કોય;
ભૂલ પડે તો શોધજો, સમકિત નિરમળ હોય. ૬
નામ સખાવત જેહનું, હીંમતમાં સિરદાર;
લક્ષ્મીનો લાહવો લીએ, ધન ખરચે એક ધાર. ૭

ઢાળ પહેલી.( ઊઠી પ્રભાતે પ્રભુ નમીએ—એ દેશી )

સમેતશિખર ભવી તુમે સેવો, ત્રિભુવન તીરથ નહિ એવો;
મનુષ્ય જનમનો એ મેવો, —સમેત૦ ૧
મોક્ષ ગયા પ્રભુ એણે ઠામ, જપીએ તેહ તણા નામ;
થાએ મનવંછિત કામ, —સમેત૦ ૨
સુર નંદન વન વીસરામ, મધુવન મંદિર છે ધામ;
શિવવહુ મેલણ આરામ, —સમેત૦ ૩
જંબૂદ્વીપ દાહિણ ભરતે, પૂરવ દેશે અનુસરતે;
સમેતશિખર તીરથ વરતે, —સમેત૦ ૪
અજીતાદિક દસ સીવ જાવે, વિમળાદિક નવ શિવ પાવે;
પાસ પ્રભુ એમ વીસ થાવે, —સમેત ૫
રાજનગર ગુજ્જર દેશે, શ્રાવક લોક ભલા વેશે;
કુમતિ ભાગ્યા છુટા કેશે, —સમેત૦ ૬

ખુશાલ નાહાલ કુલે બેઠો, ગંભીર સાહેરનો પેટો;
કેશરીસિંહ તણો બેટો, —સમેત૦ ૭
વડ ઓશવાળ કુલે આયો, સુરજબાઇ તણો જાયો;
હઠીસિંહ કેસરી ગવરાયો, —સમેત૦ ૮
તેની ઉભય છે નાર, તેહમાં હરકોર ગુણભંડાર;
જગમાં કીર્તિ વિસ્તાર, —સમેત૦ ૯
ઉમાભાઈ સોવનમય કાયા, સગી બહેન તણા જાયા;
તપ કરી પરભવથી આયા, —સમેત૦ ૧૦
શેઠની અનુમતિને નિરખી, ખોળે લીધા છે મન હરખી;
સંતોષ સમતા ગુણ પરખી, —સમેત૦ ૧૧
આદીએ શોભે ઉમાભાઈ, ઇન્દ્ર જયંતસું ઠુકરાઇ;
પૂરણ પુન્યે સુકમાઇ, —સમેત૦ ૧૨
સમેતશિખર ભેટણ કાજે, મહારાણી વીકટોરીઆ રાજે;
જિનશાસન ઉન્નત છાજે, —સમેત૦ ૧૩
દાન પુણ્યે છે વડભાગી, વિજયની સુરત એ જાગી;
અલ્પ ભવના સોભાગી, —સમેત૦ ૧૪
ગુરૂ વીરજી દેશના દેતા, સમેતશિખરના ગુણ કહેતા;
મુખ થકી અમરીત ઝરતા, —સમેત૦ ૧૫
દેશના સુણી થયા છે રાગી, કુમતિ દૂર ગઇ ભાગી;
સમકીતની લેશ્યા જાગી, —સમેત૦ ૧૬
કરવી જાત્રા શિખર તણી, શેઠાણી મન હોંશ ઘણી;
સદ્દગુરૂનાં વચનો સુણી, —સમેત૦ ૧૭
સંસાર માંહે ઘણા રાતા, ખાએ પીએ ફીરે મદમાતા;
પરભવ પામે અશાતા, —સમેત૦ ૧૮
દેવ ગુરૂને નિત નમતા, ધન ખરચી જાત્રા કરતા;
ધન ધન તે નરની માતા, —સમેત૦ ૧૯
વીરતણું શાસન પામી, ખાવો પીઓ ન કરો ખામી;
થાશો શિવ વહુના નામી, —સમેત૦ ૨૦
હરખમાં વરસ ઘણા વીતાં, શેઠાણી ઉમાભાઈને કહેતાં;
જોશી શિવશંકરને તેડતા, —સમેત૦ ૨૧
માણેકચંદ મોતીચંદ ગુણવાન, શેઠજી આગે પરધાન;
હુકમ ચાલે પામે બહુ માન, —સમેત૦ ૨૨

તેહથી શેઠાણી એમને કહેતા, તે પણ હુકમ સીરે ધરતા;
રજા માગી પૂછેથી ભલતા, —સમેત૦ ૨૩
ઓગણીસ વીસાને વરસે, કારતક વદ બીજને દિવસે;
મહુરત લીધું મન વિકસે, —સમેત૦ ૨૪
કંકોતરી લખી દેશો દેશે, કલકત્તા વળી જયપુરસે;
સોરઠ કચ્છ મુંબઈ વાસે, —સમેત૦ ૨૫
શુક્રવારે મહુરત લીધા, બાહેર જઈ ડેરા કીધા;
વીરવચન પસાએ સીધા, —સમેત૦ ૨૬

ઢાળ બીજી (સાંભળ રે તું સજની મોરી, રજની કયાં રમી આવીજી રે—એ દેશી.)

હિત શિખામણ ઉમાભાઇને, શેઠાણી એણી પેરે બોલે જીરે;
મધુર વયણે સહુસુ બોલે, જાણે અમીયને તોલે. તો જસ લહીએ જીરે. ૧
આવ્યા ગયા ને આદર દીજે, લીજે તાસ સલામો જીરે;
સભા મારગ મુનિવર દેખી, ઊઠી કીજે પરણામો —તો જસ૦ ૨
સાધરમીક ને સગાંવહાલાં, સાથે ભોજન કીજે જીરે;
સંઘ ભગતી પરભાતે ઉઠી, ગુરૂ મુખ ધર્મ સુણીજે —તો જસ૦ ૩
જિનવર પૂજા ને નિત ઓચ્છવ, કરજો નવ નવ ભાતે જીરે;
સંઘ તણી ઠકુરાઇ વિલસો, ભોજન ન કરો રાતે —તો જસ૦ ૪
મોકળે હાથે ધન વાવરજો, સંઘ સકળ સાચવજો જીરે;
પૂરવ સંઘ સંભારી ચિત્તમાં, અમાની મન કરજો —તો જસ૦ ૫
એ શિખામણ હૃદય ધરીને, સંઘનું તિલક કરાવે જીરે,
શાન્તિનાથ પ્રભુ ધર્મ જીનેશ્વર, રથમાંહે પધરાવે —તો જસ૦ ૬
શેઠાણી ઉમાભાઈ બે કર જોડી, પ્રભુને શીશ નમાવે જીરે;
પ્રભુ ગુણ સ્તુતિ અદ્‌ભુત કરીને, રોમ રોમ વિકસાવે —તો જસ૦ ૭
પરધાન વહુ રથ પૂંઠે ચાલે, રામણ દીવો કર શોભે જીરે;
આભુષણ જરી સાડી ધરીને, નરનારી જોઈ થોભે —તો જસ૦ ૮
શેઠાણીજી ધુરે ચાલે, પાછળ શોભે નારી જીરે;
પ્રભુ ગુણ ગાતી (જાણે) અમરી ભમરી, રાસ રમે લટકાળી—તો જસ૦ ૯
હવે વરઘોડાની સામગ્રી, ત્રીજી ઢાલે કહીશું જી રે;
શ્રીશુભવીર પસાએ સેવક, આણા મસ્તક વહીશું—તો જસ૦ ૧૦

ઢાળ ત્રીજી ( રંગ રસીલા સાંભળો રે એ—દેશી)

રંગ રસીલા સાંભળો રે, વરઘોડાનો ઠાઠ સલુણા;
કનક રજત ધાતુ મળી રે, રથ ઘડીઓ બહુ ઘાટ. સલુણા. રંગ૦ ૧

પુતળીઓ નાટક કરે રે, જોતાં અનિમેષ દેવ, સલુણા;
બે બાજુ ચામર ઢળે રે, ભકિત કરે ઘણી સેવ. સલુણા—રંગ૦ ૨

રથ સારથી પ્રભુના થયા રે, મહાસુખભાઈ મહાભાગ, સલુણા;
જાણે મોહને કાઢીઓ રે, હંસ વનેથી કાગ. સલુણા—રંગ૦ ૩
સાબેલા શણગારીઆ રે, જાણે દેવકુમાર, સલુણા;
કેઈ હસ્તી શિરે ચઢયા રે, કેઈ તુરંગ ખુખાર. સલુણા—રંગ૦ ૪
વાજા વાગે વિલાતનાં રે, સરણાઇઓ ટહુકાર, સલુણા;
ભેરી ભુંગળ બાજે ઘણાં રે, તાંસાં ઢોળી સાર. સલુણા—રંગ૦ ૫

સાજન માંહી શોભતાં રે, શેઠ વળી શાહુકાર, સલુણા;
જઇન તણા રાગી ઘણા રે, વરઘોડા મોઝાર સલુણા—રંગ૦ ૬
એમ મહોટે મંડાણસું રે, દેતા અઢળક દાન, સલુણા,
સંઘવી તિલક શોભે ઘણું રે, કરમાં શ્રીફળ પાન. સલુણા—રંગ૦ ૭

વરઘોડો જોવા મળ્યા રે, નર નારીના થોક, સલુણા;
શ્રાવક મનમાં ચિંતવે રે, જન્મ ગમાયો ફોક. સલુણા—રંગ૦ ૮
એ સંઘમાંહી પધારશે રે, ધન ધન તે નરનાર, સલુણા;
ગયો અવસર મળશે નહિ રે, કહેતાં ના આવે પાર. સલુણા—રંગ૦ ૯
સમેતશિખર જે સધાવશે રે, તેહનો ધન અવતાર, સલુણા;
કારણ કારજ નીપજે રે, કહે આગમ ગણધાર. સલુણા—રંગ૦ ૧૦
એમ કરતાં અનુમોદના રે, વરઘોડો આવ્યો પુર બહાર, સલુણા;
દેરા તંબુ કચેરીઓ રે, ચંદનીઓ ઘણી સાર. સલુણા—રંગ૦ ૧૧

પ્રભુજી તણો તંબુ શોભતો રે, જાણે સ્વર્ગ વિમાન સલુણા;
બનાત સાટણ બેહુ મળી રે, દેખી તજે અભિમાન. સલુણા—રંગ૦ ૧૨
નવ કલશા કંચન તણા રે, રેશમી આલી દોર, સલુણા;
બીલ પલટણ પ્હેરો ફીરે રે, પડતી નગરે ઠોર. સલુણા—રંગ૦ ૧૩

વદ પાંચમ દિન આવિયા રે, અંચેર સંઘ જમાય, સલુણા;
તારાચંદ સોભાગનો રે, ઉદાર ચિત્તથી થાય. સલુણા—રંગ૦ ૧૪
પાછલી રાતે ચાલીઆ રે, પેથાપુર મુકામ, સલુણા;
સામીવચ્છલ બહુ ભાવસું રે, શ્રાવકનાં બહુ ધામ. સલુણા—રંગ૦ ૧૫

જેચંદશાએ જમાડીઓ રે, પ્રભુ વંદીને સધાય, સલુણા;
બોરૂ ગામે આવિયા રે, ત્રિભોવનના ગુણ ગાય. સલુણા—રંગ૦ ૧૬
લખપતિ મળીઆ સંઘમાં રે, તેહનાં સુણજો નામ, સલુણા;
શેઠ ભગુભાઈ ભાવશું રે, અઢલક ખરચે દામ. સલુણા—રંગ૦ ૧૭

સમતા રસમાં ઝીલતા રે, સમેતશિખર એક ધ્યાન, સલુણા;
પરિવાર સહુ સાથે હીંઓ રે, ક્રોધ નહિ અભિમાન. સલુણા—રંગ ૧૮
સુંદરજી સંઘવી આવીઆ રે મોરબી સુંદર ધામ, સલુણા;
જીવદયા ઘણી પાલતા રે, પર પોતાને ઠામ. સલુણા—રંગ૦ ૧૯
દિન પરતે પૂજા કરે રે અષ્ટપ્રકારી એક ચિત્ત, સલુણા;
પૂજા વિના જમવું નહિ રે, શકિતએ ખરચે વિત્ત, સલુણા.—રંગ૦ ૨૦

ઊમાભાઈ રૂપચંદના રે, મગનભાઈ મનરંગ, સલુણા;
જાણે ઉગ્યો શશી બીજનો રે, વરધવંતા ઊછંગ. સલુણા—રંગ૦ ૨૧
માતા ધીરજ બાઈને રે, જાસુદ છે પ્રધાન, સલુણા;
જેકાર બેન સમતા રસે રે, જ્ઞાન ભણે એક તાન. સલુણા—રંગ૦ ૨૨
મોહનભાઈ રમે રંગસું રે, દેખી આણંદ થાય, સલુણા;
વેળ વધે એમ એ વધે રે, પુણ્યપનોતી જાણે માય સલુણા—રંગ૦ ૨૩

લઘુબંધવ ઉમાભાઈના રે, મગનભાઈ છે સાથ, સલુણા;
તે આવ્યા પરિવારથી રે, ધન ખરચે બેહુ હાથ. સલુણા—રંગ૦ ૨૪
નગરશેઠ હેમાભાઈના રે, ઊજમબહેન સધાય, સલુણા;
શેઠ લલ્લુભાઈ આવતા રે, ચરચા જ્ઞાનની થાય. સલુણા—રંગ૦ ૨૫

વકીલ માણેકચંદ આવતા રે, ભગવાન સુત કાલીદાસ, સલુણા;
વીસનગરથી ભેગા મળ્યા રે, જેઠાભાઈ ગુણરાશ સલુણા.—રંગ૦ ૨૬
કુટંબ સહુ મળી ચાલતા રે સાસુ વહુ ઘણો રાગ, સલુણા;
ખીર નીર સમ પ્રીતડી રે, જાણે ખીલ્યો બાગ. સલુણા.—રંગ૦ ૨૭

જે ઘર જાય દીન કલેશમાં રે, કમળા ઘણી અકળાય, સલુણા;
માટે ઇહાં રહેવું નહી રે; જઈ બેઠી શીતળ છાંય. સલુણા.—રંગ૦ ૨૮
બાપુભાઈ સમતા રસે રે, કુમતિ દુર કરાય, સલુણા;
વીરચંદ ઝવેર આવ્યા રે, તપ કરી કરમ જલાય. સલુણા.—રંગ૦ ૨૯

આગળ ભવિ તુમે સાંભળો રે, નામ રહ્યા જે સાર, સલુણા;
શ્રીયુત વીરના દાસને રે, સેવન ફળે મનોહાર સલુણા—રંગ૦ ૩૦

ઢાળ ચોથી—(વહાલાજીની વાડી અમે જોતા રે—એ દેશી)

ઊમાભાઈ સમેતશિખર ગિરિ જઈએ રે,
વીસ ટુંકની પૂજા કરીએ, ઉમાભાઈ૦ (એ આંકણી)
વદ આઠમે ઠાલલે આવે રે, પ્રભુ પૂજીને આણંદ પાવે રે;
પછે વીસનગર સધાવે, —ઊમા૦ ૧

જેઠાભાઇ સામૈયુ લાવે રે, મહાજન સહુ ભેલા આવે રે;
સંઘ દરિસણ કરવા જાવે, —ઊમા૦ ૨
વીસનગરના સરવે લોક રે, મેઢી માલ ચઢી થોક થોક રે;
વળી બેઠા અગાસી ગોખ, —ઊમા૦ ૩
વરઘોડો ધીમે ધીમે આવે રે, જન દેખીને આણુંદ પાવે રે;
બજારમાં લોક ન માવે રે, —ઊમા૦ ૪
પ્રભુ દરિસન કરીને વળીઆ રે, ભવોભવનાં પાતકિ ટળીયાં રે;
મને અંતરજામી મળીયા, —ઊમા૦ ૫
સંઘ જમણુ કરી દો સધાવે રે, નવગ્રહું લુણુવામા આવે રે;
કરે જમણુ કાલીદાસ ભાવે, —ઊમા૦ ૬
તીહાંથી વડગામ તે આવે રે, ઘાસ દાણાની લ્હાણી થાવે રે;
ઝવેરી ભાઇચંદ અપાવે, —ઊમા૦ ૭
એકાદશીએ પાલણપુર પેઠા રે, પલ્લવીઆ પાસજી ભેટયા રે;
મારા ભવનાં દુઃખડાં મેટાં, —ઊમા૦ ૮
સ્વામીવચ્છલ પાંચ તે થાવે રે, ઝવેરી ભાઇચંદ કરાવે રે;
બધા બેલને ઘાસદાણો દેવરાવે, —ઊમા૦ ૯
મગનભાઇ તે પરણીને આવ્યા રે. વહાયગીરી બહુ લાવ્યા રે;
પછી ભૂતડીએ સધાવ્યા, —ઊમા૦ ૧૦
શેઠ દલસુખશાએ કીધો રે, સ્વામીવચ્છલ કરી લહાવો લીધો રે;
ગુરૂ વચન સુધારસ પીધો, —ઊમા૦ ૧૧
દાંતીવાડે પ્રભુજીને નમતા રે, ક્રોધ માન માયાને વમતા રે;
પોથાવાડે ગયા મન ગમતા, —ઊમા૦ ૧૨
પ્રભુ વંદીને આણુંદ પાવે રે, જીરાવલી ગામ તે આવે રે;
પ્રભુ પાસ તણા ગુણ ગાવે, —ઊમા૦ ૧૩
અણાદરે ડેરા દીધા રે, ચોકી પ્હેરા તે ચોક્કસ કીધા રે;
દેખી તીરથ કારજ સીધા, —ઊમા૦ ૧૪
પ્રભુ દેખી લોચન ઠરીઆં રે, સંસાર સમુદ્રથી તરીઆ રે;
દેલવાડામાં સંચરીઆં, —ઊમા૦ ૧૫
સાત શુદ્ધિ શેઠ કરીને રે, પીતાંબર કસબી ધરીને રે;
સોના રૂપાના કલશા ભરીને, —ઊમા૦ ૧૬
પ્રભુજીને પખાલ તે કરતા રે, કાલ અનાદિનો મલ હરતા રે;
કરી દ્રવ્યપૂજા ભાવમાં ભલતા, —ઊમા૦ ૧૭

ચૈત્યવંદન અપૂરવ બોલે રે, સાંભળતા સુરનર ડોલે રે;
કંઠ નાભિથી બહુ ઘોલે, —ઊમા૦ ૧૮
ગુણસ્તુતિ કરીને આવે રે, સ્વામીવચ્છલ જુક્તે કરાવે રે;
પછે અચલગઢ સધાવે, —ઊમા૦ ૧૯
પ્રતિમા ચૌમુખની ચારે રે, પંચધાતુ બેસી મનોહાર રે;
પ્રભુ તેજ તણો નહિ પાર, —ઊમા૦ ૨૦
મૌન એકાદશી સહુ ભાવે રે, પોસહ કરી ધ્યાન ધરાવે રે;
ટીપ કરવા સંઘ મેળાવે રે; —ઊમા૦ ૨૧
ધરમશાલાએ સરવે આવે રે, મમતા મુકી સરલ સ્વભાવે રે;
મન ઉછરંગથી ભરાવે, —ઊમા૦ ૨૨
સહસ ઓગણીસ રૂપૈયા થાગ્યા રે, એક એકની ધરતા મીઠા રે;
વંદી વલીઆ આબુગઢ રાજા, —ઊમા૦ ૨૩
એમ અનુક્રમે ચાલતા રે, સીરોહીમાં દીહડાં ઠરતાં રે;
ડેરા દેખી કરમ ખરંતા, —ઊમા૦ ૨૪
પાંચ વીસામે રાણકપર આવે રે, પ્રભુ દેખીને આણુંદ પાવે રે;
ડેરા તંબુ કચેરી કરાવે, —ઊમા૦ ૨૫
સ્વામીવચ્છલ ચાર તે કરીઆ રે, માણેકચંદ મોતીચંદ તીહાં ભલીઆ રે;
શુભવીર સેવકને મલીયા, ઊમાબાઇ સમેત શિખરગિરિ જઇએ રે; ઊમા૦ ૨૬

ઢાલ પાંચમી (પ્રભુ પાસનું મુખડુ જોવા—એ દેશી)

હવે રાણકપુર મનોહાર, દહેરા ઉંચા ચોમુખ ચાર;
મૂલ નાયક રીખવજી દેવ, તેહની કરતા નીત નીત સેવ. ૧
પ્રભુ રીખભના દરીસન કરીએ, ભવોભવના પાતિક હરીએ
દરસણથી દરિસણ થાએ, તે આણુંદ જગત ન માએ—એ આંકણી
ઊમાબાઈ સ્નાન કરીને, સોના રૂપાના કલશા ભરીને;
વલી કસ્તુરીમાંહી બરાસ, કેસરમાંહી કરી સુવાસ. ૨
સુગંધી ઉખેવે ધૂપ, પૂજા કરતા સંઘવી ભૂપ;
બહુ ભક્તિએ પૂજ્યા દેવ, દેજો ભવોભવ ચરણની સેવ. ૩
પૂજા ભણાવી લહાવો લીધો, શુભ કારણ કારજ સીધો;
ભોંયરા ચોરાસી ચાર, થંભા ગણતી હોય હજાર. ૪
એ સંઘ તણો થયો ઠાઠ, ગાડી સરવ મલી શત સાઠ;
સંવતણું એક સહસનું માન, લલ્લુ જગચંદ છે પરધાન. ૫
ડાહ્યા જેઠીસંગ કરે કારભાર, અંબાલાલ આવ્યા છે લહાર;
મોટાથી હલહલ લાગી, રતનવિજય તણા ગુણરાગી. ૬

લલ્લુભાઇ નગીનદાસ, વ્રતધારી છે ગુણરાસ;
સમતારસ શ્રાવક મલીઆ, સંસાર થકી તે ગલીઆ. ૭
જીનસાલમાં છે શિવરામ, દેરાસરનું સોંપ્યું છે કામ;
જાત સમરણ અહનીસ ગણતા, સંઘ સાન્નિધ્ય દેવ કરંતા. ૮
હવે શ્રાવિકા ગુણરાગી, બાઇ સૂરજ છે મહાભાગી;
જડાબ ભણી છે દોઆ, પ્રકરણ ભણ્યા છે સોઆ. ૯
કપડવણજના મૂલીબાઇ નામ, મેણા બેહેન ધરમનું ધામ;
સૂત્ર અરથ સાંભલવા રસીયા, ગુરૂ ભગતિ કરવા વસીઆ. ૧૦
હવે સાધુ તણો પરિવાર, સંવેગી છે ગુણના ભાર;
સૌભાગ્યવિજય પંન્યાસ, ઉમેદવિજય છે પાસ. ૧૧
બીજા સાધુ ગુણીજન આવે, શાંતિવિમલ સંઘાતે લાવે;
માણેક મુનિ છે પદચારી, મહાપંચવ્રતના ધારી. ૧૨
એમ સાધુ મલ્યા મનોહાર, સંજમનો વહેતા ભાર;
ગુરૂણીજી મલી છે સોલ, ઝીલે સમતારસ રંગરોલ. ૧૩
હવે શાણકપરથી ચલિયા, સાદરી સ્વામિવચ્છલમાં ભળીયા;
બીજે દિન ઘાણેરા આવે, બાપુભાઈ તે સંઘ જમાવે, ૧૪
વલી (વાલી) નગરના શ્રાવક રાગી, સંઘ ભગતિ કરે વડભાગી;
નવમંદિર અપુરવ શોભે, સુર અસુર તણા મન થોભે ૧૫
નાડલાઇ સિદ્ધાચલ નિરખી, ગિરનાર જોઇ મન હરખી;
સહુ તીરથના સીરદાર, સત્રમાંહે કહ્યો વિસ્તાર. ૧૬
દેરાં તેર તે સ્વર્ગવિમાન, દેખંતા તજે અભિમાન;
તીહાંથી વરકાણાજી વંદી, ભવ અટવીનું બીજ નિકંદી. ૧૭
સંઘ આવે પાલી વિસરામ, કરે નોકારસી ગુરૂ ગામ;
સંઘ ભગતિ ભગુભાઇ કરતા, સંસાર થકી બહુ ડરતા. ૧૮
વલી માણેકચંદ બહુ ભગતે, સ્વામીવચ્છલ કરે બહુ જુગતે;
સંપૂરણ પંચમી ઢાલ, શ્રોતા ઘર મંગલમાલ. ૧૯
સંઘરચના આગળ કહીશું, શુભવીરને ચરણે રહીશું;
ગુરૂ મ્હેર થઇ જબ આજ, સેવકના સીધાં કાજ. ૨૦

ઢાલ છઠ્ઠી—(બારસ દિન બાર નીકલીઆ રે—એ દેશી)

સંઘ પાલીથી સધાવે રે; જઇન ધરમ જગમાં દીપે;
સાત મુકામે અજમેર આવે રે—જઇ૦
દેરા તંબુ તીહાં કરીઆ રે, જઇ૦ અજમેરના શ્રાવક મલીયા રે; જઇ૦ ૧

સામૈયુ કરતા ભાવે રે, જઇ૦ કાંઇ ઉલટ અંગ ન માવે રે; જઇ૦
કેઈ ઘોડે ગજ રથ ચઢીઆ રે, જઇ૦ કુમતિના મદ સવી ગલીઆ રે. જઇ૦ ૨
સાજન મલી સહુ ચાલે રે, જઇ૦ નરનારી જુવે નીહારે; જઇ૦
એમ કરતા જીન ઘર આવે રે, જઇ૦ પ્રભુ દરિસણે દુઃખ શમાવે રે. જઇ૦ ૩
સંઘ દરિસન કરીને ઠરીઆ રે, જઇ૦ પછે સામી વચ્છલમાં ભળીઆ રે; જઇ૦
બહુવિધસુ કરે પકવાન રે, જઇ૦ સંઘભગતી કરે એકતાન રે જઇ૦ ૪
સંઘવી પણ સ્વામીભગતી રે, જઇ૦ કરતા તે પણ બહુ જુગતી રે; જઇ૦
હવે સંઘ સકલ સંચરીઓ રે, શ્રી કશનગઢ આણંદે;
પ્રભુ પાસ જીનેશ્વર પૂજા રે, પાપ સઘલા તેહ નિકંદે. ૫
કીહાંથી ચાલ્યા અનુક્રમે રે, ગામ નગર પુર નીરખંતા,
પામ્યા નરભવ જેમ ધરમે રે, જેપુરમાં જઈ વીસમતા;
સામૈયુ પુરથી આવે રે; કરતા જૈન તણા રાગી,
સહુ સંઘને હરખ ન માવે રે, આભૂષણ ધરે સોભાગી. ૬
જીનવર પ્રતિમા જિન સરખી રે, આગમમાં છે જિનવાણી,
કુમતિની મુશલ બુદ્ધી રે, આપ મતિ વલી અજ્ઞાની;
હવે દેરાસરમાં આવે રે, ચૈત્યવંદન ભાવે કરતા,
શુભ કારણ જોગ મલંતા રે, પુણ્યતણી પોઠી ભરતા. ૭
વીરચંદ વવેર ઓસવાલ રે, સ્વામીવચ્છલ કરતા ભાવે,
વલી સંઘ બીજો શ્રીમાલી રે, કરતા આણંદ બહુ પાવે;
સિદ્ધચક્રના ગુટકા લેતા રે, પરભાતે સહુ પૂજંતા,
દુધપાકને લાડુ જમાડે રે, વખતમા બહુ હરખંતા. ૮
વલી ત્રીજો સંઘ જેપુરનો રે, જમીને સહુ સંચરીઆ,
સંઘવી પણ પુરતી ભગતી રે, કરીને પૂઠેથી ચલીઆ;
એમ ઠામ ઠામ પુર જોતા રે, ભરતપુરે જઇ સધાવે,
પ્રભુ વંદી પાપ તે ધૂજા રે, કૂપીઆ તિહાં અપાવે. ૯
ઢોય સહસ્રનું નામ ધરાવે રે, શ્રાવક જન સહુ સુખ પાવે,
શેઠાણી ઉમાભાઈ ભાખે રે, અવસર ફરી ફરી નહિ આવે,
એમ ચાલંતા અનુક્રમે રે, પામ્યા આગરા શહેર વલી,
સામૈયુ તિહાં શણગાર્યું રે, શ્રાવકટોલી સરવ મલી. ૧૦
પ્રભુ વંદી દોદિન વસીયા રે, વાહન સરવે મૂકતા,
જુજ વાહન રાખ્યા સાથે રે, વલી અન્ય નહી ચૂકંતા;

હવે રેલવેલ ફરી માથે રે, ગાડી તેરમા સંઘ મલે,
સંઘવી સંઘવણ હેમ સાથે રે, લેઈને શેઠાણી ચલે. ૧૧

રેલ ઉતરીઆ પ્રયાગ ગામે રે, વીસામો કરીને ચલીઆ,
પાંચ દીવસે કુસલે ખેમે રે, નયરી વણારસીએ ભલીઆ;
મહા વદ બીજને દિવસે રે, અંજન શલાકા તિહાં કરતા,
ખરતર મતવાલે કીધી રે, વિધિ કરાવે મનગમતા. ૧૨

પ્રભુ મંદિર સાથે વંદી રે, ભવભવનાં દુખડાં હરતા,
હવે તિહાંથી ચાલ્યા આગલ રે, ગંગા નદી ઉતરતા;
ફરી રેલવેલમાં બેઠા રે, ચંપાનગરી આવતા,
પ્રભુ બારમા જિનવર ભેટયા રે, કરમમેલ સવી ધોવંતા. ૧૩

તિહાં પાંચ કલ્યાણક પૂજી રે, આતમધ્યાને અનુભવતા,
ફરી રેલવેલ ચઢી આવ્યા રે, વરધમાન જઈ વીસમતા;
જિન પૂજી રેલમાં બેઠા રે, રાણીગંજ વીસરામ કરે,
મુકામ બીજે ગિરિ નિરખી રે, ભવ ભવ પાતક દૂર હરે. ૧૪

હવે સમેતશિખર જઈ ભેટયા રે, ઉતરીઆ જઈ મધુવનમાં,
ચિંતામણ પારસ પૂજ્યા રે, આવી વસ્યા મારા મનમાં;
મહા વદ તેરસને દિવસે રે, સમેતશિખર જઈ ઉતરીઆ,
ઠામ ઠામ સામૈયા નીરખી રે, દેખી કોણીક નૃપ સાંભરીઆ. ૧૫

હવે આગલ વાત રસાલ રે, જેહવી બની તેહવી કહીશું;
શુભ વીરવંદે સેવકને રે, દરસનથી દરસન દરસુ. ૧૬

---

ઢાળ સાતમી (લાલ લાલ જેસી તેરી આખીઆં રે—એ દેશી)

પાસ રાજને લાવીઆ રે, દીધા આદરમાન;
દસ પણ સેત ધન રોકડું, દીધા ચોકીના દાન—
જયો જયો પાસ જિણંદને-(એ આંકણી) ૧

ચઢયા શિખર બીજે દિન રે, ભેટયા ત્રિભુવન નાથ,
કુંથુનાથ વંદી વલી, મલ્યો શિવપુર સાથ. —જયો૦ ૨

નમી મલ્લી અરનાથજી રે, વલી સુવિધિ જિણંદ;
ચૈત્યવંદન કરી ભાવશું, પામ્યા પરમાણંદ. —જયો૦ ૩

સુવિધિ શ્રેયાંસ પદ્મ પ્રભુ રે, ભેટયા ભવ દુઃખ જાએ;
મુનિસુવ્રત ચરણ નમી, ચંદ્ર પ્રભુ ગુણ ગાએ. —જયો૦ ૪

ગુણ અનંત છે ચૌદમાના, નમીઆ શીતલ સુરંગ;
શીતલ ગુણ કરવા ભણી, કરી પ્રભુજીનો સંગ. —જયો૦ ૫
શ્રીસંભવ અભિનંદના રે, અહનિશ કરૂં જાપ;
જગમાં તેર જિન વંદીઆ, થઈ સમકિત છાપ. —જયો૦ ૬
પાસ પ્રભુ દરબારમાં રે, આવ્યા સહુ મલી સાથ;
જગતિ વશે ભગવાન છે, સુણો ત્રિભુવનનાથ. —જયો૦ ૭
જરૂણી બાજુ પ્રભુ વંદીઆ રે, સુણો અદ્ભુત નામ;
ધરમનાથ સુમતિ વલી, વર્યો શિવવધૂ ધામ. —જયો૦ ૮
શાન્તિનાથ શાન્તિ કરે રે, શ્રીસુપાસ જિનરાજ;
વિમલ અજીત દોયે વંદિયા, સીધા સઘલાં કાજ. —જયો૦ ૯
ચિંતામણ પ્રભુ પાસજી રે, ચિંતા ચૂરણહાર;
મન શુદ્ધે સેવા કરે, ઉતરે ભવપાર. —જયો૦ ૧૦
અષ્ટ પ્રકારી પૂજા કરે, ત્રણ શુદ્ધ કરે જોગ;
મનમોહન જિન પૂજતા, ગયો અનાદિનો રોગ. —જયો૦ ૧૧
જલ ચંદન કુસુમે વલી રે, ધૂપ દીપ મનોહાર;
અક્ષત નૈવેદ્ય ફલ મલી, કરતા એક ધાર. —જયો૦ ૧૨
પૂજા કરી સુમનસ થયા રે, આવ્યા શ્રીપ્રભુ પાસ;
ચૈત્યવંદન કરે ભાવશું, જેહવી બુદ્ધિ પ્રકાશ. —જયો૦ ૧૩
શ્રી ગુણવીરના દાસને રે, તુમ ચરણની સેવ;
માગું છું હું એટલું, સુણો દેવાધિદેવ. —જયો૦ ૧૪

---

(હવે પ્રભુની આગળ બેસી સંઘ ચૈત્યવંદન કરે છે)

જય જય શ્રી ગિરિરાજ તું, મુજ અંતરજામી;
અજર અમર અકલંક રૂપ, મલીઓ મુજ સ્વામી. ૧
ભવ સમુદ્રમાં ડૂબતો, ઝાલો મુજ હાથ;
દયાવંત ત્રિભુવન ધણી, શિવપુરનો સાથ. ૨
ચૈતર વદ ચોથે દિને, પામ્યા દુગ ઉપયોગ;
સંઘ ચતુર્વિધ સ્થાપીને, તજ્યો સંસારી ભોગ. ૩
મુજ આદે દશ ગણધરા, સાધુ સોળ હજાર;
ભવ્ય જીવ પ્રતિબોધીયા, ભૂતલ કરત વિહાર. ૪
શ્રાવણ શુદ આઠમ દિને જી, અણસણ કરી એક માસ;
વીર તેત્રીશે શિવ ગયા, દાસ નમે નિશદિસ. ૫

ઢાલ આઠમી-(મનમોહનજી જગ તાત-એ દેશી)

સુણો સમેતશિખર મહારાજ, મારી વાત વીતી કરૂં રે,
કહેતા નવી આણું લાજ, કર જોડીને ઉભો રહું રે;
તૃષ્ણાએ તાણ્યો જગનાથ, હું રઝળ્યો રે ચારે ગતિએ,
તરૂણી રસમાં સુખ ભોગ, ભોગવતા આપ ચલો મતિ રે. ૧
ધરમના મારગ ચાર, પરમાતમે સૂત્રે કહ્યાં રે,
તુમે સન્મુખ થયા મહારાજ, મે પૂંઠ દીધી તેથી દુઃખ સહ્યાં રે;
એકેન્દ્રિ આદિક માંહે, કાલ અનંતો ગયો દુઃખમાં રે,
તિર્યંચ પંચેદ્રિય માંહે, કાળ ગયો વળી ભુખમાં રે ૨
નર પશુઆ બાલક દીન, ભૂખ્યા રાખી આપે જમ્યો રે,
દેશ વેશ્યા બાલક નાર, પરદારાસુ રંગે રમ્યો રે;
જીવહિંસા કરી હરખાય, જૂઠું બોલી માયા ભેલવી રે,
હાસ્ય રતિ અરતિ બહુ, શોક કપટ કરી બુદ્ધિ કેલવી રે. ૩
ભણુતાને કરી અંતરાય, દાન દીયંતાને વારીયો રે,
મેના પોપટને દુઃખ દીધ, વિષય વસે જીવ મારીયા રે;
મુનિરાજની નિંદા કીધ, બહુસુત આણા મેં ન શિર ધરી રે,
પ્રભુ પૂજા અરોચક ભાવ, કુદેવ માનતા પૂજા કરી રે. ૪
અજ્ઞાનપણે મહારાજ, તુમ આગે મેં કરી છતી રે,
કહેવા અવગુણ તુમ પાસ, હું આવ્યો દૂર દેશથી રે;
નદી આદિ પરવત પહાડ, ટાઢ વલી ભૂખ સહી ઘણી રે,
પ્રભુ તુમ હાથ છે લાજ, મહેર કરી તારો જગધણી રે. ૫
એમ સ્તવના કરી મનરંગ, ઉતરીઆ જઇ મધુવને રે,
પ્રભુ પૂજા રચી બહુ ભાવ, ફાગ રમ્યા સહુ એકમને રે,
રાત્રી જગા અહનિશ થાય, પ્રભાવના બહુ ભાતની રે,
સ્વામીવચ્છલ સાત જમાય, ભક્તિ કરે બહુ જાતની રે, ૬
મધુવનમાં મંદિર સાત, પરમાતમ પરમેસરૂ રે,
વલી મંદિર છે અનેક, પાસ પ્રભુના શુભ ગુણધરૂ રે;
એણે વિધસુ વંદી ગિરિરાજ, ચાલ્યા જાએ રાણીગંજમાં રે,
રેલવેલમાં બેઠા જામ, ખાઓ પીએ ફીરે મોજમાં રે. ૭
વાત કરત દૂરથી દીઠ, ગંગા નદી વહે ઢુંકડી રે,
સામૈયું આવ્યું છે સાર, છડીઓ આગલ રૂપે જડી રે;
શિબિકા માંહે ભગવંત, શ્રાવક ખંધે લેઈ ચાલતા રે
કલકત્તા માંહે પરવેશ, પ્રભુ દરબારે જઈ બેસતા રે. ૮

ચૈત્યવંદન અપૂરવ થાય, સ્તવના કરીને આગલ ચલ્યા રે;
દીન બીજે બહુ પકવાન્ન, સંઘભક્તિ બાણુ બહુ કરે રે,
પ્રભુ મંદિર પૂજા રચાય, પુણ્ય તણી પોઠી સહુ ભરે રે. ૯
દિન આઠ રહીને તાંહી, પછે સધાવ્યા જઇ રેલમાં રે,
જાણે વિદ્યાધર મલી જાય, વિમાને બેસી ફીરે રંગમાં રે;
વાત કરતાં નલટી આય, તિહાંથી ઉત્તર દિસે રેલમાં રે;
જાણે સ્વર્ગ તણા સુખ ભોગ, લેવા આવ્યા મુર્શીદાવાદમાં રે. ૧૦
સ્વામિભાઇ મલી હરખાય, સંઘ ભક્તિ કરતા સહુ રે,
કાંઇ કહેતાં નાવે પાર, વિનયનું વૃક્ષ તિહાં થયું રે;
શુભવીર પસાએ દાસ, સંઘ તણા ગુણ કેતા કહું રે,
હવે સુણજો મુર્શીદાવાદ, વિનયવંત શ્રાવક સહુ રે. ૧૧

---

ઢાલ નવમી—(ગોકુલની ગોવાલણી મહી વેચવા ચાલી—એ દેશી)

મુર્શીદાવાદ સોહામણું કહું તેહની શોભા,
છંડી ચપલતા લક્ષ્મી રહી છે થિર થોભા;
ધનવંતા વહેવારીઆ વર મંદિર વસીયા,
વણજ કરે હીરા મોતીના રજવાડે રસીઆ. ૧
ઉંચા મહેલ આવાસના ઘર સોહી ઉજલીઓ,
ઓઝલ પડદે નારીઓ ઝલકે વીજલીઓ;
કોકિલ કંઠ હરાવતી જાણે દેવકુમરીઓ,
પ્રભુ ગુણ ગાતી રાગથી રણઝણતી ભમરીઓ. ૨
સુખીઆ લોક વસે ઘણા ન લહે દિનરાત,
જિન પ્રાસાદ પૂજતા ધરમી પરભાત;
દેરાસર પણ શોભતા જાણે સ્વર્ગ વિમાન,
તેહથી નગરી શોભતી ગઢ લંક સમાન. ૩
પ્રભુ દરબારે શોભતા સુંદર ચોઘડીઆ,
મોહ સુભટ નાઠા તિહાં જલધિમાં પડીઆ;
ચૈત્ય ધજા ફરકે ઘણી દંડ રતન તો શોભે,
શિખર કલશ કંચન તણા જોતાં સુર નર થોભે. ૪
ચોર ચરડ વિપદા તણી કોઇ વાત ન જાણે,
ધાન સુગાલ ઘણો વલી ગાય ભેંસ દુઝાણે;
શ્રાવક ગુણ હવે સાંભળો દીઠા ન એણે જેહવા,
ગુણી ગુણ ગાતા પીજીએ જાણે અમૃત મેવા. ૫

બાબુ પૂરણચંદજી ઘણા ધરમના રાગી,
તપ જપ કિરિઆ આદરે સંસારના ત્યાગી;
વિનયવંત શ્રાવક સહુ દયા દાન મહંતા,
સમતા રસ સહુ ઝીલતા વળી છે ધનવંતા. ૬

સુત પ્રતાપસિંહ બાબુના હોય છે ગુણવંતા,
સદ્‌ગુરૂ પાસે આદરે બાર વ્રત ધરંતા;
સ્વદારા સંતોસીઆ લક્ષ્મીપતિ નામ,
લઘુ બાંધવ છે ધનપતિ જેણે જીત્યો છે કામ. ૭

અજીમગંજ બાલુચંજમાંએ હોએ શેઠ વસંતા,
પરનિંદા દૂરે તજી ધ્યાન લહેર ઠરંતા;
એ આદિ શ્રાવક છે ઘણા કહેતા નાવે પાર,
આપે ઉતારા સંઘને ખાલી કરી ઘરબાર. ૮

બાબુ વધામણી સાંભલી ઉઠયા તેણી વેલા,
ચિંતે પૂરણ પુણ્યથી મનમોહન મેલા;
સામૈયુ સજતા તિહાં જ્હોળા સાબેલા,
નિજ નિજ ઘર પરિવારીને સહુ સાજન ભેલા. ૯

લક્ષ્મી સુત બેઠા નાલખી ટોપી પહેરી સારી,
એંસી સહસ ધન ખરચીકું હીરા જડીઆ છે ભારી;
ઉમાબાઈ આદે ચાલીયા સામૈયા મોઝાર,
સંઘપતિને જોઈ હરખીઆ જાણે ઈંદ્રકુમાર. ૧૦

હાથી ઘોડા પાલખી પ્યાદા આગળ ચાલે,
બહુ ઠકુરાઈ આવતા કોઈ બાબુ મહાલે;
એમ અનુક્રમે આવીઆ પાસજી દરબાર,
રોમ રોમ વિકસાવતા પામ્યા ભવનો પાર. ૧૧

વલી ત્રણ દેહરે ભાવસું વંદીને વળીઆ,
સ્વામીવચ્છલ વિચારમાં સહુ શ્રાવક ભળીઆ;
સંઘ ભગતિ કરતા તિહાં બહુવિધ પકવાન,
સ્વામીભાઇને ભાવસું આપે શ્રીફલ પાન. ૧૨

બાજોઠ તિહાં રૂપા તણાં શોભે સોવનથાલ,
લોટા મુકયા કંચનતણા ઓપ્યા ઝાકઝમાલ,
એણે વિધ સંઘની ભાવસુ ભગતિ ઘણી કરતા,
વીંઝણે કરી પોતે વાયરો નાંખે સહુને ફીરતા. ૧૩

ચઉ મંદિર કરી શોભતું ત્રીજું મેય પરગામ,
જગતશેઠ તિહાં વસે ધરે વિષ્ણુનું ધામ;
ત્રીજી પેઢી સાંભળ્યા જઇનમાં સીરદાર,
અગણિત દ્રવ્ય ખરચ્યો તિહાં કહેતાં નાવે પાર. ૧૪
મંડપ બાંધ્યો કસોટીએ શોભે સુંદર શ્યામ,
પ્રાસાદ એહવો જોવતાં દીઠો નહિ કોઇ ઠામ;
જગતશેઠ પદવી તણો મહીઓ છે ઇકબાલ,
વર્ણ અઢારે માનતા ઘણો છે વલી તાપ. ૧૫
અસવાર તુરકી ગારદી ઘર છે સરકારી,
લઘુ બાંધવ પ્રધાન છે બીજા વલી કારભારી;
સહુ મલી ચાકર શેઠના સંત પાંચનું માન,
ઓસવાલ વંસે આવીઆ શોભે ભીને વાન. ૧૬
સરલ સભાવ છે શેઠનો જાણે નહિ એક ધર્મ,
સદ્ગુરૂ રૂડા જો મલે પામે ધર્મનો મર્મ;
સાધર્મિકની આગલે ધરતા બહુ રાગ,
મદ ઝરતા ઘેર ઝુલંતા સુંદર છે નાગ. ૧૭
સંઘપતિ લખપતિ ચાલીઆ જગતશેઠ દરબાર,
લક્ષ્મીપતિ આગે જઇ કરી બેઠક સાર;
કચેરી જાણે શોભતી સૌધર્મા લોક,
જગત શેઠ આગળ ધરે સોના મહોર તે રોક. ૧૮
સામસામી પહેરામણી કરતા બહુ રાગી,
શેઠાણીએ નોકારસી કરીને શીખ માગી;
શ્રાવકને વલી આપતા સાકર ને થાલી,
સમતાની સોબત મલી લોભનો સંગ ટાલી. ૧૯
જેઠાભાઈ ભણુભાઇ વલી લ્હાણું આપી ચલીઆ,
શ્રાવક શ્રાવિકા આવીને હઇડા હેર મલીઆ,
એણે વિધસું તિહાં સંઘની ભગતિ કરે ઝાઝી,
શ્રી શુભવીરની શ્રાવિકા થયા શેઠાણી રાજી. ૨૦

---

ઢાલ દશમી (સોના રૂપાનું માઇ બેડલુંરે લોલ—એ દેશી)

મુર્શીદાબાદથી નીકલ્યા રે લોલ, જઇ દેરાવેલ માંહી ભલ્યા રે લોલ,
ઠકુરાઇ વિદ્યાધરની મલી રે લોલ, મધુરવ જાત્રા સર્વ ફલી રે લોલ;
વાત કરંતા આવીઆ રે લોલ, નગરી વિશાલાએ આવતાં રે લોલ,

શહેરની બ્હાર મન ભાવીઆ રે લોલ, તિહાંથી પાદલ બ્હેલ ચાલતા રે લોલ. ૧
હરિસેન શેઠ મંદિર થયાં રે લોલ, ભવોભવનાં પાતિક ગયાં રે લોલ,
સામે ચુંલઈ આવ્યા સહુ રે લોલ, પુરની શોભા કેની કહું રે લોલ;
સ્વામીવચ્છલ ભક્તિ ઘણી રે લોલ, પાવાપુરી વીસામતા રે લોલ,
બાબુ છે બાર ગામનો ધણી રે લોલ, રજા લેઈને ચાલતા રે લોલ. ૨
મંદિર વીર પ્રભુજી તણું રે લોલ, બાગ વચ્ચે શોભે ઘણું રે લોલ,
સહકાર રાગ જામ છે ઘણાં રે લોલ, તરૂ સીતાફળ અંજીર તણા રે લોલ;
ચંબેલી કેતકી મોગરા રે લોલ, આજુબાજુ ઘણી વાડીઓ રે લોલ,
જાઈ જુઈ જાસુલ ખરેરે લોલ, ફૂલ ફલ કેરી ઝાડીઓરે લોલ. ૩
ધરમશાલા સોહામણીરે લોલ, સ્વર્ગ થકી ભૂલે આણીરે લોલ,
વનની શોભા કેતી કહુંરે લોલ, જાણે નંદનવન મેલહુ રે લોલ;
દરવાજાની બાહરે રે લોલ, જક્ષો ઘણા ચોકી ભરે રે લોલ,
શેઠાણી આદે પુજા કરી રે લોલ, સંસાર શેરી વિસરી રે લોલ. ૪
નિર્વાણ પગલે વિસરામતા રે લોલ, સરમાં કમલ ઘણા શોભતા રે લોલ,
ગુણ સ્તુતિ તિહાં આચરી રે લોલ, પુજે કમલ વિધિએ કરી રે લોલ;
શેઠાણી ઉમાબાઇ સંસ્તવે રે લોલ, જેહ સ્તવ્યા સુર દાનવે રે લોલ,
નાથજી લોકાગ્રે રહ્યા રે લોલ, ભગતિથી મેં હઈડે ગ્રહ્યા રે લોલ. ૫
શક્તિ અનંતી સાંભલી રે લોલ, ભક્તિથી શક્તિ વેગલી રે લોલ,
શક્તિ ક્ષાયિક ગોપમાન છો રે લોલ, ભક્તિ નથી ભગવાન છો રે લોલ;
ભાવના ભક્તિએ સાકલ્યા રે લોલ, પ્રાસાદથી તે નીકલ્યા રે લોલ,
પ્રભુ ગુણ ગાતા આવીયા રે લોલ, પ્રભાતે સહુ ચાલીયા રે લોલ. ૬
ગુણશીલચૈત્ય આવી વસ્યા રે લોલ, ક્રોધ લોભ માન માયા ખસ્યા રે લોલ,
પગલાં વાંદી સંઘ ચાલીયો રે લોલ, રાજગૃહીમાં આવીયો રે લોલ;
પંચ શિખરને પુજતા રે લોલ, કરમ સકલ તીહાં ધ્રૂજતા રે લોલ,
વિપુલગિરિ ચઢતા તીહાં રે લોલ, કલ્યાણક સુવ્રતના જીહાં રે લોલ;
ઉદયગિરિએ આવતા રે લોલ, ચૈત્ય વંદન કરી જાવતા રે લોલ,
રતનગિરિ ઉપર ચઢયા રે લોલ, જાણે શિવનગરી જઈ અડયા રે લોલ. ૭
કનકગિરિ શોભા શી કહું રે લોલ, વૈભારગિરિ ચઢતા સહુ રે લોલ,
દર્શન કરી આવ્યા રંગમાં રે લોલ, કરતા કલ્લોલ ગયા સંઘમાં રે લોલ;
મનના મનોરથ સવિ ફલ્યા રે લોલ, પરમાતમ સુજને મલ્યા રે લોલ,
તીરથ નમી સંઘ ચાલીઓ રે લોલ, શેખર ગામ થઇ આવીઓ રે લોલ. ૮
ગૌતમ સ્વામીને વાંદીને રે લોલ, ચઇતર સુદ તેરસ દીને રે લોલ,
પાડલીપુર દર્શન કરી રે લોલ, રેલવેલમાં બેઠા ફરી રે લોલ;

પ્રભુ ગુણ ગાતા રેલમાં રે લોલ, કાશી આવ્યા રસ કેલમાં રે લોલ;
સોલ કલ્યાણક જિહાં થયા રે લોલ, દર્શન કરવા તિહાં ગયા રે લોલ. ૯
ચંદ્રાવતી નગરી ગયા રે લોલ, ચંદ્રપ્રભુ જઈ વાંદીઆ રે લોલ,
શ્રેયાંસનાથ સ્વામી ગુણ ગાવતાં રે લોલ, પાર્શ્વ પ્રભુ દરિસન પાવતા રે લોલ;
સગ મંદિર બીજાં વલી રે લોલ, દરિસન કરે સહુ સંઘ મલી રે લોલ,
ચઉ સંઘ જમ્યા સીખંડ પુરી રે લોલ, તંબોલ સોપારી ચુરી રે લોલ. ૧૦
લહાણું સેઠાણી આપતાં રે લોલ, જમણ કરીને સધાવતાં રે લોલ,
ફરી રેલવેલ સાથે ઠરે રે લોલ, પ્રાગ વીસામો જઈ ઠરે રે લોલ;
પ્રાગથી બેઠા રેલ રાતમાં રે લોલ, આગરે આવ્યા પરભાતમાં રે લોલ,
સેવક વીરનો જે થયો રે લોલ, જંગલમાં મંગલ ભયો રે લોલ. ૧૧

---

ઢાલ અગિયારમી-(લાલ સુરંગીનો સાહેબો રે-એ દેશી)

આગ્રા શહેરથી સંચર્યા રે, ગામોગામ વિસરામો લાલ,
પાંચ મુકામે કરી આવતા રે, લશ્કર માંહિ આરામો લાલ. ૧
મીઠી જ્ઞાનની ગોઠડી રે, કષ્ટ વિના કરમ ખપાવે લાલ—(એ આંકણી.)
સામેયાની જુગતિ બની રે, અચરીજ વાત એક કરતા લાલ;
સંઘ ઉપર શિતળ છાંયડી રે, ફરતા ચાકર ધરતા લાલ. મીઠી૦ ૨
વૃદ્ધિચંદ્રજી મુખ્યમાં રે, શ્રાવકમાં શિરદાર લાલ;
સાજનમાંહિ સહુ ચાલતા રે, પાછળ અપછરા શોભે નાર. મીઠી૦ ૩
ગજ રથ ઘોડા આગળ ચલે રે, પાળિયા સુંદર શોભે લાલ;
વરઘોડો આવ્યો શહેરમાં રે, નરનારી જોઈ થોભે લાલ. મીઠી૦ ૪
અનુક્રમ જિનઘર આવ્યા રે, પામ્યા પરમ આણંદ લાલ;
પાંચ તીરથ વાંદતા રે, મોહ રાજા થયો મંદ લાલ. મીઠી૦ ૫
સ્વામીવચ્છલ કરે ભાવથી રે, પ્રભુપૂજા મન રંગે લાલ;
મુનીમ મેતીશા હરખમાંરે, સંઘ જમાડે ઉચ્છરંગે લાલ. મીઠી૦ ૬
માલપૂવા ને દૂધપાકથી રે, જમી તિહાંથી સધાવે લાલ;
ભોરાદશીએ મક્ષી પાસજી રે, ભેટીને સુખ પાવે લાલ. મીઠી૦ ૭
શાંતિસ્નાત્ર તિહાં કર્યું રે, વવહારે સુખનું ધામ લાલ;
સંઘ જમીને પધારીઆ રે, નયર ઉજ્જેન મુકામ લાલ. મીઠી૦ ૮
દેવગુરુની પૂજા થકી રે, બારમે સ્વર્ગે સધાવે લાલ;
મહાવિદેહે મુગતિ વરે રે, અગુરુલઘુ સુખ પાવે લાલ. મીઠી૦ ૯
ઉમાબાઈ શેઠાણીને રે, ભાવે હરખભરાએ લાલ;
ધાર્યા મનોરથ સફલ થયા રે, દેવ ગુરુને સુપસાયે લાલ. મીઠી૦ ૧૦

ગુણી ગુણુ ગાતા તે ચાલતા રે, કરતા સંઘ મુકામો લાલ;
સામૈયા સન્મુખ આવતા રે, પામ્યા લોક વિસરામો લાલ. મીઠી૦ ૧૧
ત્રણ વિસામા સંસારમાં રે, દુઃખીયાંને દુઃખ વિસરાં લાલ;
રાગે દેખે નર રંગસું રે, વિનયવતી નિજ દારા લાલ. મીઠી૦ ૧૧
ધાતુપાઠે પંડિત ભણે રે, બહુગુણ કામધેનુ લાલ;
વળગે બાલક માતા ગલે રે, રોમરોમ વિકસે તન એનું લાલ. મીઠી૦ ૧૨
નેત્ર મળે ખટ્ ગુણે ભર્યાં રે, સજ્જન સંત સોહાવે લાલ;
જહાજ કહ્યા ત્રણ ભાવથી રે, ભવ દવ તાપ સમાવે લાલ. મીઠી૦ ૧૪
ગુરુ દીવો ગુરુ દેવતા રે, હિતકારી શ્રુતધારી લાલ;
શ્રીમુનિચંદ્ર સૂરીશ્વરો રે, ગયણાને ઉપગારી લાલ. મીઠી૦ ૧૫
અરિહા દેવ આરાધીઆ રે, ત્રિભુવનમાં જાસ અવાજ લાલ;
વીરપ્રભુની સેવા થકી રે, શ્રેણિક હોશે જિનરાજ લાલ. મીઠી૦ ૧૬
ધરમ શરણુ છે તીરથપતિ રે, જાત્રા કરી પુણ્યે પૂરે લાલ;
થાળી સાકર લ્હાણું કરી રે, ગુરુ ન રહ્યું શહેર અધુરે લાલ. મીઠી૦ ૧૭
જન્મભુમિ જનની તથા રે, નિદ્રા પાછલે જામે લાલ;
પંડિત ગોષ્ઠી નવીન પ્રિયા રે, પાંચે દીઠે સુખ પામે લાલ. મીઠી૦ ૧૮
સંઘતણી ઠકુરાઈ દેખીને રે, મિથ્યાત્વી સહુ બોલે લાલ;
જૈનધરમ સમ કો નહિ રે, જેતા મસ્તક ડોલે લાલ. મીઠી૦ ૧૯
શેઠાણી હરકોર બાઈને રે, લક્ષ્મી વરી છે બહુ રંગે લાલ;
રમઝમ કરતી ઘરમાં મ્હાલતી રે, ધન ખરચે બહુ ઊછરંગે લાલ. મીઠી૦ ૨૦
દેશોદેશમાં જાણતા રે, ગુર્જર દેશની રાણી લાલ;
શ્રાવક સહસ લઈ એક આવતી રે,કરવા જાત્રા શિખરની જાણી લાલ. મીઠી૦ ૨૧
વરસ ઘણાં થયાં પણ કો નહિ રે, સંઘ લઈ શિખરજી આવે લાલ;
પણ એ મારગ ચાલતો રે, કયો શેઠાણી સુખ પાવે લાલ. મીઠી૦ ૨૨
એમ અનુક્રમે આવ્યા ઢુંકડે રે, મ્હેમદાવાદ મોઝાર લાલ;
શહેરથી સામા શ્રાવક આવ્યા રે, ગણતીનો નહિ પાર લાલ. મીઠી૦ ૨૩
લાડુ જમીને પાછા વલ્યા રે, જાણે બેઠા વિમાને લાલ;
વાત કરતાં જઈ ઉતર્યાં રે, પ્રભુ ગુણુ બોલે એક તાને લાલ. મીઠી૦ ૨૪
શહેરથી સામૈયું આવતું રે, રાજનગર શહેર બ્હાર લાલ;
મેઘરાજા પણ પધારિયા રે, મુહુરત જોતાં નહિ વાર લાલ. મીઠી૦ ૨૫
નરનારીઓ જોવા મલી રે, જાણે ખીલ્યો છે બાગ લાલ;
તલ પડવા નહિ ભુમિકા રે, સહુ કર જોડે ધરી બહુ રાગ લાલ. મીઠી૦ ૨૬
ઓચ્છવ મોચ્છવ ઠાઠશું રે, વદ ચોથે શુક્રવારે લાલ;
માસ જેઠ સોહામણો રે, પરભવના કરતા સાર લાલ. મીઠી૦ ૨૭

નિજનિજ ઘેર વિસામતા રે, શેઠાણીના ગુણુ ગાતા લાલ;
સહુ બોલે મીઠી વાણીએ રે, સંઘવીને સુખશાતા લાલ. મીઠી૦ ૨૮
મંદમતિ છે ઘણી હાસની રે, જાડી ન જાણું હું લેશ લાલ;
શ્રીગુણવીર પસાયથી રે, મેં કર્યો બાલક વેશ લાલ. મીઠી૦ ૨૯

કલશ

(વીર જિણંદ જગત ઉપગારી—એ દેશી)

ધન ધન શાસન મહાવીરજીનું જેહનો છે ઉપગારજી;
ધન ધન ગણુધર ગૌતમ સ્વામીને પ્રશ્ન પૂછ્યા એક ધારજી. —ધન૦ ૧
તે શાસન રહેશે આ જુગમાં એકવીસ વરસ હજારજી;
પાટ સોંપી પંચમ ગણુધરને, ગોતમ વર્યાં શિવનારજી. —ધન૦ ૨
સુધર્મા સ્વામી પાટ જંબૂને, અક્ષય પદ વર્યા સારજી;
દશ વસ્તુ લઈ સાથે જંબૂ, સિદ્ધ થયા નિરધારજી. —ધન૦ ૩
તેને પાટે પ્રભવ સ્વામી, ચોદ પૂરવધર સારજી;
શ્રુત કેવલી ખટ થયા અનુક્રમે,સ્થૂલીભદ્ર છેલ્લા મનોહારજી. —ધન૦ ૪
એમ અનુક્રમે પરંપરા પટધર, વિજયદેવસૂરિ રાયાજી;
નામ દશાદશ જેનું ચાઉં, ગુણીજન વૃંદ ગવાયાજી. —ધન૦ ૫
વિજયસિંહસૂરિ ત્રેસઠ પાટે, કુમતિ મતંગજ સિંહોજી;
તાસ સીસ સૂરિ પદવી લાયક, લક્ષણુ લક્ષિત દેહોજી —ધન૦ ૬
સંઘ ચતુર્વિધ દેશ વિદેશી, મળીઓ તિહાં સંકેતેજી;
વિવિધ મહોચ્છવ કરતા દેખી, નિજ સૂરિપદને હેતેજી. —ધન૦ ૭
પ્રાય સીથિલપણું બહુ દેખી, ચિત્ત વૈરાગે વાસીજી;
સૂરિવર આગે વિનય વિરાગે, મનની વાત પ્રકાસીજી. —ધન૦ ૮
સૂરિ પદવી નવિ લેવી સ્વામી, કરશું ક્રિયા ઉદ્ધારજી;
કહે સૂરિ આ ગાદી છે તુમ સીર, તુમ વશ સહુ અણુગારજી. —ધન૦ ૯
ઇમ કહી સ્વર્ગ સધાયા સૂરિવર, સંઘને વાત સુણાવીજી;
સત્યવિજય પંન્યાસની આણા, મુનિગણુમાં વરતાવીજી. —ધન૦ ૧૦
સંઘની સાથે તેણે નિજ હાથે, વિજયપ્રભસૂરિ થાપીજી;
ગચ્છ નિશ્રાએ ઉગ્ર વિહારી, સંવેગતા ગુણુ વ્યાપીજી —ધન૦ ૧૧
રંગીત ચેલ લહી જગ વંદે, ચૈત્ય ધ્વજાએ લક્ષીજી;
સૂરિ પાઠક રહે સન્મુખ ઉભા, વાચક યથા તસ પક્ષીજી.—ધન૦ ૧૨
મુનિ સંવેગી ગૃહી નિર્વેદી, ત્રીજો સંવેગ પાખીજી;
શિવમારગ એ ત્રણુ કહીએ, ઇહાં સિદ્ધાંત છે સાખીજી —ધન૦ ૧૩
તેમના લઘુભાઈ લાભાનંદજી, તે પણુ ક્રિયા ઉદ્ધારજી;
કપુર વિજય ક્ષમા સુજસવિજય બુધ, શુભવિજયે ગુણુધારજી —ધન૦ ૧૪

દેશના અમૃત સરખી જેહની, પીતા ભવિજન લોકજી;
સેહસ મમે ચોખઠ(પોસહ)સાલામાં, નરનારી પામે અશોકજી —ધન૦ ૧૫
દેશના સાંભલીને ભવી પ્રાણી, વ્રત પચ્ચખાણ ધરતજી,
કુમતિ કદાગ્રહ છડી નિજપદ, આતમધ્યાને ઠરંતજી. —ધન૦ ૧૬
તેના લઘુ શિષ્ય પંચમકાલે, કુમતિ કુતર્ક હઠાએજી;
રાજદ્વારે વર્યો જયકમલા, ઢુંઢમતી ભાગા જાએજી.—ધન૦ ૧૭
વીરવિજય પન્યાસ પ્રભાવીક, જ્ઞાનતણો ભંડારજી,
શ્રીપૂજ્ય આવી પોસહસાલે, કહે વાચકપદ લ્યો સારજી.--ધન ૧૮
વીર કહે જોઇએ નહિ મ્હારે, હું નહિ પદવી જોગજી;
પરગુણ બોલે આપ અવગુણ બોલે, કુમતિના કહાડે રોગજી.--ધન૦ ૧૯
સંવત અઢાર સતાવીસ વરસે, વિજય દશમી મનોહારજી;
જન્મ સ્થિતિ એ વીરની જાણો, બ્રાહ્મણ કુળ અવતારજી.—ધન૦ ૨૦
ધોલે કાંટે રાજનગરમાં, રહેવાનું છે ધામજી;
પુણ્યઉદયથી ગુરૂજી મલ્યા, ખંભાત પાસે લઘુ ગામજી —ધન૦ ૨૧
અઢાર સંવચ્છર અડતાલીસમાં, રત્ન આપે ગુરૂ પાંચજી,
ગુરૂ સાથે વિચરંતા અહનિશ, ત્રિવિધે જાણે સાચજી —ધન૦ ૨૨
નવ કલ્પી વિહાર કરંતા, વરસ મઆં (થયા) શુભ તીસજી;
સંઘ તણા આગ્રહથી વશીયા, નહી મમતા નહી રીસજી. —ધન૦ ૨૩
ઓગણીસ આઠ ભાદરવા કૃષ્ણે, શુભ ચોથે ....

નોંધઃ અહીં સુધીનો ભાગ જે શુકમા છપાયો છે તે હિસાદાર્ઇપત્રાળી બુક તદ્દન જૂની અને ત્રૂટક છે. તેથી શ્રી વીરવિજય મહારાજના કયા શિષ્યે આ કૃતિ બનાવી તે જાણવામાં મુશ્કેલી છે. હરકોર શેઠાણીની હવેલીવાળા ને શેઠ હઠીભાઇ કેસરીસિંગના ભાણેજ ઉમાભાઇના વિદ્યમાન લઘુ પુત્ર શેઠ પનાલાલભાઇએ આ બુક મને આપી હતી. તે મેં વાંચી સુધારીને આ માસિકમાં છપાવ્યું છે. આ શ્રીસમેતશિખરના ઢાળિયામાં કર્તાએ હરકોર શેઠાણી અને ઉમાભાઈ અમદાવાદથી સંઘ લઇ કયા રસ્તે કયા ક્રમે શ્રી સમેતશિખર પહોંચ્યા, ત્યાં શી શી બીના બની, ત્યાંથી પાછા વળતા કયા રસ્તે અહીં આવી રાજનગરમાં પ્રવેશ કર્યો તે જણાવવા ઉપરાંત સંઘમાં સાધુ, સાધ્વી શ્રાવકાદિ, સમુદાય વાહન વગેરેની બીના પણ જણાવી છે. જ્યાં જ્યાં રસ્તામાં મુકામ કર્યો હોય, ત્યાંના સંઘના મંદિરાદિની, સાધર્મિકવાત્સલ્ય વગેરેની બીના પણ ટૂંકામાં સરસ જણાવી છે. છેવટે મુનિજીવનમાં ઉતારવા જેવી બીના કળશમાં, કર્તાએ, શ્રી સત્યવિજયગણિના નિસ્પૃહતા, વૈરાગ્યગુણો-ને અંગે જણાવી આ પ્રસ્તુત કૃતિ સંપૂર્ણ કરી છે. એ વાત નિઃસંદેહ છે કે આવી કૃતિઓ શ્રી રાજનગરના ગૌરવમાં અપૂર્વ વધારો કરે છે. વાચકો આ કૃતિનો લાભ લઇ શેઠ ઉમાભાઇ, હરકોર શેઠાણી વગેરેની માફક શ્રી જિનશાસનની ઉન્નતિ કરી, પરમ ઉલ્લાસથી મોક્ષ માર્ગ-ને આરાધી મુક્તિના અવ્યાબાધ સુખ પામે એ જ હાર્દિક ભાવના.

# भीमविजयगणि रासका सार

लेखक—श्रीयुत भंवरलालजी नाहटा

जैन ऐतिहासिक राससाहित्य अत्यन्त विशाल है, और आए दिन नित्य नये नये ऐतिहासिक रास उपलब्ध होते हैं। कुछ वर्ष पूर्व उनके प्रकाशनका प्रयत्न हुआ पर उसका यथोचित आदर एवं प्रचार होने से वह कार्य आगे नहीं बढ सका। वास्तवमें जैन समाजकी इतिहासकी ओर बहुत ही कम अभिरुचि प्रतीत होती है।

इतिहासकी उपयोगिता निर्विवाद है। हमारा जीवन, प्राचीन संस्कृति और इतिहाससे अनुमानित होता रहता है। प्राचीनके आधारसे नवीनताकी सृष्टि होती रहती है प्राचीन गौरव मानवको उन्नत बनानेमें बहुत कुछ प्रेरणा देता है। जैन समाजकी वर्तमान स्थिति बहुत ही सोचनीय है, पर वह अपने उज्ज्वल अतीतका आज भी अभिमान कर सकता है।

जैन मुनियोंने समय समय पर राज्याधिकारियों से मिल कर उन पर प्रभाव डाल कर जैन समाज एवं संघकी विपत्तियोंको दूर किया है, उन्हें अनेक प्रकारकी सुविधाएं शासकोंकी ओरसे मिलती रही है। १८वीं शतीके तपागच्छीय यति भीमविजय भी एक प्रभावशाली व्यक्ति थे जिन्होंने औरंगाबादके नवाब असतखानको ज्योतिष वैद्यकादिके चमत्कारोंसे प्रभावित किया था, जिस के फलस्वरूप अनेक स्थानोंके जैन उपाश्रयादि जब्त संपत्तिको पुनः जैन संघको अधिकृत करवाया था। इनके शिष्य मुक्तिविजयने भी नवाबसे इसी प्रकारके काम निकाले थे। इस रासकी २ प्रतियें कलकत्ताके स्वर्गीय बाबू पूरणचन्द्रजी नाहरकी गुलाबकुमारी लायब्रेरीमें संग्रहीत है, जिसके आधारसे रासका संक्षिप्त सार दिया जाता है। इसकी रचना लालचंद्रगणिने १०२ पद्योंमें की है।

## रासका सार

तपागच्छनायक सुप्रसिद्ध जैनाचार्य हीरविजयसूरिजीकी परम्परामें भीमविजयगणि बडे प्रतापी हुए। उ० सोमविजय, उ० चारित्रविजय, पं० धर्मविजय के शिष्य पंन्यास भीमविजय थे। आप क्रियाशील, विद्वान और प्रभावशाली पुरुष थे। आपने शत्रुंजय, गिरनार, आबू, ऋषभदेव, मगसी, फलौधी प्रमुख तीर्थोंकी यात्रा की थी। आप ज्योतिष वैद्यकादिमें निष्णात होनेके साथ साथ शरीरका गठन बडा मजबूत और सुंदर था, आपके हृदय पर श्रीवत्स चिह्न अंकित था। श्रीपूज्य श्री विजयरत्नसूरि आपका बडा आदर करते और यतियों को चातुर्मास के आदेशका भार भी उन्होंने आपको सौंप दिया।

भीमविजयगणि पोरवाड वंशीय जसवंतसाहकी भार्या जसरंगदेवीके पुत्र थे। आपने सं. १७३५में श्रीपूज्यजीकी आज्ञा पा कर दक्षिण देशकी ओर विहार किया। औरंगाबादमें आपने चातुर्मास किया उस समय वहां बादशाह की ओर से दीवान असतखान शासक था। एक बार उसका पुत्र जुल्फकार बीमार हो गया। चिन्तित होकर लोगोंको किसी सयाने ज्योतिष व आयुर्वेदविद् पण्डित को लानेकी आज्ञा दी। शाही पुरुष सुखपाल लेकर उपाश्रय आये और गुरुश्रीसे नवाबके पास चलनेको प्रार्थना की। भीमविजय और जितविजय दोनों कार्तिक सुदि १५के दिन नवाबसे मिले। नवाब असतखानने कहा-जुल्फकारको नाडी देखकर उपचार कीजिये! भीमविजयजीने उसकी जन्मपत्रिका मंगाकर देखी और मधुर शब्दोंमें कहने लगे-आज दोपहरके पश्चात् ज्वर साफ हो जायगा और जुल्फकार आपके साथ बैठ कर खाना खावेगा एवं उसकी स्त्रीके ५ मास का गर्भ है। जब नवाबने खोजेको भेज कर मालूम किया तो पंन्यासजीके कथन पर अत्यन्त विश्वास हो गया। और उनके हस्तकमलको चूम कर बड़ी देर तक वार्तालाप किया एवं नवाब से उनकी घनिष्टता हो गई, मान महत्त्व बढा और लोगोंमें बड़ी प्रतिष्ठा हुई।

सं. १७३६में बादशाह औरंगजेब सदलबल अजमेर पर चढ कर आया। बादशाहका दीवान कुलकुली और उमराव श्रेष्ठ गाजी असतखान भी साथ था। असतखानने भीमविजयजी गणिको याद किया और कठमोरसे आदरपूर्वक शाही पुरुष भेजकर अपने पास बुलाया। पूर्व उपकारोंको स्मरण कर इनके कथनसे बहुतोंके काम निकलवाये। जब श्रीपूज्य श्री विजयप्रभसूरिने भीमविजय की प्रशंसा सुनी तो उन्होंने अवसर देखकर भीमविजयको पत्र लिखा कि— अजमेर, मेडता, सोजत, जयतारण, जोधपुर आदि स्थानोंके उपाश्रय खालसे हो गये थे वे अब तक छूटे नहीं, अतः तुम अवश्य इस पुण्य कार्य कर सुयशके भागी बनो! मेडताके संघने भी यही प्रार्थना की तब भीमविजयगणि असत-खानके पास गये और उनसे धर्मशालादिके विषयमें वार्त्तालाप किया। नवाब साहबने बादशाहको समझा बुझा कर सब उपाश्रय मुक्त करवाके फरमानपत्र जारी करवा दिये, समस्त संघमें हर्ष उत्साह छा गया।

भीमविजयगणिने राणपुर, वरकाणा, आबू, गौडी, संखेश्वर प्रमुख तीर्थों की यात्रा की और स्थिरवास करनेके लिए कृष्णगढ आए, इस चातुर्मासमें

ટાઈટલ પાના બીજાથી ચાલુ. ]

૨. જિન ભગવંત અન્ય કોઈ પણ ધર્મની નિંદા કરવાનું કહેતા નથી. તેઓ આપણા વસ્તુનું સત્ અથવા અસત્ સ્વરૂપ સમજવાનું શીખવે છે.

૩. સત્યનો જ્યાં વાસ છે ત્યાં જ આત્મિક ઉન્નતિ છે અને એ સત્યની પૂર્ણ આચરણા દ્વારા કાયમી સુખ યાને મુક્તિ મેળવાય છે.

૪. ભલે તેવી મહાન વિભૂતિ હોય, પણ જો તે રાગ–દ્વેષ આદિ દોષોથી મુક્ત હોય તો તે સત્ય વસ્તુ સ્વરૂપ દર્શાવી શકતી નથી.

૫. જેઓના જીવનમાં વીતરાગદશા સંપૂર્ણપણે પરિણમી હોય તે જ સત્ય ધર્મ ઉપદેશી શકે છે.

૬. દેવ, ગુરુ અને ધર્મ રૂપ ત્રિપુટીની યથાર્થ પિછાન વિના માનવજીવનની પ્રગતિ શક્ય નથી.

૭. જૈનધર્મમાં એ ત્રિપુટી સંબંધી વિચારણા યુક્તિપુરસ્સર કરવામાં આવી છે.

૮. રાગ, દ્વેષ, અજ્ઞાન, આદિ અઢાર દોષથી જે આત્મા પૂર્ણપણે મુક્ત હોય તેનામાં જ દેવત્વ કહી શકાય.

૯ દેવે દર્શાવેલા માર્ગે વિચરનારા, પાંચ મહાવ્રતના પાળનારા, અને દેવે જે વસ્તુસ્વરૂપની વિચારણા બતાવી હોય તે અન્યને પ્રેમભાવે સમજાવનારા આત્માઓ ગુરુવર્ગમાં ગણાય.

૧૦. અધોગતિમાંથી ઉદ્ધારે અને ઊંચી ગતિએ પહોંચાડે તે જ ધર્મ. ઉપર કહી ગયા એવા વીતરાગ દેવે જે ધર્મ બતાવ્યો છે તે અર્હંત્ ધર્મમાં ઉદ્ધારવાની શક્તિ છે. જૈનધર્મ એ અર્હંત ધર્મનું બીજું નામ છે.

૧૧ વીતરાગ દેવ જિન, અરિહંત, તીર્થંકર આદિ ગુણનિષ્પન્ન નામોથી ઓળખાય છે

૧૨ ગુરુવર્ગમાં આચાર્ય, ઉપાધ્યાય, ગણિ, પન્યાસ અને સાધુ–સાધ્વીનો સમાવેશ થાય છે.

૧૩. ધર્મના પ્રકારમાં દર્શન, જ્ઞાન ચારિત્ર અને તપ મુખ્ય છે. એ ઉપરાંત દાન, શિયળ, તપ અને ભાવ પણ ગણાય છે

૧૪. વર્તમાન કાળ જે એકવીસમી સદી કિંવા કલિયુગ કહેવાય છે તે જૈન ધર્મની માન્યતા મુજબ 'પંચમ આરો' છે.

૧૫. વર્તમાન જગત જંબૂદ્વિપના એક ભરતમાં જ સમાય છે.

---

रायपसेणी, उत्तराध्ययन, दशवैकालिक, भगवती आदि आगमोंका श्रवण कर यति लोगोंको वस्त्र पात्रादिसे संतुष्ट किये । सं. १७७१ भाद्रवा वदि १५ रविवार के दिन शिष्यों को हितशिक्षा दे कर अनशन आराधनापूर्वक अर्द्धरात्रि के समय भीमविजयगणि स्वर्गवासी हुए। बडे ही उत्सव व समारोहके साथ संघने पंन्यासजीकी अन्त्येष्ठि क्रिया की । १२ दिन हो जाने पर फूलोंको गंगामें प्रवाहित कर छतरी स्तूप निवेश बनवाया गया एवं चारों ओर कोट बना कर बगीचा लगाया गया । कूप–वापी निर्मित कर जनताके जल भरनेकी सुविधा प्रस्तुत कर दी । नवाबके किसी चुगलखोरने कान भर दिये। उसने चढाई करके सब माल लूट लिया तब इनके पट्टधर मुक्तिविजयगणिने नवाबसे मिलकर सन्मानपूर्वक मुक्त करवा दिये ।

# હરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

### (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ).

### (૨) દીપોત્સવી અંક

ભગવાન મહાવીરસ્વામી પછીનાં ૧૦૦૦ વર્ષ પછીનાં સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક : મૂલ્ય સવા રૂપિયો.

### (૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ–વિશેષાંક

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાનો દળદાર સચિત્ર અંક : મૂલ્ય દોઢ રૂપિયો.

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩–જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ચાર આના.

[૨] ક્રમાંક ૪૫–ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના.

## કાચી તથા પાકી ફાઈલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, પાંચમા, આઠમા, દશમા, અગિયારમા તથા બારમા વર્ષની કાચી તથા પાકી ફાઈલો તૈયાર છે. મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા.

—લખો—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

મુદ્રક–મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશક–ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.

# श्री जैन सत्य प्रकाश

તંત્રી
ચીમનલાલ ગોકળદાસ શાહ

અમદાવાદ : વિ. સં. ૨૦૦૪, વૈશાખ શુદિ ૭ : તા. ૧૫-૫-૪૮, શનિવાર


## विषय-दर्शन



### પ્રાર્થના

શ્રી કેસરીયાજી તીર્થ માટે તા. ૧૨-૪-૪૮ થી ચોવીહાર ઉપવાસ ઉપર ઉતરેલાં ધર્મભગિની જયવંતબહેનનાં પારણાં વહેલામાં વહેલાં થાય એવી શાસનદેવ પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ. -તંત્રી


લવાજમ-વાર્ષિક બે રૂપિયા : આ અંકનું મૂલ્ય-ત્રણ આના

श्रीजिनप्रभसूरिकृतम्

# साधर्मिकवात्सल्यकुलकम् ।

सं०—पूज्य मुनिमहाराज श्रीकान्तिविजयजी

साहम्मियवच्छल्लं भणामि भवियाण भावणानिउणं ।
सम्मदंसणसोहिं जह विहियं परमपुरिसेहिं ॥ १ ॥
रायाहिरायभरहाइएहिं परमायरेण जह परमं ।
संपइनिवपमुहेहिं साहम्मियवच्छल्लं विहियं ॥ २ ॥
साहम्मियवच्छल्लंमि उज्जया उज्जया य सज्झाए ।
चरणकरणंमि य तहा तित्थस्स पभावणाए य ॥ ३ ॥
महाणुभावेण गुणायरेणं वयरेण पुव्वि—सुयसायरेणं ।
सुयं सरंतेण जिणुत्तमाणं वच्छल्लयं तेण कयं तु जम्हा ॥ ४ ॥
तम्हा सव्वपयत्तेणं जो नमुक्कारधारओ ।
सावओ सो वि दट्ठवो जहा परमबंधवो ॥ ५ ॥
विवायं कलहं चेव सव्वहा परिवज्जए ।
साहम्मिएहिं सद्धिं तु जओ सुत्ते [1]वियाहियं ॥ ६ ॥
जो किर पहरइ साहंमियंमि कोवेण दंमणमणंमि ।
आसायणं च सो कुणइ निक्किवो लोगनाहाणं ॥ ७ ॥
सो अत्थो तं च सामत्थं तं विन्नाणं स[2]उत्तमं ।
साहम्मियाण कज्जंमि जं वच्चेंति[3] सुसावया ॥ ८ ॥
अन्नन्नदेसाण समागयाणं अन्नन्नजाईण( इ )[4] समुब्भवाणं ।
तित्थंकराणं वयणे ठियाणं साहम्मियाणं करणिज्जमेयं ॥ ९ ॥
वत्थेहिं सयणासणवाहणेहिं तंबोलपाणासणखाइमेहिं ।
धणेण तत्तासणरक्खणेणं कयं जहा से भरहाहिवेणं ॥ १० ॥
वज्जाउहस्स रामेणं जहा वच्छल्लयं कयं ।
ससत्तिअणुरूवं तु तहा कायव्वयं सया ॥ ११ ॥

[ इत आरभ्य भाववात्सल्यं आह ]

साहम्मियाण वच्छल्लं एयं अन्नं जिणाहियं ।
धम्मट्ठाणेसु सीयंतं सव्वभावेण चोयए ॥ १२ ॥

---

१ 'व्याख्यातम्' इत्यर्थः । २ विन्नाणमणुत्तमं प्रत्यन्तरे । ३ व्ययं कुर्वन्तीत्यर्थः । ४ ०जाईसु समु० प्रत्यन्तरे । ५ तु जम्हा म० प्रत्यन्तरे ।

[ અનુસંધાન ટાઇટલ પાના ત્રીજા ઉપર.

॥ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष १३ | વિક્રમ સં. ૨૦૦૪ : વીરનિ. સં. ૨૪૭૪ : ઈ. સ. ૧૯૪૮ | क्रमांक |
| अंक ७–८ | ચૈત્ર-વૈશાખ શુદિ ૭ : શનિવાર : ૧૫મી એપ્રીલ-મે | १५१–५२ |


# શ્રી કેસરીયાજી તીર્થનો વિકટ પ્રશ્ન

લેખક-પૂજ્ય મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજી (ત્રિપુટી)

આજે જૈન સમાજમાં શ્રી કેસરીયાજી તીર્થનો પ્રશ્ન બહુ જ સખત રીતે ચર્ચાઈ રહ્યો છે. શ્રી કેસરીયાજી તીર્થના ઇતિહાસના જાણકારોથી એ વસ્તુ અજાણી નથી કે આ તીર્થ જ્યારથી સ્થપાયું ત્યારથી શ્વેતાંબર જૈન સંઘ તેનો વહીવટ અને વ્યવસ્થા કરતો હતો. 'શ્રી કેસરીયાજી', 'શ્રી કેસરીયાદાદા'–આ નામ જ એ સૂચવે છે કે આ તીર્થ શ્વેતાંબર જૈન સંઘનું જ હોય. શ્વેતાંબર સમાજની એ ઉદારતા અને મહાનુભાવતા હતી અને છે કે અમારા મંદિરમાં દરેક ભક્તજનો, ઉપાસકો અને મુમુક્ષુઓ વગર ભેદભાવે તીર્થભક્તિ-પ્રભુભક્તિનો લાભ ઉઠાવે છે. પરન્તુ આ ઉદારતા અને મહાનુભાવતાનો લાંબા સમયે દુરૂપયોગ થયો અને 'હક્ક'ના વિવાદો ઊઠયા. કિન્તુ વાસ્તવિક રીતે જોઈએ તો આ બધા વિવાદો પાછળથી જ ઊભા કરાયેલા છે.

આ હક્કોના વિવાદો તો હજી ઊભા જ છે ત્યાં ઉદેપુર સ્ટેટે વચમાં પડી ભક્તિ અને વ્યવસ્થાના બહાના હેઠળ ઇદં તૃતીયં જમાડી પંડાઓને રક્ષણના નામે–પૂજાના નામે કોરે પાને હક્કો કરી આપ્યા. આખરે સ્ટેટે તો ત્યાં સુધી હક્કના નામે સત્તા જમાવી કે ઉદેપુરની યુનિવર્સીટીમાં આ તીર્થના લાખો રૂપિયા ઉપાડી લેવાનું જાહેર કર્યું. પરન્તુ જૈન સંઘના સખત ઊહાપોહથી અને રાજદ્વારી પરિસ્થિતિના પલટાથી આ વસ્તુને ઢાંકી દેવામાં આવી, પરન્તુ પંડાઓની પરિસ્થિતિમાં તો હજારે પલટો ન જ આવ્યો.

આજે જ્યારે હિન્દ આઝાદ થયું છે, હિન્દના માનવીઓએ ગુલામીનાં–પરાધીનતાનાં બંધનો તોડી નાંખ્યાં છે, તો પછી જૈનોને પણ આ તીર્થની પરાધીનતા કેમ ગમે? અમારા તીર્થની વ્યવસ્થા અમે જ કરીશું એમાં સ્ટેટને કે પંડાઓને દખલ દેવાનો કે સત્તા જમાવવાનો કોઈ જ હક્ક નથી. અમારા આ હક્કો-મૂળભૂત હક્કો અમને ન સોંપે ત્યાંસુધી એ અબાધિત હક્કો

મેળવવા કેવાં પગલાં લેવાં તે માટે શ્રી કેસરીયાજી તીર્થકમિટીએ નીચે પ્રમાણે નીવેદન બહાર પાડયું છે:–

૧ ચૈત્રી પૂર્ણિમાએ શ્રી કેસરીયાજી દિવસ મનાવવો અને તે દિવસે દરેક ભાઈઓ અને બહેનો આયંબીલ ઉપવાસ આદિ તપશ્ચર્યા કરે.

૨ કાઉસ્સગ્ગ, જાત્રા આદિ દ્વારા શાસનદેવને પ્રાર્થના કરવી કે અમારા આ શુભ કાર્યમાં સહાયતા કરે અને આ નિમિત્તે આમરણાંત ઉપવાસ કરનાર શ્રી. જવલબહેનને આ તપશ્ચર્યામાં બળપ્રદાન કરે.

૩ આ સંબંધી હિન્દના જૈનોની દરેક સ્થળોએ સભાઓ થાય અને તેના સમાચાર તાર દ્વારા ઉદેપુર સ્ટેટના પ્રાઈમ મિનિસ્ટરને, મહારાણાને અને તીર્થરક્ષક કમિટીને નીચેને ઠેકાણે આપે.–

**શ્રી કેસરીયાજી તીર્થકમિટી, ઠે. માલદાસસ્ટ્રીટ. જૈન ઉપાશ્રય**
**મુ ઉદેપુર (મેવાડ)**

આ સિવાય તીર્થરક્ષા માટે નીચેના બે ઉપાયો પણ યોજાયા છેઃ (૧) જ્યાં સુધી આપણા અબાધિત હક્કો, કે જેનો સ્વીકાર વિ. સં. ૧૯૩૪માં ઉદેપુર સ્ટેટે કર્યો છે તે હક્કો, પ્રાપ્ત ન થાય ત્યાં સુધી કોઈ પણ જૈન બન્ધુએ આ તીર્થની યાત્રાએ ન જવું. અને (૨) આ તીર્થમાં કોઈ પણ જૈન બન્ધુએ કોઈ પણ જાતની બોલી ન બોલવી અને પંડાઓને પણ કોઈ પણ જાતનું પારિતોષિક ન આપવું. અથવા તો તીર્થની આશાતના કરવા પંડાઓને પ્રેરણા મળે એવું કાંઈ જ ન કરવું.

આજે આ તીર્થમાં પંડાઓનું સ્વચ્છંદી, એકછત્રી રાજ્ય થઈ ગયું છે. જૈન તીર્થમાં જૈન શાસ્ત્ર મુજબ જે વિધિવિધાન થાય તેમાં આ પંડાઓએ સ્વાર્થી બની માત્ર પૈસા કમાવાનો જ ધંધો માંડયો હોય તેમ અનેક ફેરફારો કર્યા છે અને આશાતના પણ થાય છે.

આ અવિધિ અને આશાતના ટાળવા અને શ્વેતાંબર જૈન સંઘના અબાધિત મૂલભૂત હક્કોના રક્ષણ માટે માંગરોલવાસી સુપ્રસિદ્ધ તપસ્વિની જવલબહેને તા. ૧૨-૪-૪૮ના દિવસથી આમરણાંત ચોવીહારા ઉપવાસ આદર્યા છે.

આ બહેને પોતાના ઉપવાસ શરૂ કરતાં પહેલાં ઉદેપુરના મહારાણાજીને જે હૃદયસ્પર્શી પત્ર લખ્યો છે તે પણ વાંચી લેવા જેવો છે, તે બહેન લખે છે કે–

"મારા અંતરાત્માના અવાજથી હું મારા ભાઈ સાથે અત્રે તા. ૪-૪-૪૮ના રોજ આવી. અહીંની આશાતનાઓ, ગેરવ્યવસ્થા અને ગેરવહીવટ દેખી મારા

**જૈનો જાગો!**

દરેક જૈનની ફરજ છે કે શ્રી કેસરીયાજી તીર્થના સંરક્ષણ માટે પોતાનાથી બનતું કરે. જ્યાં સુધી સમાધાન ન થાય ત્યાં સુધી યાત્રા-ત્યાગ, બોલી ન બોલવી અને પંડાઓને કાંઈ જ ન આપવું–આટલું તો જરૂર કરજો!

આત્માને ઘણું દુઃખ થયું. તપાસ કરતાં આ બધાનું કારણ જૈનધર્મના અજાણ કાર્યકર્તા અને અમલદારવર્ગ તથા પંડયાઓની આપખુદીથી હમણાં થોડાંક વર્ષોથી અવ્યવસ્થા વધી રહેલ છે."

આ સાથે આ બહેને સ્ટેટ પાસે ન્યાય માગતાં જણાવ્યું છે કે–

"આ અવ્યવસ્થા ટાળી હિન્દુસ્તાનના સકલ જૈનસંઘને વિશ્વાસ ઉત્પન્ન કરવા (૧) સંવત ૧૯૩૪માં સ્ટેટ તરફથી જાહેરાત થયા મુજબ કમિટી દસ્તક સંપૂર્ણ વહીવટ વ્યવસ્થા પૂરી સત્તાથી સોંપવામાં આવે યા તો (૨) આ તીર્થનો વહીવટ જે સમાજ તરફથી સ્ટેટની પાસે આવેલ છે તે સમાજને પાછો સોંપી દેવાય."

તપસ્વીની બહેનની આ માગણી તદ્દન ન્યાયોચિત અને વાજબી છે.

આ બહેને ઉદેપુરના મહારાણાજીને ઉપર્યુક્ત પત્રનો ઉત્તર તા. ૧૧-૪-૪૮ સુધીમાં આપવા જણાવ્યું હતું અને ત્યાં સુધીમાં જવાબ નહિ આપવામાં આવે તો તા. ૧૨-૪-૪૮ થી ચોવીહારા ઉપવાસ ઉપર ઊતરવાનું જણાવ્યું હતું.

દુઃખની વાત છે કે ઉદેપુરના મહારાણાજીએ આ પત્રનો જવાબ તા ૧૧ મી સુધી ન જ આપ્યો એટલે આ બહેને તીર્થની રક્ષા ખાતર તા. ૧૨-૪-૪૮ થી આમરણાંત ચોવિહારા ઉપવાસ શરૂ કર્યા છે.

ગોબ્રાહ્મણ પ્રતિપાલ, સૂર્યવંશી, શિશોદીયા કુલદીપક અને પ્રજાપાલકનું માનવંતું બિરુદ ધરાવનાર મહારાણાજીએ એક ન્યાયોચિત પત્રનો જવાબ ન આપી એમના બિરુદને શોભતું કાંઈ જ નથી કર્યું. આવાં તીર્થોની રક્ષા કરતાં આવાં અનેક બલિદાનો જૈન સંઘને આપવાં પડશે અને જૈન સંઘ બલિદાનો આપશે જ, કિન્તુ આ માનવંતાં બિરૂદો ધરાવનાર મહારાણાજીને તો આ બલિદાનોથી કલંકનો ટીકો જ લાગશે એ યાદ રાખવાની જરૂર છે. મહારાણાજી-ને હાથે ન્યાયનું ખૂન થાય–ન્યાયનું અપમાન થાય અને એક નિર્દોષ તપસ્વિની બહેનનું ન્યાયની રક્ષા કરતાં, ન્યાયનો આદર અને ગૌરવ જાળવતાં, મૃત્યુ થાય એમાં ઉદેપુર સ્ટેટની કે મહારાણાજીની લગારે શોભા નથી.

મહારાણાજીને અને ઉદેપુર સ્ટેટની કાઉન્સીલને અમે સવેળા ચેતવણી આપીએ છીએ કે તમે એમ ન સમજશો કે કાન બહેરા કરવાથી કે આવી ઘોર તપશ્ચર્યા પ્રતિ ઉપેક્ષા કરવાથી તમારી સલામતી છે. કિન્તુ ન્યાયના ખૂનની અને આ તપસ્વિની બહેનના જીવનને લગારે આંચ આવી તો તેની

## આપણી ફરજ

હિન્દના દરેક ગામના જૈન સંઘો ઠરાવ કરે કે, શ્રી કેસરીયાજી તીર્થના રક્ષણ માટે સમય આવ્યે અનશન કરશું–બલિદાન આપીશું. આ માટે સ્વયંસેવક મંડલ તૈયાર કરે અને ગામડે ગામડે પ્રચાર માટે પોતાના સભ્યો મોકલે.

બધી જુમ્મેદારી તમારી ગણાશે અને એનાં વિપરીત કટુ ફલો તમારે જ ભોગવવાં પડશે એ ન ભૂલશો.

મેવાડ પ્રાંતીય જૈન શ્વેતાંબર મહાસભાએ પણ સવેળા જાગ્રત થઈ નીચેના મહત્ત્વના અને ઉપયોગી ઠરાવો કર્યા છેઃ–

૧–સંવત ૧૯૩૪ પ્રમાણે વહીવટ સુપ્રત કરવો.

૨–સંતોષકારક સમાધાન ન થાય ત્યાં સુધી કોઈએ યાત્રાએ ન જવું, તેમ જ કોઈ પણ પ્રકારની બોલી ન બોલવી.

૩–કમિટીને સત્તા સુપ્રત કરવામાં ન આવે ત્યાં સુધી પ્રચાર અને વિરોધનું આંદોલન ચાલુ રાખવું.

૪–મુનિરાજોએ તેમજ શ્રીસંઘોએ તીર્થયાત્રાનો બહિષ્કાર પોકારવો.

૫–તત્કાલ નિર્ણય માટે જરૂરી તમામ પગલાં ભરવાં.

જવલ બહેનના ઉપવાસ ચાલુ છે જૈન સમાજ જાગૃત થયો છે. ભારતીય સ્વયંસેવક પરિષદ્‌ના સેવાભાવી મહાનુભાવો પણ શ્રી કેસરીયાજી ગયા હતા. તેઓ પ્રચાર અને જાગૃતિ માટે તનતોડ પ્રયત્ન કરી રહેલ છે મુનિરાજ શ્રી ધર્મસાગરજી મહારાજ આદિ મુનિ મહાત્માઓ પણ પ્રયત્ન કરી રહેલ છે. કિન્તુ આખા હિન્દના જૈન સંઘનું પ્રતિનિધિત્વ કરતી આપણી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી, તથા શ્વેતાંબર જૈન કૉન્ફરન્સ, એસોસીએશન ઓફ ઈન્ડિયા, યંગમેન્સ જૈન સોસાયટી વગેરે વગેરે અનેક સંસ્થાઓ હજી કેમ મૌન છે તે સમજાતું નથી. આપણી પેઢીએ લગારે પ્રમાદ કે ઉપેક્ષાભાવ રાખ્યા સિવાય સમાજની જાગ્રતિના આ મહાપૂરમાં નેતૃત્વ લઇ આગળ આવવાની જરૂર છે જૈન સંઘને સવેળા યોગ્ય દોરવણી આપી તીર્થરક્ષા માટે, તીર્થના ન્યાયી હક્કોના સંરક્ષણ માટે, જાગૃત થવાની જરૂર છે.

હિન્દના સકલ જૈન સંઘે એકત્રપણે જાગૃત થઇ તીર્થસંરક્ષણના હક્ક માટે કટીબદ્ધ થવાની જરૂર છે. આજે આઝાદીના આ યુગમાં લગાર ઉપેક્ષા, લગાર અહંભાવ આપણા પતનનું કારણ બની જશે અને આપણા સ્વમાન અને ગૌરવના નાશને નોતરશે. આમાંથી બચવું હોય તો બધાએ અહં અને મમ છોડી સવેળા જાગૃત થઇ એકત્રપણે–સંગઠિતપણે કાર્ય કરવાની જરૂર છે.

પૂજ્ય આચાર્ય મહારાજાદિ પણ સવેળા જાગૃત થઇ આ વિકટ પ્રશ્ન

## પૂજ્ય શ્રમણસંઘને

આપ બધા આ પ્રશ્નને સવેળા ઉપાડી લઈ જૈન સંઘને જાગ્રત કરો. સંપ, સંગઠન, ઐક્ય અને પ્રેમથી એકત્રભાવે આ તીર્થના રક્ષણ માટે સંઘને જાગ્રત કરશો, યોગ્ય પ્રચાર કરશો અને સમસ્ત સંઘ તીર્થ માટે બલિદાન આપવા તૈયાર થાય તેવો ઉપદેશ અને પ્રેરણા આપશો.

માટે શ્રીસંઘને જાગૃત રાખે અને કાર્યકર્તાઓમાં પ્રાણ ફૂંકે, જીવન જગાવે એ જરૂરી છે.

હવે એ પ્રશ્ન સ્વાભાવિક ઊઠશે કે વિ. સં. ૧૯૩૪માં કઈ કમિટી નીમાઈ હતી. આ પ્રશ્નના જવાબ માટે ઉદેપુર સ્ટેટનું નીચેનું જાહેરનામું વાંચી લેવું જરૂરી છેઃ-

" नकल हुकम राजे श्री महकमा खास नं. ३७६२

....वास्ते अठाका बन्दोबस्तके एक कमेटी मुकर्रर की जावे और प्रेसीडेन्ट सेलकान्तानतार बदनी सभामें लिखो जावे के इस कमेटोकी रायसुं नेक बन्दोबस्त की तजवीज कर रिपोर्ट करें और कमेटीमें मेम्बर चार मुकर्रर किये जावे। कोठारी छगनलालजी, सेठजी जोहारमलजी चानणमलजी चतुर, जोरावरमल मुनिम, ठाकरदासजी ज्ञानमलजी इन चार ही मेम्बरोंके नाम लिखी जावे ह के यहां का अच्छा और नेक बन्दोबस्त होवे जोरी राय देणी चाहिये।

संवत् १९३४ मागसर वोदी ९ ता. २९ नवम्बर १८७७ इस्वी ओर सेटजी चम्पालालजीके नाम लिखि जावे की यह काम राजके हस्तमें निकाला गया है सो ऊठा का काममें दखल नही करोगा और जो कामकाज, कूंचिया वगरा था हस्ते होवे सो सेलकान्ततार बदनी सभामें भेज देवोगा मती मजकूर।"

આ ફરમાન એક વસ્તુ બહુ જ સ્પષ્ટ કરે છે કે જે ચાર નામ સૂચવાયાં છે તે ચારે ઓસવાલ જૈન શ્વેતાંબર છે. બીજું જે શેઠ ચમ્પાલાલજી પાસેથી સ્ટેટ કુંચીઓ મંગાવે છે તે શેઠ પણ શ્વેતાંબર જૈન છે, એટલે આમાંથી હું અનુમાન તારવું છું કે સં. ૧૯૩૪ના આ ફરમાન પહેલાં શ્વેતાંબર જૈનસંઘ વ્યવસ્થા કરતો અને વહીવટ ચલાવતો હતો. પરંતુ પંડાઓની સત્તામણીથી યાત્રિકોને હેરાનગતી થતી હશે, જેથી સ્ટેટે ચાર જૈન સદ્ગૃહસ્થોની કમિટી નીમી અને પોત પણ અંદર દખલગીરી શરૂ કરી દીધી આ દખલગીરીની સામાન્ય પહેલ તો વિ. સં. ૧૯૧૬થી જ થઈ છે. આ પહેલાં તો શ્વેતાંબર જૈન સંઘ તદ્દન સ્વતંત્ર રીતે વહીવટ કરતો હતો. જૂઓ સં. ૧૯૩૪ માઘ વદી ૬

## આપણી સંસ્થાઓને

દરેક જૈન સંસ્થાઓ અને ખાસ કરીને શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રતિનિધિઓએ, બહુ મોડું થાય તે પહેલાં જ, હિન્દના જૈન સંઘનું સમ્મેલન મેળવી, આવેલી આઝાદીમાં જૈનસંઘનું મહત્ત્વ, ગૌરવ અને સ્વમાન જળવાય, તીર્થરક્ષા, સંઘસંગઠન થાય, સાહિત્યનો પ્રચાર થાય અને જૈન સંઘનો ઉદ્ધાર થાય તે માટે પ્રયત્ન કરવો જોઈએ.

તા. ૨૭–૧–૧૮૭૮ ના સ્ટેટ હુકમ નં. ૧૯૯૧ની નીચેની પંક્તિ.

" ठाकुरजीके (ऋषभदेवजी) भन्डारकी कूंची उदयपुरके नगरसेठके पास रहती और भन्डारका मुंह बन्द था."......"

એટલે કે ૧૯૩૪ સુધી તો સ્ટેટની થોડી દખલ થવાની શરૂઆત છતાં શ્રી કેસરીયાજીના ભંડારની ચાવીઓ તો ઉદયપુરના નગરશેઠ પાસે જ રહેતી હતી.

વિ. સં. ૧૯૧૬માં પણ રાજ્યને આ તીર્થમાં ડખલ કરવાનું કારણ મળ્યું હોય તો તે એટલું જ કે તીર્થમાં અવ્યવસ્થા, અંધેર અને આવકના વહીવટનો અભાવ. પરન્તુ વ્યવસ્થા તો શ્વેતાંબર જૈન સંઘની જ હતી. વાંચો તે શબ્દો.

" जोकि गांव धुलेव इलाके मेवाडमें मन्दिर श्री ऋषभदेवजी महाराज का है वहांका इन्तजाम निहायत खराब देख कर वहांके कदिम रिवाज और धर्मके माफिक संवत् १९१६में महाराणाजी श्रीसरूपसिंहजीने खास खयाल इस बातका करके ठाकुरजीके सेवा भावके साथ अच्छी तरह हो और जात्रियोंकी किसी तरहकी शिकायत न रहे। मन्दिरकी आमदनी नेक काममें खर्च हो उसमें किसी तरहका गबान गफलत न होने पावे चंद कलमें मुकरीर कर चालें बांध दी की जिससें सब लोग खुश हों।

૧૯૧૬માં શ્રી કેસરીયાજી તીર્થમાં પ્રાચીન ચાલ્યા આવતા રીતરિવાજ મુજબ અને ધર્મઅનુસાર વ્યવસ્થા, વિધિવિધાન અને વહીવટ વગેરે ચાલે તથા યાત્રિકોને તકલીફ ન પડે અને શ્રી ઋષભદેવજીના ભંડારની બરાબર વ્યવસ્થા થાય તેટલા ખાતર મહારાણા સ્વરૂપસિંહજીએ થોડી કલમો બનાવી આપી અને બંધારણ ઘડી આપ્યું, સાથે તેમણે થોડા નવા રિવાજ પણ દાખલ કર્યા. પરન્તુ આનો આશય તો સેવાભાવ અને યાત્રિકોને રાખવા પૂરતો જ છે

સુજ્ઞ વાચકો આમાંથી સાફ વસ્તુ સમજી શકશે કે ૧૯૧૬માં સ્ટેટની દખલ તો નહોતી જ. હવે આ સેવાભાવ ૧૯૩૪માં ઘટે છે અને સ્ટેટની દખલ શરૂ થતી હોય તેમ લાગે છે, માટે જ મેં ઉપર અનુમાન બાંધ્યું છે.

૧૯૩૪માં સ્ટેટે કમીટી નીમી નગરશેઠ પાસેથી ચાવીઓ મંગાવી લીધી આનો પણ વિરોધ ઊઠયો હતો. પરન્તુ સ્ટેટે પંડાઓ ઉપર દોષારોપણ કરી

**નવયુવકોને**

આજના યુગમાં તમારાં ઉત્સાહ, જોમ અને શક્તિના સદુપયોગ માટે આ તીર્થરક્ષાના કામમાં લાગી જાઓ.

પોતાનો બચાવ જ કર્યો છે. એટલે આજે તો આપણે જે માગણી કરી છે તે તો ફક્ત એટલી જ છે કે ઉદેપુર સ્ટેટે જૂના રિવાજ મુજબ જેમ શ્વેતાંબર કમિટીને વહીવટ સોંપ્યો છે તેમ આજે વહીવટ-વ્યવસ્થા શ્વેતાંબર કમિટીને સોંપો. એટલે અત્યારની આપણી માંગણી તદ્દન ન્યાયોચિત અને વાજબી જ છે. શ્વેતાંબર સંઘની ઉપર્યુક્ત માંગણીનો અર્થ એટલો જ છે કે-સ્ટેટ પોતાનું વચન બરાબર પાળે, એમના ઉચ્ચ કુલ અને વંશના ગૌરવને છાજે એવી રીતે વચન પાળે.

સ્ટેટને વચન પળાવવા ખાતર જ જૈનસંઘને યાત્રાત્યાગ કરવો પડે, બોલી બંધ કરવી પડે અને આમરણાંત ઉપવાસ કરવા પડે એમાં નથી સ્ટેટની શોભા કે નથી મહારાણાજીની શોભા.

શેઠ આ. ક.ની પેઢી પણ આ ફરમાનો વાંચી વિચારી એવું આંદોલન જગાડે, જૈનસંઘ એવા પ્રબલ આંદોલનનાં પૂર જગાડે કે સ્ટેટને પોતાનું જાહેર કરેલું વચન પાળવાની ફરજ પડે.

ઉદયપુરના મહારાણાજી પણ પોતાની ફરજ બરાબર સમજે. આ એકવીસમી સદી છે, આજે હિન્દ આઝાદ છે, રાજાઓના એકમ બની રહ્યા છે, તો વર્ષો જૂનો જેમની સાથે આપને સંબંધ છે, જે જૈન સંઘના પૂર્વજોએ આપના પૂર્વજો અને રાજ્ય માટે તન, મન અને ધન ન્યોછાવર કર્યાં છે તે સંઘને, તમે તમારા પૂર્વજનું વચન પાળી ન્યાય આપો! બસ, આથી વધારે અમારે આપને કશું જ કહેવાનું નથી.

ઓ વીરના સુપુત્રો! આ તીર્થના આપણા હક્કોના રક્ષણ માટે જાગજો! અત્યારે લગારે પ્રમાદ, ઉપેક્ષાભાવ કે અહંભાવને સ્થાન ન આપશો! આજે આપણી શક્તિ માત્ર ધનસંચય પાછળ જ લાગી રહી છે, પણ આઝાદીના આ યુગમાં એકલા ધનસંચયની મહત્તા આપણને ભારે પડી જશે.

જો સ્વમાનથી ગૌરવ જળવાતું નથી, આપણા હક્કોનું સંરક્ષણ થઈ શકતું નથી તો એ ધનસંચય કશા જ કામનો નથી. ધર્મના રક્ષણ ખાતર, તીર્થના સંરક્ષણ ખાતર અને સંઘના ગૌરવ ખાતર આપણે સર્વસ્વનો ત્યાગ કરતાં શીખવું જોઇએ, તો જ આપણે હક્કો માંગી શકીશું અને તેનું રક્ષણ પણ કરી શકીશું.

જૂનાગઢની આરઝી હકુમતના પ્રસંગમાંથી કંઇક શીખજો અને તીર્થરક્ષા માટે બધા સવેળા જાગ્રત થઇ કટીબદ્ધ થજો. એ શુભેચ્છા સાથે જ જવલબહેનના ઉપવાસને સફળતા પ્રાપ્ત થાઓ એ મહેચ્છા સાથે વિરમું છું. ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

थिरापद्रगच्छीय ज्ञानभंडारमें उपलब्ध

## विवाहलो, संधि, भास, धवलसंज्ञक साहित्य।

अन्वेषक—पूज्य आचार्यमहाराज श्री. विजययतीन्द्रसूरिजी

( डब्बानम्बर १२–१४ )

१ श्रीशान्तिनाथविवाहलो पत्र २५, कर्ता श्री आनन्दप्रमोद, थिरापद्रे श्रेष्ठिनाकरलिखापित।

२ श्रीसुपार्श्वनाथविवाहलो पत्र २०, सं. १६३२में श्रीविनयदेवसूरिरचित, सं. १६४३ में लिखित।

३ श्रीशान्तिनाथ विवाहलो पत्र २८, आनन्दविमलसूरि-सोमसौभाग्यसूरिशिष्य आनन्दप्रमोद।

४ श्रीवासुपूज्यधवल पत्र १०, सं. १६४३ मागसिर वदि १२ थिरपुरमें लिखित।

५ श्रीनेमिनाथधवल पत्र २५, सं. १६३० चेतसुदि १० श्रीविनयसूरिरचित।

६ श्रीऋषभदेवधवल पत्र २२, सेवकरचित।

७ श्रीसुबाहुरिषिसंधि पत्र ७, श्रीजिनहंससूरिशिष्य पुण्यसारोपाध्यायरचित, सं. १६७४।

८ भावनासंधि पत्र ३, श्रीदेवसूरिशिष्य जयदेवकृत।

९ मृगावतिभास पत्र ३।

१० थावच्चाकुमारभास पत्र २८, बडगच्छ पिप्पलशाखीय श्रीविमलप्रभसूरिशिष्य........सं. १६५५ कार्त्तिकसुदि ८ थिरपुरनगरे।

११ ललितांगभास पत्र ४।

१२ भवियकुटुंबभासरास पत्र ४, सं. १७८३ वैशाख वदि १४ लिखित।

१३ चोवीस तीर्थंकरभास पत्र ७, सेवकरचित, शाह चुण्पललिखित।

१४ सुदर्शनभास पत्र २, सेवकरचित।

१५ चंद्रबाहुजिनभास पत्र ५।

१६ पृथ्वीचन्द्रगुणसागररिषिवेली पत्र २।

१७ चतुर्गतिवेली पत्र ५।

१८ धन्यविलासभास पत्र २२, सं. १६८५ कटुकगच्छीय शाहजी कल्याणरचित, सचित्र।

मु० थराद (न्यु. डीसा) ता. ६–२–४८

# દસવેયાલિયની ઉત્પત્તિ

( લે. પ્રો. હીરાલાલ ર. કાપડીયા. એમ. એ. )

[ ૧ ]

દસવેયાલિય એ અદ્ધમાગહીમાં રચાયેલી એક પ્રાચીન અને વિશ્વસનીય જૈન કૃતિ છે. એ ' આગમ ' ગણાય છે. વિશેષમાં એનો ' મૂલસુત્ત ' તરીકે પણ નિર્દેશ કરાય છે. આ આગમની રચના કેને હાથે કયા સંયોગોમાં થઈ એ બાબત અનેક ગ્રન્થોમાં વિચારાઈ છે. એ પૈકી હું તો અહીં મુખ્યતયા ચાર જ કૃતિઓને ઉદ્દેશીને આ હકીકત વિચારીશ : (૧) ભદ્રબાહુસ્વામીએ રચેલી દસવેયાલિયની નિજ્જુત્તિ, (૨) પ્રસિદ્ધિ પ્રમાણે જિનદાસગણિ મહત્તરે આ આગમ ઉપર રચેલી ચુણ્ણિ, (૩) આ આગમ તેમજ એની નિજ્જુત્તિના ઉપર હરિભદ્રસૂરિએ રચેલી સંસ્કૃત ટીકા અને (૪) હેમચન્દ્રસૂરિએ રચેલું પરિશિષ્ટપર્વ.

આ નિજ્જુત્તિના રચનાર તે વીરસંવત્ ૧૭૦ (ઈ. સ. પૂર્વે [1] ૩૫૭)માં સ્વર્ગે સંચરેલા ભદ્રબાહુસ્વામી છે કે શકસંવત ૪૨૭ (ઇ. સ. ૫૦૫)માં પંચસિદ્ધાન્તિકા રચનારા વરાહમિહિરના સહોદર અને નૈમિત્તિક આચાર્ય ભદ્રબાહુસ્વામી છે એ જટિલ પ્રશ્ન આપણે બાજુ ઉપર રાખીએ તોપણ આ નિજ્જુત્તિ ઉપર્યુક્ત ચારે સાધનોમાં–આ ઉત્પત્તિ સંબંધમાં પ્રકાશ પાડનારાં તમામ ઉપલબ્ધ સાધનોમાં–પ્રાચીનમાં પ્રાચીન છે.

મહાવીરસ્વામી પછી માત્ર ૯૮ વર્ષે આ ફાની દુનિયા તજી જનારા શય્યંભવસૂરિએ દસવેયાલિય નામનું આ જૈન શાસ્ત્ર રચ્યું છે–વિવિધ પુવ્વ (પૂર્વ)માંથી [2] નિર્યૂહણ કરી એની સંકલના કરી છે. મહાવીરસ્વામીના શિષ્ય–પાંચમા ગણધર સુધર્મસ્વામીને જંબૂસ્વામી નામના શિષ્ય હતા. એ અંતિમ કેવલીને પ્રભવસ્વામી નામે શિષ્ય હતા. શય્યંભવસૂરિ એમના શિષ્ય થાય. એમને હાથે દસવેયાલિયની રચના થઈ છે. આ બાબત સૌથી પ્રથમ કોઈ ગ્રંથમાં નોંધાઈ હોય તો તે નિજ્જુત્તિ છે. જો એ પહેલા જ ભદ્રબાહુસ્વામીની કૃતિ હોય તો આ ઉત્પત્તિ વિષેની નોંધ મોડામાંમોડી ૭૨ વર્ષે લખાયેલી ગણાય; અને એ જો બીજા ભદ્રબાહુસ્વામીની કૃતિ હોય તો લગભગ ૯૩૪ વર્ષે નોંધ થઈ છે એમ કહેવાય. આમ ૮૬૨ વર્ષનો ગાળો પડે.

[ ૨ ]

દસવેયાલિયની નિજ્જુત્તિની [3]ચૌદમીથી અઢારમી ગાથા આ આગમની ઉત્પત્તિ વિષેની હકીકત પૂરી પાડે છે. એટલે હું અહીં એનો અનુવાદ આપું છું :

જિનની પ્રતિમાના દર્શનથી પ્રતિબોધ પામેલા, [4]ગણધર, મણગ (મનક)ના પિતા અને દસકાલિયના નિર્યૂહક સેજ્જંભવ (શય્યંભવ)ને હું વન્દન કરું છું (ગા.૧૪). મણગને ઉદ્દેશીને

---

૧ જેઓ મહાવીરસ્વામીનું નિર્વાણ ઈ. સ. પૂર્વે ૪૭૭માં થયાનું માને છે તેમને મતે લગભગ ઈ. સ. ૩૨૨ ગણાય, નહિ કે ઈ. સ. ૩૫૭.

૨ ન્યાયસંગ્રહમાં કહ્યું છે કે ' यूह उद्धरण इत्यागमिको धातुः '

૩ બારમી ગાથા પણ ઉપયોગી છે. એમાં કહ્યું છે કે સામાયિકના અનુક્રમથી વર્ણન કરીને, પોરુષી પૂરી થતાં સેજ્જંભવે ખરેખર દસકાલિયનું નિર્યૂહણ કર્યું.

૪ અનુત્તર (ઉત્તમ) જ્ઞાન, દર્શન ઇત્યાદિરૂપ ધર્મના ગણને ધારણ કરે તે 'ગણધર' એમ આનો અર્થ હારિભદ્રીય ટીકા (પત્ર ૧૦ અ)માં અપાયો છે.

સેજ્જંભવે દસ અજ્ઝયણ (અધ્યયન)નું નિર્યૂહણ કર્યું. એમણે એ અજ્ઝયણો વિકાલે અર્થાત્ અપરાહ્ણે સ્થાપિત કર્યાં એથી એનું નામ 'દસકાલિય' છે (ગા. ૧૫). 'આયપ્પવાય' પુવ્વમાંથી ધમ્મપન્નત્તિનું, 'કમ્મપ્પવાય' પુવ્વમાંથી (ગવેષણા, ગ્રહણૈષણા અને ગ્રાસૈષણા એમ) ત્રણ પ્રકારની પિંડૈષણાનું, અને 'સચ્ચપ્પવાય' પુવ્વમાંથી વક્કસુદ્ધિનું નિર્યૂહણ કરાયું, બાકીનાં અજ્ઝયણોનું નિર્યૂહણ ('પચ્ચક્ખાણ' નામના) નવમા પુવ્વના ત્રીજા વત્થુ (વસ્તુ)માંથી થયું (ગા. ૧૬-૧૭). બીજો પણ આદેશ (મંતવ્ય) છે કે બાર અંગરૂપ ગણિપિડગ (ગણિ-પિટક)માંથી આ (દસવેયાલિય)નું નિર્યૂહણ ખરેખર મણગના ઉપર અનુગ્રહ કરવા માટે કરાયું છે (ગા. ૧૮).

[ ૩ ]

ઉત્પત્તિને અંગેની ઉપર્યુક્ત સંક્ષિપ્ત નોંધનો વિસ્તાર આ આગમની ચુણ્ણિમાં મળે છે. એના રચનાર જો જિનદાસગણિ જ હોય તો શકસંવત્ ૫૯૮ (ઈ. સ. ૬૭૬)માં રચાયેલી (અને આગમોદ્ધારક આનંદસાગરસૂરિના મતે લખાયેલી) નંદીચુણ્ણિના એઓ કર્તા થાય છે. આ હિસાબે આ ચુણ્ણિમાંની હકીકત દસવેયાલિયની ઉત્પત્તિ બાદ લગભગ એક હજાર વર્ષે અપાયેલી ગણાય. આ હકીકત પાઇયમાં જ ઉણિ મરહટ્ઠીમાં રચાયેલી આ ચુણ્ણિ (પત્ર ૬-૭)માં અપાયેલી છે. એનો પણ અનુવાદ હું અહીં આપું છું:

એક વેળા મધ્ય રાત્રિએ પ્રભવસ્વામીને વિચાર ઉદ્ભવ્યો કે, કોણ મારો ગણધર થશે? એમણે પોતાના ગણ ઉપર અને સંઘ ઉપર એમ બધી બાજુ ઉપયોગ મૂક્યો, પણ કોઈ [5]અવ્યુચ્છેદ નહિ કરનારો જણાયો નહિ. એટલે એમણે ગૃહસ્થોનો વિચાર કર્યો. ઉપયોગ મૂકતાં એમણે રાજગૃહમાં સેજ્જંભવને યજ્ઞ કરાવતો જોયો. એ ઉપરથી 'રાજગૃહ' નગરે આવીને એક સંઘાટકને (બે મુનિને) એમણે કહ્યું: તમે યજ્ઞવાડ (યજ્ઞપાટક)માં જાઓ અને ભિક્ષા માટે ધર્મલાભ આપો. જો તમને ભિક્ષા આપવાની ના પડાય તો તમે કહેજો કે અહો કષ્ટ, તત્ત્વ જાણવામાં નથી (દુઃખની વાત છે કે આ પરમ તત્ત્વ જાણતો નથી). એ મુનિઓ ગયા અને એમને ભિક્ષાની ના પાડવામાં આવી. તેમણે કહ્યું: અહો કષ્ટ, તત્ત્વ જાણવામાં નથી. એ વખતે બારણા આગળ ઊભેલા પેલા સેજ્જંભવે આ વાક્ય સાંભળ્યું, એ ઉપરથી એને વિચાર આવ્યો કે આ ઉપશાંત તપસ્વીઓ અસત્ય બોલે નહિ. એ અધ્યાપક (ઉપાધ્યાય) પાસે ગયો અને એણે એને પૂછ્યું કે તત્ત્વ શું છે? તેણે કહ્યું: વેદો. એ ઉપરથી એણે તરવાર બહાર કાઢી અને કહ્યું કે જો તમે મને તત્ત્વ કહેશો નહિ તો હું તમારું મસ્તક કાપી નાંખીશ. અધ્યાપકે (ઉપાધ્યાયે) વિચાર્યું: મારો સમય પૂરો થયો છે. વેદોમાં કહ્યું છે કે મસ્તક કપાવાની વાત આવે તો તત્ત્વ કહેવું. આથી હવે હું જે તત્ત્વ છે તે કહું. આમ વિચારી એ બોલ્યો: આ યજ્ઞસ્તંભ (યૂપ)ની નીચે રત્નની પ્રતિમા છે. એ અરિહંતની (અર્થાત્ જૈન તીર્થંકરની) કહેવાય છે. અરિહંતનો ધર્મ એ 'તત્ત્વ' છે (સાર છે). એ સાંભળી સેજ્જંભવ એને પગે પડ્યો અને યજ્ઞવાટનો ઉપસ્કર (સામગ્રી) એને જ આપી દીધો. પછી પેલા બે મુનિઓને શોધતો શોધતો એ આચાર્ય (પ્રભવસ્વામી) પાસે પહોંચ્યો.

૫ અવ્યુચ્છિત્તિકર.

આચાર્યને વન્દન કરી એણે મુનિઓને કહ્યું કે મને ધર્મ કહો. આચાર્યે ઉપયોગ મૂક્યો તો જણાયું કે એ એ જ છે. એ ઉપરથી આચાર્યે એને ધર્મ કહ્યો. એ બ્રાહ્મણે દીક્ષા લીધી અને એઓ ચૌદપૂર્વધર (શ્રુતકેવલી) બન્યા.

એમણે દીક્ષા લીધી ત્યારે એમની પત્ની ગર્ભવતી હતી. એ ઉપરથી એ સમયે એ સ્ત્રીનાં સગાંવહાલાંઓ આક્રન્દ કરવા લાગ્યાં કે જરૂર આના પતિએ પ્રવ્રજ્યા લીધી છે અને એ સ્ત્રી તો પુત્ર વિનાની છે. એ સ્વજનોએ એની સ્ત્રીને પૂછ્યું કે તારા ઉદરમાં કંઈ છે? તેણે કહ્યું : [6]મણાય (કંઈક) જણાય છે. સમય થતાં એણે પુત્રને જન્મ આપ્યો. બાર દિવસ પૂર્ણ થતાં સગાંવહાલાંએ, માતાને પૂછતાં માતાએ 'મણગ' એમ કહ્યું હતું તે ઉપરથી એ બાળકનું નામ 'મણગ' પાડ્યું.

મણગ આઠ વર્ષનો થયો ત્યારે તેણે પોતાની માતાને પૂછ્યું કે મારા પિતા ક્યાં છે? તેણે કહ્યું : તારા પિતાએ તો પ્રવ્રજ્યા (દીક્ષા) લીધી છે એ ઉપરથી એ બાળક નાસીને પિતા પાસે જવા ઉપડ્યો.

એ સમયે આચાર્ય (પ્રભવસ્વામી) ચંપામાં વિચરતા હતા. પેલો બાળક 'ચંપા' ગયો. [7]સંજ્ઞાભૂમિએ ગયેલા એ આચાર્યે એ બાળકને જોયો. બાળકે એમને વન્દન કર્યું. એને જોતાં આચાર્યને એના ઉપર હેત ઉત્પન્ન થયું અને બાળકને પણ એમ જ થયું. આચાર્યે એ બાળકને પૂછ્યું કે તું ક્યાંથી આવે છે? બાળકે કહ્યું : રાજગૃહથી. આચાર્યે પૂછ્યું કે રાજગૃહમાં તું કોનો પુત્ર કે પૌત્ર છે? એણે કહ્યું કે સેજ્જંભવ નામના બ્રાહ્મણ છે એમનો હું પુત્ર છું. એમણે તો ખરેખર પ્રવ્રજ્યા લીધી છે. આચાર્યે પૂછ્યું કે તું શા માટે આવ્યો છે. (ઉત્તર મળ્યો કે) મારે પ્રવ્રજ્યા લેવી છે. એ બાળકે પૂછ્યું કે ભગવાન્! તમે મારા પિતાને ઓળખો છો? આચાર્યે કહ્યું કે હા હું જાણું છું. બાળકે પૂછ્યું કે એઓ ક્યાં છે? આચાર્યે કહ્યું : એ મારા મિત્ર છે, એક શરીર રૂપ છે. (અર્થાત્ અમને બેને તું શરીરથી પણ એક જ જાણ). તું મારી પાસે પ્રવ્રજ્યા લે. બાળકે કહ્યું કે એમ કરું છું.

આચાર્ય પ્રતિશ્રય (ઉપાશ્રય)માં આવી વિચારે છે કે આજે સચિત્તનો લાભ થયો. એ બાળકે દીક્ષા લીધી. પછી આચાર્યે ઉપયોગ મૂક્યો કે એ કેટલો વખત જીવશે? છ મહિના જીવશે એમ જણાતાં આચાર્યને વિચાર આવ્યો કે આનું આયુષ્ય અલ્પ છે તો શું કરવું? ચૌદપૂર્વી કોઈ કારણ મળતાં નિર્યૂહણ કરે છે. અને [8]અપશ્ચિમ દસપૂર્વી તો અવશ્ય જ નિર્યૂહણ કરે છે. મારે આ કારણ આવી પડ્યું છે એટલે હું પણ નિર્યૂહણ કરીશ. એ ઉપરથી એમણે નિર્યૂહણ કરવા માંડ્યું વિકાલ–દિવસ થોડો બાકી હતો ત્યારે નિર્યૂહણ થયું, એથી આને 'દસવેયાલિય' કહે છે.

---

૬ સંસ્કૃતમાં 'મનાક્' થાય.

૭ દિશાએ જવાની જગ્યા. આ અર્થ આચાર્યના આચાર સાથે કેવી રીતે સંગત થાય એમ વિચારી છાયાકારે છાયામાં 'વિહારભૂમિ' એવો નિર્દેશ કર્યો હોય એમ જણાય છે.

૮ જેના પછી કોઈ નથી તે અર્થાત્ અંતિમ.

[ ૪ ]

ઉપર્યુંકત ચુર્ણિણના રચનારના પછી થયેલા હરિભદ્રસૂરિએ આ જ ચુર્ણિમાંના લગભગ શબ્દે શબ્દમાં આ ઉત્પત્તિની બાબત કહી છે અને એની સંસ્કૃત છાયા હારિભદ્રીય ટીકાના સંપાદક મહાશયે આપી છે. અહીં જે જરાતરા તફાવત જોવાય છે તે જ હું નોંધીશ : યૂપની નીચે સર્વ રત્નની જે અરિહંતની પ્રતિમા છે તેનું *પ્રક્ષાલન કરાય છે. આમ અહીં પ્રક્ષાલનની વાત છે. બીજું 'અચ્છુ'ને બદલે 'મણુય' છે, જોકે અર્થ તો એનો પણ, 'કંઈક' એમ જ છે.

[ ૫ ]

વિ. સં. ૧૧૪૫ની કાર્તિકી પૂર્ણિમાએ જન્મેલા અને વિ. સં ૧૨૨૯માં સ્વર્ગે સંચરેલા 'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિએ પરિશિષ્ટપર્વ ( સર્ગ ૫, શ્લો. ૨–૮૬ ) માં દસવેયાલિયની ઉત્પત્તિ સંસ્કૃતમાં વર્ણવી છે. એમાંથી નીચેની વિશેષતાઓ હું નોંધું છું :

'વત્સ' કુળમાં ઉત્પન્ન થયેલો, આસન્નભવ્ય બ્રાહ્મણ શય્યંભવ છે ( શ્લો. ૭ ). શ્લો. ૧૨–૧૪માં યજ્ઞપાટકનું વર્ણન છે. શ્લો. ૨૦માં એ વાત છે કે ઉપાધ્યાયે કહ્યું કે સ્વર્ગ અને મોક્ષને આપનારા વેદો 'તત્ત્વ' છે અને વેદ કરતાં બીજું કોઈ તત્ત્વ નથી એમ તત્ત્વના જાણકારો કહે છે. શ્લો. ૨૮–૩૨માં એ હકીકત છે કે આ યૂપની નીચે અરિહંતની ( તીર્થંકરની ) પ્રતિમા રખાઈ છે. અહીં જ રાખીને એ ગુપ્ત રીતે પૂજાય છે અને એ પ્રતિમાના પ્રભાવથી અમારું યજ્ઞાદિ કાર્ય નિર્વિઘ્ને થાય છે. મહાતપસ્વી, સિદ્ધપુત્ર અને પરમ આર્હત નારદ, આર્હતી (તીર્થંકરની) પ્રતિમા ન હોય તો યજ્ઞનો અવશ્ય નાશ કરે છે. આમ કહીને યૂપને ઉપાડી ત્યાં રહેલી રત્નની તીર્થંકરની પ્રતિમા ઉપાધ્યાયે એને બતાવી અને એણે કહ્યું કે જે તીર્થંકર દેવની આ પ્રતિમા છે તે 'તત્ત્વ' છે, એમણે કહેલો ધર્મ છે અને યજ્ઞ ઇત્યાદિ વિડંબના છે. શ્લો. ૬૮માં કાયચિન્તાર્થ અર્થાત્ દિશા જવા માટે પ્રભવસ્વામી ચંપાનગરીના પરિસરમાં ગયા એમ કહ્યું છે. શ્લો. ૭૮માં એ વાત છે કે પ્રભવસ્વામી કહે છે કે તારા પિતામાં અને આ હું તારા કાકામાં કશો ભેદ નથી.

અહીં જે નારદની વાત અપાઈ છે તે શાના આધારે હશે એ જાણવું બાકી રહે છે, તો એ ઉપર સપ્રમાણ પ્રકાશ પાડવા બહુશ્રુતોને મારી વિજ્ઞપ્તિ છે.

---

* ધુવ્વત્તિ એવો જે પાઠ છપાયો છે તે 'ધુવ્વતિ' હોવો જોઈએ એમ માની મેં આ અર્થ કર્યો છે, કેમકે ધુવ્વ્ ધાતુનો અર્થ ધોવું, પ્રક્ષાલન (પખાલ) કરવું એમ થાય છે. છાયામાં ધ્રુવેતિ એવો જે ઉલ્લેખ છે તે તો ધુવત્તિ પાઠ હોત તો સમુચિત ગણાત. વિશેષમાં એવો પાઠ માનતાં પણ પ્રતિમાને અચળ–નિત્ય કહેવામાં કંઈ હેતુ સધાતો હોય એમ જણાતું નથી એટલે અર્થદૃષ્ટિએ એ અસંગત ગણાય એટલે મેં અન્ય પાઠ કલ્પ્યો છે.

[ ૬ ]

શ્રી. ગોપાળદાસ જીવાભાઈ પટેલે "સમીસાંજનો ઉપદેશ [શ્રી દશવૈકાલિકસૂત્ર]" નું સંપાદન કર્યું છે. આના ઉપોદ્ઘાત ( પૃ. ૩ ) માં સૂચવાયું છે કે "હરિભદ્રસૂરિની કથામાં જ્યાં કેટલુંક સંદિગ્ધ તેમજ અણુકથ રહી જાય છે, ત્યાં હેમાચાર્યની કથા સ્પષ્ટ વિવરણ આપે છે. એટલે અહીં તો તે બંને કથાઓ મળીને થતી એક કથા જ આપીશું." આ ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે ઉપોદ્ઘાતના લેખકે દસવેયાલિયની ચુણ્ણિ જોઈ હોય એમ લાગતું નથી, જોકે એ ઈ. સ. ૧૯૩૩માં પ્રસિદ્ધ થઈ છે, જ્યારે ઉપર્યુક્ત સંપાદન તો ઈ. સ. ૧૯૪૦માં-૭ વર્ષ બાદ પ્રકાશિત થયું છે.

પૃ. ૫ માં ઉપર્યુક્ત ઉલ્લેખના અંતને ઉદ્દેશીને એવું ટિપ્પણ છે કે "મૂળ કથાનો આ ભાગ સમજાતો નથી. હરિભદ્રસૂરિની કથામાં એ ભાગ આ પ્રમાણે છે: 'આ યજ્ઞ-સ્તંભની નીચે...'.હેમાચાર્યે આ ભાગને વિસ્તાર્યો છે....પરમ અર્હંત એવો નારદ વિધ્વંસ કરી નાખે છે."

આ ટિપ્પણનો હવે પછીનો ભાગ વિચારું તે પૂર્વે એ કહીશ કે મને તો પરિશિષ્ટ-પર્વમાં આપેલી કથા કે હારિભદ્રીય ટીકામાંની કથામાં કશું સંદિગ્ધ જણાતું નથી. વિશેષમાં આ ટિપ્પણમાં નારદને 'આર્હત' એટલે અર્હત્ યાને જિનના અનુયાયી કહેવાને બદલે તેમને જ 'અર્હંત' યાને 'તીર્થંકર' ગણ્યા છે એ તો દેખીતી ભૂલ છે. નાયા-ધમ્મકહામાં દ્રૌપદીના અધિકારમાં નારદ સર્વવિરતિથી રહીત હોવાને લીધે તો દ્રૌપદી એનું સન્માન કરતી નથી એવી વાત છે એટલે જો આ જાતના આ નારદ પણ હોય તો એ કોઈ જૈન સાધુ ગણાય નહિ તો જૈનોના દેવરૂપ તીર્થંકર તો ક્યાંથી ગણાય? વિશેષમાં અરિહંતના અર્થમાં અહીં જે 'અર્હંત' શબ્દ વપરાયો છે તે શું ઉચિત છે?

"વિધ્વંસ કરી નાખે છે." એવા ઉલ્લેખ બાદ નવીન કંડિકારૂપે નીચે મુજબ આ ટિપ્પણ લંબાવાયું છે:—

"આ જવાબથી શું સૂચવાય છે તે સમજી શકાતું નથી. યજ્ઞોમાં સ્તંભ નીચે મહાવીરની પ્રતિમા રાખવામાં આવતી હતી તેવો બ્રાહ્મણગ્રંથોમાં તો ક્યાંય ઉલ્લેખ મળતો નથી. શતપથ બ્રાહ્મણ, કાત્યાયન શ્રૌતસૂત્ર આદિ ગ્રંથોમાં જણાવ્યા પ્રમાણે યજ્ઞક્રિયાની શરૂઆતમાં 'મહાવીર' નામનું પાત્ર વિશિષ્ટ વિધિ પ્રમાણે તૈયાર કરવામાં આવે છે તથા તેને વિષ્ણુ તથા સૂર્યના પ્રતીક તરીકે પૂજવામાં આવે છે. તે પાત્રનો જ સમાન નામને કારણે અહીં ભૂલભરેલો ઉલ્લેખ થયો હોય તેવી કલ્પના જાય છે બાકી તો, કથાનો આ ભાગ તૂટક અથવા તો સંદિગ્ધ છે, એમ માનવું જોઈએ. અર્હંતની પ્રતિમા યજ્ઞ નીચે રાખવાથી જ બીજા અર્હંત એ હિંસક યજ્ઞની રક્ષા કરે કે તેને અનુમતિ આપે એ કેવી વિચિત્ર કલ્પના છે!'

આ ઉપરથી નીચેના પ્રશ્નો સ્ફુરે છે:

( ૧ ) જૈન સાહિત્યમાં જે કોઈ વૈદિક હકીકત અપાઈ હોય તેનો ઉલ્લેખ બ્રાહ્મણાદિ સાહિત્યમાં શું હોવો જ જોઈએ ? વેદો કે તમામ બ્રાહ્મણો સંપૂર્ણતયા આજે ઉપલબ્ધ છે ખરા ?

( ૨ ) યજ્ઞમાં સ્તંભની નીચે મહાવીરની પ્રતિમા રખાની એવું તો ઉપર્યુક્ત એકે સાધનમાં કહ્યું નથી. સર્વત્ર જિનની પ્રતિમા એવો[૧૦] અધિભારે ઉલ્લેખ છે. પજ્જોસવણા કપ્પ (કલ્પસૂત્ર)ની કેટલીક ટીકામાં શાંતિનાથની પ્રતિમાનો આ પ્રમાણે ઉપયોગ થયાનો ઉલ્લેખ છે. આ પરિસ્થિતિમાં મહાવીરની પ્રતિમા એમ કહેવા માટે શું પ્રમાણ છે ?

( ૩ ) જૈનના અગ્રગણ્ય મુનિવરો—મહાવીરસ્વામીના અગિયારે ગણધરો વેદાદિમાં પારંગત બ્રાહ્મણો હતા. તો વૈદિક વિધિ વગેરેથી, એમના પ્રખર બ્રાહ્મણ સંતાનીયો, અપરિચિત હતા એમ માનવું યુક્તિયુક્ત છે? શુ હરિભદ્રસૂરિનો વૈદિક અભ્યાસ લેભાગુ હશે કે તેમણે ઉપર્યુક્ત વિધાન કર્યું ? શું સુષિમુ જેવા સાધનનો ઉપયોગ કરતી વેળા તેમણે કશો વિચાર જ નહિ કર્યો હશે ? શું હેમચન્દ્રસૂરિએ પણ કંઈ વિચાર્યું નહિ ?

( ૪ ) કેટલીક વિધિવિધાનનો ગર્ભિત હેતુ ઇત્યાદિ ગુપ્ત રખાય છે તેઃ આવું કંઈ જિનપ્રતિમા રાખવાના સંબંધમાં ન જ હોઈ શકે?

( ૫ ) નારદને 'અર્હંત' ને અરિહંત માનવાની ભૂલ અહીં ફરીથી થઈ છે એ વાત બાજુ ઉપર રાખીએ તોપણ કોઈ જિનનો બકલ જિનના પ્રતિમાનું પૂજન વગેરે થતું જોઈને અનુચિત આચરણનો છડેચોક વિરોધ ન કરતાં એ બાબત આંખમીંચામણાં કરવાં પ્રેરાય એ શું અસંભવિત છે ?

હિંદુ મંદિરોનો મુસલમાનોને હાથે નાશ થતો અટકાવવા માટે એની મસજીદના જેવો ભાસ આપનારી યોજના ઘડાવાનું અને એમ થવાથી એ મંદિરોનું મુસલમાનોને હાથે ખંડન ન થયાની જે વાત છે તેમાં શું કશુંયે તથ્ય નથી ?

કથામાં જે જે પ્રસંગ વર્ણવાય તેને તેને નિયમ તરીકે જ ગણવો એવો નિયમ કોઈ સ્થળે જૈન સાહિત્યમાં–પ્રામાણિક ગ્રન્થમાં નથી. અમુક જૈન અમુક રીતે વર્તે એટલે શું તેમ કરવાની એ જિનાજ્ઞા છે એમ માનવું ઉચિત છે ?

ઉપોદ્ઘાતના વિદ્વાન્ લેખક મહાશય આ પ્રશ્નો વિચારી એના સપ્રમાણ ઉત્તર આપવા કૃપા કરશે તો હું એમનો આભારી થઈશ એટલો નિર્દેશ કરતો હું વિરમું છું.

ગોપીપુરા, સુરત, તા. ૧૫–૪–૪૮

૧૦ જુઓ વિનયવિજયગણિએ વિ સં. ૧૬૯૬માં રચેલી સુબોધિકા (પત્ર ૧૬૧આ) અને ઉપાધ્યાય સમયસુન્દરે વિ. સં. ૧૬૮૪–૫ માં રચેલી કલ્પલતા (પત્ર ૨૧૮ આ). કલ્પકિરણાવલીમાં કે સંદેહવિષૌષધિમાં શાન્તિનાથનું નામ નથી તો કલ્પલતામાં આવો ઉલ્લેખ શાને આધારે છે તે જાણવું બાકી રહે છે.

# જૈનધર્મનું સામાન્ય જ્ઞાન

લેખક—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

( ગતાંકથી ચાલુ )

૧૬. જંબૂદ્વીપના વચલા ભાગે મેરુ પર્વત આવેલો છે. એની નજીકમાં મહાવિદેહ ક્ષેત્ર, પૂર્વ પશ્ચિમ બત્રીશ મોટા ભાગોમાં વિસ્તરેલું છે. દક્ષિણ છેડે ભરત અને ઉત્તર છેડે ઐરવત નામે ક્ષેત્રો છે. આ રીતે ભરત, મહાવિદેહ અને ઐરવત રૂપ ત્રણ કર્મભૂમિઓ છે.

૧૭. કર્મભૂમિઓ એટલે જ્યાં માનવની વસ્તી પોતાનો નિર્વાહ અસિ, મસી કે કૃષી દ્વારા કરતી હોય.

૧૮ એ ત્રણ પ્રકારની કર્મભૂમિઓના અંતરાળે એક પર્વત અને વચમાં એક ક્ષેત્ર એ રીતે બે ક્ષેત્રો ભરત—મહાવિદેહના ગાળામાં અને બે ક્ષેત્રો મહાવિદેહ ને ઐરવતના ગાળામાં આવેલાં છે. એ ચારે ક્ષેત્રોમાં યુગલીઆની વસતી છે. તેઓ નિર્વાહ માટે માનવની માફક ખેતી આદિ સાધન નથી વાપરતા, પણ કેવળ દશ પ્રકારનાં કલ્પવૃક્ષ ઉપર આધાર રાખે છે.

૧૯. જંબૂદ્વીપ જેવી—ઉપર દર્શાવી તેવી—ગોઠવણવાળા ધાતકી ખંડ અને પુષ્કરવર દ્વીપ નામના બે દ્વીપો છે. પણ વિસ્તારમાં પ્રથમનો ખંડ ચાર ગણો અને પાછળનો દ્વીપ સોળ ગણો છે. આ ઉભયમાં માનવ તેમજ યુગલિકોની વસ્તી છે. પ્રમાણ બમણું છે અર્થાત્ એ દરેકમાં છ કર્મ ભૂમિઓ અને આઠ યુગલિક ક્ષેત્રો, જંબૂદ્વીપમાં જે નામો છે એ નામનાં, આવેલાં છે. પુષ્કરવર દ્વીપનો અર્ધ ભાગ માનુષોત્તર નામા પર્વતથી રોકાયેલ છે.

૨૦. આ રીતે ત્રણ દ્વીપો હોવા છતાં, પર્વતે રોકેલ અર્ધો ભાગ બાદ કરી, બાકીનો પ્રદેશ અઢી દ્વીપ તરીકે ઓળખાય છે. માનવ વસ્તીની છેલ્લી મર્યાદા મનુષોત્તર પર્વત પર્યંતની છે. પર્વત પર કે એનાથી આગળ માનવ વસતી નથી. સંખ્યાબંધ દ્વીપ—સમુદ્રો છે છતાં મનુષ્યલોક તો અઢી દ્વીપના પ્રદેશને જ કહેવાય છે.

૨૧. નંદીશ્વર નામા આઠમો દ્વીપ છે ત્યાં ચૌમુખજી યુક્ત બાવન જિનાલયો જુદા જુદા પર્વત પર આવેલાં છે. દરેકમાં ઋષભ, ચંદ્રાનન, વારિષેણ અને વર્ધમાન એ નામવાળા અરિહંત બિંબો છે. એ નામો શાશ્વત એટલા સારુ કહેવાય છે કે દરેક ચોવીશીમાં અને મહાવિદેહમા વિચરતા તીર્થપતિઓમાં એ નામના જિનો હોય છે જ. ભગવંતના કલ્યાણક પ્રસંગે આ દ્વીપ દેવો માટે મહોત્સવનું ધામ છે

૨૨. મનુષ્યલોકના નીચેના પ્રદેશમાં શરૂઆતમાં ભવનપતિ—વ્યંતર નામા દેવોના વાસગૃહો છે. એની નીચે રત્નપ્રભા આદિ સાત નરકભૂમિઓ આવેલી છે.

૨૪. મનુષ્યલોકના ઉપલા પ્રદેશમાં પ્રથમ જ્યોતિષ્ક દેવોના વિમાનો અને એથી

આગળ બાર દેવ લોકવાસી દેવોની વિમાન શ્રેણીઓ, પછી નવ ગ્રૈવેયક અને અનુત્તર વિમાનવાસી દેવોનાં વિમાનો છે.

૨૪. સર્વથી ઊંચી ભૂમિને સિદ્ધશિલા તરીકે ઓળખાય છે. કર્મથી કાયમી છૂટા થનાર આત્માઓ ત્યાં રહે છે. અર્થાત્ પરમાત્માઓનું એ વાસસ્થાન છે; મુક્તિપુરી એનું બીજુ નામ. મોક્ષે જવું એટલે ત્યાં જવું.

૨૫. જૈનધર્મની નજરે નરક, માનવલોક અને સ્વર્ગ રૂપ ત્રણ લોકની વાત ઉપર મુજબ છે; પ્રથમમાં દુઃખ જ વિશેષ છે, બીજામાં દુઃખસુખ મિશ્રણ રૂપે છે અને ત્રીજામાં યાને સ્વર્ગમાં સુખનું પ્રમાણ અતિઘણું છે.

૨૬. જૈનધર્મ એ ત્રણે લોકમાં રહેનારા જીવોને આઠ પ્રકારનાં કર્મોથી ઘેરાયેલ માને છે. જ્યાં સુધી એ કર્મો છે, ત્યાં સુધી આધિ, વ્યાધિ અને ઉપાધિ છે જ. એથી સાચું એવું આત્મિક સુખ નથી. જ્યાં આત્મા કર્મના પાશમાં પરતંત્ર હોય ત્યાં સાચી સ્વતંત્રતા ન જ હોય.

૨૭. આત્માનું પૂર્ણ સ્વાતંત્ર્ય તો કેવળ સિદ્ધિશિલા પર વસનારા મુક્ત આત્માઓ જ ભોગવે છે. કર્મોથી છૂટકારો મેળવી એ સ્થાને પહોંચવું એ દરેક જૈનધર્મી આત્માનું ધ્યેય હોવું જોઈએ.

૨૮. આઠ કર્મો તે ૧ જ્ઞાનાવરણીય, ૨ દર્શનાવરણીય, ૩ વેદનીય, ૫ આયુ, ૬ નામ, ૭ ગોત્ર અને ૮ અંતરાય. એ સર્વાં જબરા આંટીઘુટીવાળાં છે.

૨૯. કર્મોને જડમૂળથી ઉખેડી નાંખવા સારુ તીર્થંકર થનાર આત્માની દોરવણી જ ઉપયોગી છે. કેમકે તેઓ જાતે તરેલા છે તેથી અન્યને તારવા સમર્થ છે.

૩૦. આપણા આ ભારત યાને હિંદુસ્તાનમાં આ અવસર્પિણી કાળમાં એવા ચોવીશ તીર્થંકર થયેલા છે. એમાંના છેલ્લા તે શ્રીમહાવીરસ્વામી.

૩૧. ઋષભ, અજિત, સંભવ, અભિનંદન, સુમતિ, પદ્મપ્રભુ, સુપાર્શ્વ, ચંદ્રપ્રભુ, સુવિધિ, શીતળ, શ્રેયાંસ, વાસુપૂજ્ય સ્વામી, વિમળ, અનંત, ધર્મ, શાંતિનાથ, કુંથુ, અર, મલ્લિ, મુનિસુવ્રત, નમિનાથ, અરિષ્ટનેમિ, પાર્શ્વનાથ અને મહાવીરસ્વામી રૂપ ચોવીશ નામો અનુક્રમે ચોવીસ તીર્થંકરોનાં છે. 'લોગસ્સ'સૂત્રમાં અને મોટી શાંતિમાં આ નામો આવે છે.

૩૨ પહેલા ઋષભદેવ યાને આદિનાથ, સોળમા શાંતિનાથ, બાવીશમા શ્રી અરિષ્ટનેમિ યાને નેમનાથ, ત્રેવીશમા પાર્શ્વનાથ તથા ચોવીશમા શ્રી. મહાવીરસ્વામી વધુ જાણીતા છે.

૩૩ કાઠિયાવાડમાં આવેલ શ્રી શત્રુંજય તીર્થ અને ઉદેપુર નજીકનું શ્રી કેશરીયાજી તીર્થ એ પ્રથમ તીર્થપતિ ઋષભદેવના સ્મૃતિસૂચક ધામ છે. જૂનાગઢ નજીકનું ગિરનાર એ બાવીશમા નેમિનાથનું, પૂર્વમાં આવેલ સમેતશિખર એ પાર્શ્વનાથનું તેમજ પાવાપુરી એ મહાવીર પ્રભુનું સ્મરણ કરાવતું ધામ છે. આબુ ઉપર સ્થાપના પ્રથમ તેમજ બાવીશમા જિનની છે. અષ્ટાપદ તીર્થ આ કાળમાં અજ્ઞાત છે.

૩૪. આત્મકલ્યાણમાં પ્રભુમૂર્તિ અને પ્રભુકથિત આગમ ઉપકારી છે.

૩૫. ધર્મશાસ્ત્રોમાં પિસ્તાળીશ આગમ મુખ્ય ગણાય છે.

# માર્ગદર્શક કોણ ?

લેખક:—પૂજ્ય મુનિમહારાજ શ્રી ધુરંધરવિજયજી

( ૧ )

મહાવિદેહ ક્ષેત્રમાં મહાવપ્ર વિજયમાં પૃથ્વીપ્રતિષ્ઠાન નામે એક નાનું પણ રમણીય ગામ હતું. તે ગામ ઉપર શત્રુમર્દન રાજાનું શાસન ચાલતું હતું. જયન્તી રાજધાનીનું શહેર હતું. ગામેતી નયસાર પૃથ્વીપ્રતિષ્ઠાનનો કારભાર સંભાળતો હતો. એ નાના ગામડાની આવક બહુ વિશાળ ન હતી. ગામથી બહુ દૂર નહિ અને બહુ નજીક નહિ એવી રીતે વિશાળ વન આવ્યું હતું. વન મહાકાય વૃક્ષોથી સમૃદ્ધ હતું નાના એવા ગામનું નામ પૃથ્વીપ્રતિષ્ઠાન એ આ વનને લઈને સાર્થક હતું. એ મહાવનમાં સાગ, સેવન, સીસમ, આંબા, લીંબડા, અશોક, જાંબુ, મહુડા વગેરે વિશાળ વૃક્ષો થતાં હતાં. નયસાર ગામનો કારભાર કરી જાણતો એટલું જ નહિ, પણ વનવ્યવસ્થાનો પણ તેને પૂરો અનુભવ હતો. કયું ઝાડ કેટલાં વર્ષે પાકટ થાય, જુદાં જુદાં વૃક્ષોનાં જુદાં જુદાં કાષ્ઠ શા શા ઉપયોગમાં આવે, કયા કયા વૃક્ષને કેવું પોષણ આપ્યું હોય તો તે વધારે સુન્દર અને વિશેષ ઉપજવાળું બને ઇત્યાદિ વનવૃક્ષવિષયક જ્ઞાન નયસારને ઘણું જ સારું હતું.

તેણે વનમાં વૃક્ષોના જુદા જુદા વિભાગ કરી રાખ્યા હતા. જુદાં જુદાં વૃક્ષો ઉપર અનુક્રમે અંક અંકિત કર્યા હતા. કયું વૃક્ષ ક્યારે વાવ્યું, તેનું પ્રથમ છેદન ક્યારે થયું, પુનઃ છેદન ક્યારે કરવું તેની વિગતવાર યાદી તેની પાસે હતી.

આ વન ઉપર હજારો માણસોની આજીવિકા હતી. આ વનનાં કાષ્ઠો દૂર દૂરના પ્રદેશમાં જતાં અને પંકાતાં. મોંઘામાં મૂલ્યે વ્યવહારીઆઓ અહીંથી કાષ્ઠને લઈ જતા. આ સર્વમાં નયસારની પ્રામાણિકતા ખૂબ પ્રસિદ્ધિ પામી હતી.

વનના નિયમ વિરુદ્ધ કોઈ પણ વૃક્ષ ધનલોભને કારણે છેદાતું નહિ. વનમાં કામ કરવા આવનાર કર્મકરોને કોઈ પણ રીતે દુભવવામાં આવતાં નહિ. મજૂરોને મહેનતના પ્રમાણમાં પૂરી મજૂરી આપવામાં આવતી. કામ પણ માનવ શરીરને શક્ય હોય તેટલું જ લેવાતું. કામ ચાલે ત્યાં સુધી નયસારનો વાસ પણ મહાવનમાં રહેતો. તેની મીઠી નજરથી મજૂરો પરિશ્રમનું દુઃખ ભૂલી જતા.

એ મહાવનમાં એક નિયત સ્થળે તમ્બૂઓ અને રાવટી નખાતી, ને તેમાં સર્વે રહેતા. મજૂરોને રહેવા માટે સર્વ પ્રકારની સગવડ અપાતી. જ્યારે કામ ચાલતું હોય ત્યારે વનમાં એક ગામ વસ્યું હોય એવો દેખાવ થઈ જતો. વનનાં વિકરાળ પ્રાણીઓથી બચવા ચોકી-પહેરા વગેરે સર્વ ત્યાં રહેતું.

વનની જે ઉપજ થતી તે સર્વ પાઇએ પાઇના હિસાબ સાથે શત્રુમર્દન રાજાને પહોંચી જતી. રાજા શત્રુમર્દન પણ નયસારને એવું વળતર આપતો કે કોઈને પણ અનીતિ કરવાનો પ્રસંગ ઊભો થતો નહિ.

એ વનમાં કેટલાંએક વૃક્ષો એવાં અનામત રાખવામાં આવતા કે રાજ્યને કોઈ વખત ઓચીંતું કાષ્ઠનું પ્રયોજન હોય તો હરકત ન આવે. કામધેનુ ગાયની માફક જ્યારે જોઈએ ત્યારે ત્યાંથી કાષ્ઠ મેળવી શકાતાં.

( ૨ )

રાજા શત્રુમર્દનનો રાજ્યવિસ્તાર દિવસે દિવસે વધતો જતો હતો. શત્રુમર્દન રાજાના ભયથી આજુબાજુના કેટલાયે રાજાઓ રાજાને વશ થયા હતા અને કેટલાયને રાજાએ વશ કર્યા હતા.

રાજ્યના વિસ્તારની સાથે રાજધાની જયન્તી નગરીનો વિસ્તાર પણ વધતો હતો. રાજસભાનો વિશાળ પ્રાસાદ હવે સંકુચિત જણાતો હતો. રાજ્યને અનુરૂપ નવી રાજસભાનું નિર્માણ અનિવાર્ય હતું.

એકદા રાજાએ નવીન રાજસભાના નિર્માણ માટે મંત્રી વગેરેને આદેશ કર્યો, શિલ્પિઓને બોલાવ્યા, મીસ્ત્રીઓ હાજર થયા. સલાટો કસબો—ઓજારો સજવા લાગ્યા. નકશાઓ તૈયાર થઈ ગયા.

શુભમુહૂર્તે રાજસભાનું ખાત થયું. આ સર્વ તૈયારીમાં ફક્ત એક જ ખામી હતી; તે એ કે પ્રાસાદને પૂરું પડે તેટલું કાષ્ઠ ન હતું.

પ્રતિષ્ઠાનપુરથી કાષ્ઠ કપાવાનો અને તેની રાએતા મુજબ વ્યવસ્થા કર્યાનો હિસાબ થોડા જ માસ ઉપર આવી ગયો હતો, એટલે બીજા સારા કાષ્ઠ માટે બારબાર વરસની રાહ જોવી પડે તેમ હતું.

આમ તો કાષ્ઠનો કોઈ તૂટો જ ન હતો, અને બીજેથી પણ મળી શકે તેમ હતું, છતાં પોતાનું સર્વોત્તમ કાષ્ઠ મૂકી બીજાને વિશેષ મૂલ્ય આપી મન પ્રસન્ન ન થાય એવું કાષ્ઠ લેવા કોઈને રુચિ થતી ન હતી.

મંત્રીએ પોતાની આ મૂંઝવણ રાજાને કહી. રાજા ખરેખર રાજા હતો, તેણે તરત જ એક આદેશપત્ર લખાવી સહીસિક્કા સાથે નયસાર ઉપર મોકલી આપ્યો. તેમાં વગર સંકોચે ઊંચી જાતનું પૂરતા પ્રમાણમાં કાષ્ઠ મોકલવા જણાવ્યું હતું. કાષ્ઠ શા માટે જોઈએ છે તે પણ તેમાં લખ્યું હતું.

આદેશપત્ર લઈને શીઘ્ર કાસદ રવાના થયો અને જોતજોતમાં પ્રતિષ્ઠાનપુર પહોંચી ગયો. ત્યાં પહોંચી તેણે આદેશપત્ર નયસારને આપ્યો.

આદેશપત્ર વાંચતાંની સાથે સ્વામીભક્ત નયસારને આનંદ ઊપજ્યો, ને પ્રત્યુત્તરમાં પ્રમોદ પૂર્વક વહેલી તકે મંગાવેલ જાતવાર કાષ્ઠો મોકલવા લખી આપ્યું.

આગતાસ્વાગતા સાથે કાસદને વોળાવી તરત જ તેણે વનમાં જવાની તૈયારી કરી.

( ૩ )

ગ્રીષ્મ ઋતુ હતી, દિવસ ચડતો હતો, તાપ સખત પડતો હતો, તે સમયે ગ્રામરક્ષક નયસાર મહાવનમાં પોતાના જાત્યો સાથે એક શાતગ વૃક્ષની છાયામાં વિશ્રામ લઈ રહ્યો હતો.

રાજાના આદેશ અનુસાર કાષ્ઠની વ્યવસ્થા થઈ ગઈ હતી. માથા ઉપરથી ભાર ઊતર્યો હોય તેમ સર્વે વાર્તા-વિનોદની મીઠી મોજ માણી રહ્યા હતા. ભોજનની તૈયારીને

કઈક વાર હતી, જંગલમાં આજનો છેલ્લો દિવસ હતો. વળતી સવારે પડાવ ઉપાડી લેવાનો હતો.

તે સમયે નયસારના મનમાં એક સુંદર વિચાર પ્રકટ્યો, કે આવા ભીષણ વનમાં કોઈ સાધુસન્ત–ઋષિમુનિ કે અતિથિ આવી મળ્યા હોય, તેમને ભોજન આપીને ભોજન થાય તો તે, ગામમાં પોતાને ઘેર દાન આપીને ભોજન કરવા કરતાં કઈગણું મહત્ત્વનું ગણાય.

ઉચ્ચ આત્માઓના અભિલાષ કદી પણ અફળ નથી હોતાં, કારણ કે એ અભિલાષ પાછળ પૂરતો પ્રયત્ન અને તકેદારી હોય છે. નયસારે પોતાનો આ પવિત્ર વિચાર પોતાના સાથીદારોને જણાવ્યો. એ સાંભળી સર્વ ખુશી થયા અને જુદા જુદા રસ્તા ઉપર જુદા જુદા માણસોને તપાસ કરવા મોકલી આપ્યા.

નયસાર પોતે પણ માણસને વિશ્વાસે–ભરોસે બેસી ન રહ્યો; એક રસ્તે કેટલેક દૂર જઈ ચારે તરફ નજર ફેરવવા લાગ્યો. વનમાં વિશેષ રહેવાને કારણે તેની નજરમાં દૂરદૂર જોવાની શક્તિ આવી હતી. એટલે તેની સૂક્ષ્મ દૃષ્ટિએ દૂરદૂર સફેદ વસ્ત્રથી આચ્છાદિત અને આડે માર્ગે ચડી ગયેલ આકૃતિઓ ઝડપી લીધી.

આડમાર્ગે ઉતાવળે પગે નયસાર શીઘ્ર ત્યાં પહોંચ્યો. સાક્ષાત્ ધર્મમૂર્તિસમા મુનિવરોને પ્રવાસના પરિશ્રમથી ખિન્ન જોયા. નયસારે તેમને હાથ જોડી પૂછ્યું :

"આપ અહીં આ બાજુ કઈ તરફ પધારો છો ! આ માર્ગે કોઈ અભીષ્ટ નગર કે યાત્રાસ્થળ નથી. દૂરદૂર જંગલમાં આ રસ્તો જાય છે. આગળ હિંસક પશુઓનો પૂરો ભય છે. મને લાગે છે કે આપ માર્ગ ભૂલ્યા છો."

"મહાનુભાવ ! તમારું કથન સર્વથા સત્ય છે. અમે માર્ગ ચૂકી વિમાર્ગે ચડી ગયા છીએ. આ વનની વિકટતા દેશ વિદેશમાં વિખ્યાત છે. માટે જ અસહાય કોઈ આ વનનો પાર પામી શકાતું નથી. અમે આ વનને વીતાવવા–પાર પામવા એક સાર્થની સાથે નીકળ્યા હતા. ગત દિવસની વાત છે. વન આવવાનું છે, વનમાં નિર્દોષ આહારાદિનો યોગ સુલભ ન બને, એમ વિચારી અમે બન્ને આહાર માટે ગોચરી લેવા વનની નજીક આવેલા ગામમાં ગયા હતા; પાછા ફર્યા ત્યાં તો સાર્થ પ્રયાણ કરી આગળ નીકળી ગયો હતો. પગલાંના નિશાનને અનુસાર અમે કેટલેક દૂર સાથની પાછળ પાછળ ગયા, પણ ઉપરે વાવટોળથી પગલાં પણ ન જણાયાં અને આજે માર્ગ શોધતાં અહીં આવી ચડયા છીએ."

મુનિવરોની સર્વ વાત સાંભળીને નયસાર આવેશ પૂર્વક બોલી ઊઠ્યો: 'કેવો નરાધમ, પાપી, સ્વાર્થી સાર્થવાહ ! ઘડી વાર વધુ રોકાવામાં એ સાર્થવાહનું શું લુંટાઈ જવાનું હતું કે આપને એકલા મૂકીને એ ચાલતો થયો ! શું તેને ખબર ન હતી કે વન કેવું વિષમ છે ? સાથે આવેલ મુનિઓ આ વનમાં પ્રાણાન્તિક આપત્તિમાં આવી પડે તો તેની જવાબદારી કોની ! કોને વિશ્વાસે—કોને આધારે મુનિઓ સાથે ચાલ્યા હતા ? સંભાવિત મુનિહત્યાના ભાવિદોષે દૂષિત સાર્થવાહ નરક સિવાય બીજે ક્યાં જશે ?" નયસારને શાંત પાડતા મુનિવરો બોલ્યા: "મહાનુભાવ ! એમ ઊમ ન બનો. એ એક વેપારી છે, પણ

અમે એની સાથે હતા. અમારી પણ ફરજ હતી કે અમારે લઈને એમને રોકાવું ન પડે; જેમ બને તેમ જલદી વનમાંથી નીકળાય એ લક્ષ્ય એમનું હોય તેમાં અમારે વિલંબ કરવો કોઈ રીતે ઉચિત ન હતો. કર્મવશ કષ્ટ આવે છે—આ વનમાં એવા કોઈ કષ્ટ અમને આવી પડત તો તેમાં કર્મનિર્જરાનો લાભ જ મળત. સારું થયું, તમે આવી મળ્યા અને અમને ચેતવ્યા.'

પછી નયસારે કહ્યું . "પૂજ્યો ! આપ મારી સાથે પધારો. આ વનમાં નજીકમાં જ મારી છાવણી છે. આજ મારા ભાગ્યનો ઉદય છે, કે મારી અભિલાષાને અનુસાર આપનો સુયોગ મને મળ્યો છે. વનનાં કાષ્ઠ કપાવવાનું અનિચ્છનીય કાર્ય મારે કરાવવું પડે છે. તેમાં આજે કોઇ મહાત્મા પુરુષ અહીં આવી મળે તો તેમને ભોજન કરાવી કાંઇક સુકૃત ઉપાર્જું' એવો વિચાર મને થયો ને તેની તપાસમાં ફરતાં આપનાં દર્શન મને સાંપડયાં.

આપ મારી સાથે પધારો. નમતે પહોરે હું આપને સાર્થ સાથે ટૂંકે રસ્તે પહોંચાડી દઈશ. સાર્થ કઈ તરફ જાય છે તેની મને પૂર્ણ માહિતી છે. આ વનના નાના મોટા દરેક માર્ગોથી હું સારી રીતે પરિચિત છું.

* * *

ખાઈ-પી, આરામ કરી નયસારે તૈયારી કરી અને મુનિઓ પણ સંયમાધાર શરીરને ભાડું આપી આવશ્યક સ્વાધ્યાયાદિ કરી તૈયાર થયા.

કેડી રસ્તે છાંયે છાંયે નયસાર તેમને લઈ જતો હતો. થોડુંઘણું ચાલ્યા ન ચાલ્યા ત્યાં તો સાર્થની ઊડતી ધૂળ દેખાવા લાગી. લગભગ સાર્થની નિકટ આવી પહોંચ્યા બાદ નયસારે હાથ જોડી પાછા વળવાની અનુમતિ મુનિઓ પાસે માંગી.

પાછા ફરતા નયસારને મુનિઓએ કહ્યુ: "મહાનુભાવ ! આ માર્ગ બતાવી, સાર્થ ભેળા કરી તમે આજે ખરેખર મહત્ પુણ્ય ઉપાર્જ્યું છે. છતાં તમને એક સત્ય હકીકત કહેવી અમને ઉચિત લાગે છે, તે એ છે કે, તમે એક મોટા જંગલમાં માર્ગ ભૂલ્યા ઘણા વખતથી ભમ્યા કરો છો."

"પૂજ્ય ! એ શું ? તમે કયા જંગલની ને કયા માર્ગની વાત કરો છો ?" નયસારે પૂછ્યું

"મહાનુભાવ ! આ સંસાર એ અતિશય ભયંકર જંગલ છે. ધર્મ એ એક જ તેમાં સારો માર્ગ છે. રાગ દ્વેષને જીતનાર અરિહંત એ દેવ, માયા મમતાના ત્યાગી એ ગુરુ, અને જિનવર ભાષિત કર્તવ્ય એ ધર્મ. આ એક જ સંસાર અટવીને પેલે પાર પહોંચવાનો માર્ગ છે. એ માર્ગે નહિ ચડેલા આ અટવીમાં અટવાયા કરે છે. તમે એ માર્ગે ચડો ને સુખી બનો એટલું જ અમારુ તમને કહેવું છે." મુનિઓએ સમય પરખી કહ્યું. હળુકર્મા નયસારે મિથ્યાત્વની ગાંઠ તોડી અને સમ્યક્ત્વ સ્વીકાર્યું. મુનિઓ સાર્થ સાથે ગયા અને નયસાર પોતાને સ્થાને આવ્યો. સાચા માર્ગદર્શક કોણ ? નયસાર કે મુનિવરો ?

આ નયસારનો જીવ એ જ ભગવાન્ શ્રીમહાવીરસ્વામીનો આત્મા.

અમદાવાદ, પાંજરાપોળ, જ્ઞાનશાળા.

સં. ૨૦૦૪, દ્વિ વ. ૩

# પ્રશ્નોત્તર-પ્રબોધ

રચયિતા—પૂજ્ય આચાર્ય મહારાજ શ્રીવિજયપદ્મસૂરિજી

( ક્રમાંક ૧૩૯થી શરૂ : ક્રમાંક ૧૪૯થી શરૂ : આ અંકે પૂર્ણ )

૬૮ પ્રશ્ન—ચાર મૂળસૂત્રોના મૂળસૂત્રાદિનું પ્રમાણ શું ?

ઉત્તર — ૧ આવશ્યકસૂત્ર, ૨ દશવૈકાલિકસૂત્ર, ૩ ઉત્તરાધ્યયન સૂત્ર, અને ૪ ઓઘનિર્યુક્તિ ( પિંડનિર્યુક્તિ ) આ ચાર મૂળસૂત્રો કહેવાય છે. તેમાં આવશ્યક સૂત્રની ટુંક બીના આ પ્રમાણે જાણવી: સામાયિક, ચતુર્વિંશતિ સ્તવ, વંદનક, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ, પ્રત્યાખ્યાન—આ છ આવશ્યકોની બીના અહીં જણાવી છે ( ૧૦૦ ). ૨ શ્રી. ભદ્રબાહુસ્વામીકૃત નિર્યુક્તિ, ૨૫૫૦ (ગાથા), ૩૧૦૦ શ્લોકપ્રમાણ છે. ૩ આવશ્યક ચૂર્ણિ ૧૬૬૦૦ ગાથા અને ૧૮૪૭૪ શ્લોકપ્રમાણ છે. ૪ આવશ્યકસૂત્રની હારિભદ્રીય ટીકાનું પ્રમાણ ૨૨૦૦૦ શ્લોક છે. આ ટીકાનાં કઠીન પદોને અંગે શ્રીમલધારિ હેમચંદ્રસૂરિજીએ ૪૬૪૦ શ્લોકપ્રમાણ ટિપ્પણ બનાવ્યું છે. ૫ શ્રીમલયગિરિ મહારાજે, ૧૮૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા બનાવી, તેના ત્રણ ભાગ શ્રી આગમોદયસમિતિએ છપાવ્યા છે. છેવટનો ભાગ અમુદ્રિત છે. ૬ શ્રીતિલકસૂરિકૃત લઘુ ટીકાનું પ્રમાણ ૧૨૩૨૫ શ્લોક છે અને તેની રચના વિ૦ સં૦ ૧૨૯૬માં થઇ છે. ૭ આવશ્યકની અવચૂરનાં પત્ર ૨૨૬ છે. ૮ શ્રીહરિભદ્રસૂરિ મહારાજે ૮૪૦૦૦ શ્લોકપ્રમાણ આવશ્યક ટીકા બનાવી હતી. અને તેઓએ પોતે જ તેમાંથી ટૂંકી કરીને ૨૨૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા બનાવી એમ મુદ્રિત મોટી ટીકાની ટિપ્પણીમાં જણાવ્યું છે. ૯ શ્રીનેમિસાધુએ વિ૦ સં૦ ૧૧૨૮માં સાધુપ્રતિક્રમણાદિ ષડ્વિધ આવશ્યક સૂત્રની ટીકા બનાવી. ૧૦ શ્રીદેવેન્દ્રસૂરિજીએ ચૈત્યવંદન ભાષ્ય, ગુરુવંદન ભાષ્ય, અને પ્રત્યાખ્યાન ભાષ્ય—આ ત્રણ ભાષ્યની રચના કરી. અનુક્રમે તે દરેકની ૬૩, ૪૧, ૪૮ ગાથાઓ જાણવી. ૧૧ શ્રીધર્મઘોષસૂરિજીએ ચૈત્યવંદના ભાષ્યની ઉપર ૮૫૦૦ શ્લોકપ્રમાણ, સંઘાચાર નામવાળી, ટીકા બનાવી. ૧૨ ખરતરગચ્છીય શ્રીતરુણપ્રભસૂરિએ બાલાવબોધ નામની ચૈત્યવંદનાવૃત્તિ. વિ. સં. ૧૩૩૧માં ૭૦૦૦ શ્લોકપ્રમાણ બનાવી. ૧૩ ગાથાબદ્ધ ચૈત્યવંદનાવિચારમાં ચૈત્યવંદના સૂત્રની વ્યાખ્યા કરી છે. ૧૪ શ્રીશાંતિસૂરિ મહારાજે પ્રાકૃત ૯૨૨ ગાથાપ્રમાણ ચૈત્યવંદના મહાભાષ્ય બનાવ્યું, તેમાં ચૈત્યવંદનાનાં સૂત્રોની વ્યાખ્યા કરી છે ૧૫ ચૈત્યવંદના ભાષ્યની બીજી ટીકા છે, પણ તેના કર્તાનું નામ જણાવ્યું નથી. ૧૬ ચૈત્યવંદનાદિ વૃત્તિ કુલપ્રદીપ નામની છે તેનું પ્રમાણ ૨૪૫૮ શ્લોક છે. ૧૭ શ્રી તિલકસૂરિમહારાજે ચૈત્યવંદના-વંદનક-પ્રત્યાખ્યાન આવશ્યકની ટીકા ૫૫૦ શ્લોકપ્રમાણ બનાવી. ૧૮ શ્રીદેવેન્દ્રસૂરિજીએ ચૈત્યવંદનાદિ સૂત્રોની વ્યાખ્યા ૨૭૨૦ શ્લોકપ્રમાણ કરી. ૧૯ શ્રીઅકલંકદેવસૂરિએ ચૈત્યવંદનાદિ સૂત્ર-સાધુ-શ્રાદ્ધપ્રતિક્રમણસૂત્રપદપર્યાયમંજરી નામની ટીકા બનાવી. ૨૦ છબીપાથડી, ચૈત્યવંદના-સૂત્ર વંદનકાદિ. ૨૧ શ્રીયશોદેવસૂરિએ વિ. સં. ૧૧૭૪માં ૧-ઇર્યાપથિકીસૂત્રની ૧૫૦ શ્લોક પ્રમાણ ચૂર્ણિ ૨-ચૈત્યવંદનાસૂત્રની ૮૪૦ શ્લોકપ્રમાણ ચૂર્ણિ અને ૩-વંદનકસૂત્રની ૭૨૦ શ્લોકપ્રમાણ ચૂર્ણિ બનાવી. ૨૨ ચૈત્યવંદનાસૂત્રની હારિભદ્રીય-લલિતવિસ્તરા ટીકાનું પ્રમાણ ૧૨૭૦ શ્લોક છે. ૨૩ વાદિદેવસૂરિના ગુરુ શ્રીમુનિચંદ્રસૂરિએ ૧૮૦૦ શ્લોકપ્રમાણ લલિત-વિસ્તરાટિપ્પનકની રચના કરી. ૨૪ શ્રીપાર્શ્વમુનિએ ૯૫૬ વર્ષે ચૈત્ય-સાધુવંદન-શ્રાવકપ્રતિ-ક્રમણ સૂત્રવૃત્તિ ૨૦૦૦ શ્લોકપ્રમાણ બનાવી છે. ૨૫ સાધુપ્રતિક્રમણસૂત્ર ૧૩૦ શ્લોકપ્રમાણ છે.

૨૬ શ્રીજિનદેવસૂરિએ વિ૦ સં૦ ૧૧૮૩માં ૨૯૭ ગાથાપ્રમાણ, શ્રાદ્ધ સામાયિક-પ્રતિક્રમણ-સૂત્ર વ્યાખ્યાપ્રકરણ બનાવ્યું, તેનું પ્રમાણ ૩૬૫ શ્લોક છે. ૨૭ શ્રીતિલકસૂરિએ શ્રાદ્ધ-પ્રતિક્રમણસૂત્રની ૩૦૦ શ્લોકપ્રમાણ નાની ટીકા બનાવી, તથા સાધુપ્રતિક્રમણસૂત્રની ૨૯૬ શ્લોકપ્રમાણ વૃત્તિ પણ બનાવી ૨૮ શ્રી હરિભદ્રસૂરિજીએ ચૈત્યવંદનાસૂત્રની ૪૮૨ શ્લોકપ્રમાણ ટીકા બનાવી. ૨૯ આવશ્યકબૃહદ્વૃત્તિમાંની પણ સાધુપ્રતિક્રમણસૂત્રની વૃત્તિ છે. ૩૦ શ્રીજિનપ્રભસૂરિજીએ ૧૩૬૪ની સાલમાં સાધુપ્રતિક્રમણસૂત્રની વૃત્તિ રચી. ૩૧ વિજયસિંહસૂરિએ વિ૦ સં૦ ૧૧૮૩માં શ્રાવકપ્રતિક્રમણસૂત્રની ચૂર્ણિ ૪૫૯૦ શ્લોકપ્રમાણ બનાવી તથા શ્રી ચંદ્રસૂરિએ વિ. સં. ૧૨૨૨માં ૧૯૫૦ શ્લોકપ્રમાણ વૃત્તિ રચી. ૩૨ શ્રીયશોદેવસૂરિએ પ્રત્યાખ્યાનસ્વરૂપ ગ્રંથ પ્રાકૃતમાં ૩૬૦ પ્રમાણવાળો બનાવ્યો. ૩૩ પ્રત્યાખ્યાનવૃત્તિનું પ્રમાણ ૫૫૦ શ્લોક છે. ૩૪ શ્રીમતિસાગરે વિ. સં. ૧૧૬૮માં પ્રાકૃત ૨૫૦ ગાથામય પંચપરમેષ્ઠિવિવરણ બનાવ્યું. આ રીતે આવશ્યકની નિર્યુક્તિ આદિની બીના જાણવી.

૨-હવે દશવૈકાલિકની નિર્યુક્તિ આદિની બીના જણાવું છું. ૧ શ્રી. ભદ્રબાહુ-સ્વામિકૃત નિર્યુક્તિની ગાથા ૪૪૫, ને અન્યત્ર ૪૫૨ છે. ૨ ચૂર્ણિનું પ્રમાણ ૭૦૦૦ શ્લોક, અન્યત્ર ૭૯૭૦ શ્લોક કહ્યા છે ૩ હરિભદ્રસૂરિકૃત મોટી ટીકાનું પ્રમાણ ૭૫૫૦ શ્લોક છે. ૪ શ્રીતિલકસૂરિકૃત નેમિચરિત્ર યુક્ત વૃત્તિનું પ્રમાણ ૭૦૦૦ શ્લોક છે. ૫ શ્રીસુમતિ-સૂરિએ નાની મોટી ટીકામાંથી ઉદ્ધરીને ૨૬૦૦ શ્લોકપ્રમાણ ટીકા રચી છે.

૩-હવે શ્રીઉત્તરાધ્યયનસૂત્રની નિર્યુક્તિ આદિની બીના આ પ્રમાણે જાણવીઃ- ૧ અધ્યયન, ૩૬ શ્લોક ૨૦૦૦. ૨ નિર્યુક્તિ ભદ્રબાહુસ્વામિકૃત, ગાથા-૬૦૭, શ્લો૦ ૭૦૦. ૩ ગોવાલીય મહત્તરના શિષ્યે ૫૯૦૦, શ્લોક અન્યત્ર ૫૮૫૦ પ્રમાણ ચૂર્ણિ રચી. ૪ શ્રીનેમિચંદ્રસૂરિએ (પૂર્વ નામ દેવેન્દ્રગણિ) વિ. સં. ૧૧૨૯માં ૧૪૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા બનાવી. ૫ વાદિવેતાલ શ્રીશાંતિસૂરિજીએ, ૧૮૦૦૦ શ્લોકપ્રમાણ સૂત્રમિશ્ર મોટી ટીકા બનાવી. તેમાં પ્રાકૃત ભાગ વધારે હોવાથી તે પાઇય ટીકા અથવા પાઇટીકાના નામથી પ્રસિદ્ધ છે.

૪—હવે ઓઘનિર્યુક્તિ સંબંધી બીના નીચે મુજબ જાણવીઃ ૧ ઓઘનિર્યુક્તિ-મૂલ ગાથા-૧૧૬૪. ૨ ચૂર્ણિ ઉપલબ્ધ નથી. ૩ ભાષ્ય ૩૦૦૦ શ્લોકપ્રમાણ, લભ્ય નથી. ૪ શ્રીદ્રોણાચાર્યે ૬૮૨૫ શ્લોકપ્રમાણ ટીકા બનાવી, તે છપાઈ છે. ૫ શ્રી મલયગિરીયા વૃત્તિઃ સૂત્રમિશ્રા ૮૮૫૦, અલભ્ય છે. પિંડનિર્યુક્તિસૂત્ર-૬૦૮ ગાથાઓ, વૃત્તિનું પ્રમાણ ૪૦૦૦ શ્લોક, મળતી નથી. હરિભદ્રસૂરિએ આ પિંડનિર્યુક્તિની ૩૩૫૦ શ્લોકપ્રમાણ ટીકા બનાવી, તે અધૂરી હતી, તે દેવાચાર્યના શિષ્ય શ્રીવીરાચાર્યે ૧૭૫૦ શ્લોકમાં પૂરી કરી. સંપૂર્ણ ટીકાનું પ્રમાણ ૩૧૦૦ શ્લોક, શ્રીમલયગિરિકૃત સૂત્રમિશ્ર ટીકાનું પ્રમાણ ૭૫૦૦ શ્લોક. આ રીતે ચાર મૂલ સૂત્રોની બીના ટૂંકમાં જણાવી. ૬૮

૬૯ પ્રશ્ન—શ્રીનંદીસૂત્રની ચૂર્ણિ વગેરેનું પ્રમાણ શું ?

ઉત્તર—૧ ચૂર્ણિ ૭૩૩ વર્ષે બનાવી, તે ખંભાતના ભંડારમાં જ છે. ૨ શ્રી હરિભદ્રસૂરિ-

કૃત લઘુવૃત્તિ ૨૨૦૦ શ્લોકપ્રમાણ છે, તે શ્રી ઋષભદેવજી કેસરીમલજીની પેઢી તરફથી છપાઈ છે, તેમાં ચૂર્ણિ પણ છપાઇ છે. ૩ ચૂર્ણિ અને લઘુ વૃત્તિના આધારે શ્રીમલયગિરિજીએ, ૭૭૩૨ શ્લોકપ્રમાણ મોટી ટીકા બનાવી. ૪ ચૂર્ણિના આધારે લઘુ વૃત્તિની રચના થઈ, તેના કઠિન પદોની ઉપર શ્રીચંદ્રસૂરિજીએ ૩૩૦૦ શ્લોકપ્રમાણ ટિપ્પનકની રચના કરી. શ્રીદેવવાચકગણિએ ૭૦૦ શ્લોકપ્રમાણ મૂલ નંદીસૂત્ર, જ્ઞાનપ્રવાદ પૂર્વમાંથી ઉદ્ધરીને બનાવ્યું. પાંચ જ્ઞાનની સ્પષ્ટ બીના જાણવાનું અપૂર્વ સાધન આ સૂત્ર છે. ૬૯

૭૦ પ્રશ્ન—શ્રીઅનુયોગદ્વારસૂત્રની ચૂર્ણિ આદિનું પ્રમાણ શું?

ઉત્તર—૧ શ્રી જિનદાસ મહત્તરે ૨૨૩૫ શ્લોકપ્રમાણ ચૂર્ણિ રચી. ૨ લઘુવૃત્તિ નથી. ૩ મલધારિ શ્રીહેમચંદ્રસૂરિ મહારાજે ચૂર્ણિના આધારે ૫૮૦૦ શ્લોકપ્રમાણ મોટી ટીકા બનાવી, તે સરલ છે. ચૂર્ણિ રતલામ શ્રી ઋષભદેવજી કેસરીમલજીની પેઢી તરફથી છપાઈ છે. શ્રી આચારાંગાદિ સૂત્રમંજૂષાની કુંચી જેવા શ્રીનંદીસૂત્ર અને અનુયોગદ્વાર સૂત્ર છે, કારણ કે નિર્યુક્તિમાં જણાવેલ નયનિક્ષેપાની યથાર્થ બીના જાણવાનું સાધન અનુયોગદ્વાર સૂત્ર છે. ૭૦

૭૧ પ્રશ્ન—શ્રી વિશેષાવશ્યકસૂત્રના મૂલ ગ્રંથાદિનું પ્રમાણ શું?

ઉત્તર—૧ શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણે 'કરેમિ ભંતે' નામના સામાયિક સૂત્રના વિવરણ રૂપે ૪૦૦૦ શ્લોકપ્રમાણ આ મહાભાષ્યની રચના કરી. ૨ મલયગિરિ મહારાજે ૯૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા બનાવી હતી, જે હાલ મળી શકતી નથી. ૩ શ્રી કોટયાચાર્ય મહારાજે, પ્રાયે ૧૮૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા બનાવી તે છપાઈ છે. ૪ મલધારી શ્રીહેમચંદ્રસૂરિકૃત મોટી ટીકા, જેનું પ્રમાણ ૨૮૦૦૦ શ્લોક છે તે, છપાઈ છે. ૧૪૦૦૦ શ્લોકપ્રમાણવાળી એક પ્રાચીન ટીકા પાટણના ભંડારમાં છે. ૭૧.

૭૨ પ્રશ્ન—છ અઠ્ઠાઇઓમાં બે અઠ્ઠાઈ શાશ્વતી કહેવાનું શું કારણ?

ઉત્તર–૧ કાર્તિક ચોમાસાની, ૨ ફાગણ ચોમાસાની, ૩ અષાડ ચોમાસાની તથા ૪ પર્વાધિરાજ શ્રી પર્યુષણા પર્વની અઠ્ઠાઈ અશાશ્વતી કહેવાય છે, ને ૫ ચૈત્રની તથા ૬ આસોની અઠ્ઠાઈ શાશ્વતી કહેવાય છે અહીં શરૂઆતમાં જણાવેલી ૪ અઠ્ઠાઇઓની દરેક ચોવીશીના પહેલા અને છેલ્લા તીર્થંકરના શાસનમાં જ જરૂર આરાધના થાય, પણ વચલા બાવીસ તીર્થંકરોના શાસનમાં તે ચાર અઠ્ઠાઇની આરાધના થાય જ, એવો નિયમ નથી. આ કારણથી તે ચાર અઠ્ઠાઇઓ અશાશ્વતી કહેવાય છે. ને બાકીની બે અઠ્ઠાઈની આરાધના ત્રણ કાળના તમામ તીર્થંકરોના શાસનમાં જરૂર થાય જ છે, તેથી તે બે અઠ્ઠાઈ શાશ્વતી કહેવાય છે. કહ્યું છે કે-

तिक्कालियजिणतित्थे, दुण्हं अट्ठाइयाण नियमेणं ॥
आराहणा तओ दो, वुत्ताओ सासया समए ॥ १ ॥
पढमंतिमजिणतित्थे नियया सेसा न सेसजिणतित्थे ॥
वुत्ता असासयाओ जिणिंदसमयम्मि णिद्दोसे ॥ २ ॥

૭૩ પ્રશ્ન—પ્રદેશોદયમાં અને રસોદયમાં ફેર શો?

ઉત્તર—મિથ્યાત્વાદિ હેતુઓથી બાંધેલ કર્મોનું રસ સ્વરૂપે ભોગવવું એટલે જેવા

જેવા સ્વભાવવાળું કર્મ બાંધ્યું હોય, તેવા સ્વભાવે ભોગવવું, તે રસોદય અથવા વિપાકોદય, ને ઉદયવતી બીજી અભિન્ન પ્રકૃતિમાં સંક્રમીને એટલે તે સ્વરૂપ થઈને પર પ્રકૃતિરૂપે ભોગવવું તે પ્રદેશોદય કહેવાય. આનું બીજું નામ સ્તિબુકસંક્રમ કહેલ છે, એમ શ્રી પંચસંગ્રહ, કર્મપ્રકૃતિ ટીકા, સત્તરિચુણ્ણિ વગેરેમાં જણાવ્યું છે. ૭૩

૭૪ પ્રશ્ન—શ્રી વર્ધમાન તપની સંપૂર્ણ આરાધના કરનાર શ્રી. ચંદ્રકેવલીનું આયુષ્ય કેટલું હતું?

ઉત્તર—તેમનું સંપૂર્ણ આયુષ્ય ૧૫૫ વર્ષ પ્રમાણ હતું. તેની સંકલના આ રીતે જાણવી-૧૨ વર્ષ કુમારપણામાં, ૧૦૦ વર્ષ રાજ્યપાલનમાં, ૮ વર્ષ છદ્મસ્થપણામાં, ૩૫ વર્ષ કેવલીપણામા વ્યતીત થયા, એમ તેમના ચરિત્રાદિમાં જણાવ્યું છે. ૭૪.

૭૫ પ્રશ્ન—સિદ્ધરાજ જયસિંહે પરમાર્હત કુમારપાલ રાજાને બહુ જ હેરાન કર્યો, તેનું શું કારણ?

ઉત્તર—કુમારપાલ રાજાના જીવે પૂર્વભવમાં એક સાર્થવાહને લૂંટયો હતો, ને તેની ગર્ભવંતી સ્ત્રીનો ઘાત કર્યો હતો. તે પાપકર્મના ઉદયથી કુમારપાલ રાજાને સિદ્ધરાજે બહુ જ હેરાન કર્યો હતો. સાર્થવાહ મરીને સિદ્ધરાજ નામે રાજા થયો. કુમારપાલ રાજા પૂર્વભવમાં મેવાડના રાજાના પુત્ર હતા. યશોભદ્રસૂરિની દેશના સાંભળી ધર્મી બન્યા. તે આઢરશેઠને ઘેર નોકરી કરતા હતા. શેઠની સંગતિથી જૈનધર્મ આરાધી, પાંચકોડીનાં અઢાર ફૂલોથી જિનપૂજા કરી અઢાર દેશના અધિપતિ કુમારપાલ નામે રાજા થયા. તેની ઉપરના પૂર્વભવના દ્વેષને લઈને સિદ્ધરાજે કુમારપાલને હેરાન કર્યો હતો. આઢરશેઠ મરીને ઉદાયનમંત્રી થયા તથા યશોભદ્રસૂરિ કાલધર્મ પામી શ્રી હેમચંદ્રસૂરિ થયા, એમ શ્રી ઉપદેશપ્રાસાદ વગેરે ગ્રંથોમાં જણાવ્યું છે. ૭૫.

## ॥ प्रशस्तिः ॥

अणलागासनहक्खिप्पमिए वरिसेह विक्कमे सुहए ॥
वइसाहे सियपक्खे आईसरपारणादियहे ॥ १ ॥
गुणिजणठाणपसिद्धे जइणउरीरायनयरमज्झम्मि ॥
तवगच्छायरियमहो वयारि गुरुनेमिसूरीणं ॥ २ ॥
पउमेणायरिएणं पियंकरप्पेमसमणपढणट्ठं ॥
पण्हुत्तरप्पबोहो रइओ भव्वप्पबोहयरो ॥ ३ ॥
॥ समाप्तः श्रीविजयपद्मसूरिप्रणीतः श्रीप्रश्नोत्तरप्रबोधः ॥
॥ रचना—सं०—२००३—वैशाख सुद ३ ॥ रचनास्थल—अमदावाद ॥

## તીર્થાધિરાજની કરમુક્તિ

પાલીતાણારાજ્ય તરફથી શ્રી શત્રુંજય ગિરિરાજની યાત્રાનિમિત્તે જૈનસંઘ પાસેથી વાર્ષિક સાઠ હજાર રૂપિયા લેવામાં આવતા હતા તે હવેથી ન લેવાની જાહેરાત સૌરાષ્ટ્ર સરકાર તરફથી કરવામાં આવી છે.

ટાઈટલ પાના બીજાથી ચાલુ. ]

सारणा वारणा चेव चोयणा पडिचोयणा ।
सावएणावि कायव्वा सावयाणं हियट्ठया ॥ १३ ॥
रूसओ (उ) वा परो मा वा विसं वा परियत्तओ (उ) ।
भासियव्वा हिया भासा सपक्खगुणकारिया ॥ १४ ॥

अओ सो सावएण वत्तव्वो—

कल्लं पोसहसालाए नेवा दिट्ठो जिणालए ।
साहूणं पायमूलंमि केण कज्जेण अक्खिमो ॥ १५ ॥
तओ य कहिए कज्जे जइ पमायवसं गओ ।
वत्तव्वो सो जहाजोगं धम्मियं चोयणं इमं ॥ १६ ॥
दुल्लहं माणुसं जम्मं धम्मो सव्वन्नुदेसिओ ।
साहुसाहम्मियाणं च सामग्गी पुण दुल्लहा ॥ १७ ॥
चलं जीयं धणं धन्नं बंधुमित्तसमागमो ।
खणेण ढुक्कए वाही ता पमाओ न जुत्तओ ॥ १८ ॥
न तं चोरा विलुंपंति न तं अग्गी विणासए ।
न तं जूएण हारेइ जं धम्मंमि पमत्तओ ॥ १९ ॥
किण्हसप्पं करग्गेणं विसं घुंटेहिं घुंटए ।
महानिहिं पमुत्तूणं कायखंडं स गिण्हइ ॥ २० ॥
लद्धे जिणिंदधम्मंमि सव्वकल्लाणकारए ।
वियाणंतो भवं घोरं जो पमायं न मुंचए ॥ २१ ॥
ता सोम ! तं वियाणंतो मग्गं सव्वन्नुदेसियं ।
पमायं जं न मेल्लेहेसि तं सोएसि भवन्नवे ॥ २२ ॥
एवविहाहिं वग्गूहिं चोएयव्वो सुसावओ ।
भाववच्छल्लयं एयं कायव्वं तु दिणे दिणे ॥ २३ ॥
इय दव्वभावभेयं काउं साहम्मियाण वच्छल्लं ।
सव्वन्नुभणियमेयं जिणपहमणहं लहइ जीवो ॥ २४ ॥

આ 'સાધર્મિકવાત્સલ્યકુલક' પાટણ ખેતરવસીના પાડાના તાડપત્રીય ભંડારની (ડા૦ નં૦ ૬ પૃ. ૨૧૭ થી ૨૨૦) પ્રતિ ઉપરથી ઉતારીને અહીં આપ્યું છે.

---

१ नेव दि० प्रत्यन्तरे। २ अक्खिल मे प्रत्यन्तरे । ३ ढुक्कए प्रत्यन्तरे । ४ सम्मत्तं वि० प्रत्यन्तरे। ५ छड्डेसि प्रत्यन्तरे ।

Shri Jaina Satya Prakasha. Regd. No. B. 3801 શ્રી જૈન સત્ય પ્રકાશ.



મુદ્રકઃ—મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય—અમદાવાદ. પ્રકાશકઃ—ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ—અમદાવાદ.




વર્ષ ૧૩ : અંક ૯ ] અમદાવાદ : તા. ૧૫-૬-૪૮ [ ક્રમાંક : ૧૫૩

## विषय-दर्शन



લવાજમ-વાર્ષિક બે રૂપિયા : આ અંકનું મૂલ્ય-ત્રણ આના

## વાચકશ્રી ઉદયરત્નવિરચિત
## ઝવેરીવાડ–નિશાપોળ–શાંતિજિન–પ્રતિષ્ઠા–સ્તવન (વિ. સં. ૧૭૭૯)

સં૦–પૂજ્ય મુનિમહારાજ શ્રી જયંતવિજયજી

( હરખી જન ચલે સજના—એ દેશી )

સ્વસ્તિ શ્રી ગુર્જર મંડલિ લલના સાહીબાજી, મંગલિક શ્રીપુરમાંહી જયજય લલના;
સ્વસ્તિ હુઓ શ્રી સંઘને લ૦ સા૦, શ્રી શાંતિનાથ પસાય જય૦ (૧)

જય જય ઝવેરીવાડમાં લ૦ સા૦, નિશાપોળીમાંહે નિધાન જય૦;
પ્રગટયો પુન્યપ્રતાપથી લ૦ સા૦ વધાર્યો સેવકતા વાન જય૦ (૨)

વડનગરી પાડે વળી લ૦ સા,૦ હો ઓચ્છવ માંડયો આજ જય૦;
ભવજલમાં ભમતાં વહી લ૦ સા૦, હો પ્રભુપદ પ જિ (આજ) જય૦ (૩)

સત્તરસે ઓગણ્યાસીએ લ૦ સા,૦ મહાસુદિ તેરશ દિન જય૦;
છ ઘડી દિન ચઢતે વળી લ૦ સા૦, મનોહર મીન લગન જય૦ (૪)

અમૃત ચોઘડીએ ઉચ્ચ ગ્રહે લ૦ સા૦, બુધ પુષ્પ સૌભાગ્ય યોગ્ય જય૦;
ઓચ્છવ કરણે પ્રભુ થાપતાં લ૦ સાં૦, સુખના વાધ્યા સંયોગ જય૦ (૫)

મંગલિક વાજાં વાજતે લ૦ સા૦, સઘ સકલ સમુદાય જય૦;
સત્તર ભેદ સ્નાત્રસુ લ૦ સા૦, તખત બેઠા જિનરાય જય૦ (૬)

દાનરત્નસૂરિરાજ્યમાં લ૦ સા૦, કરતાં જીર્ણ ઉદ્ધાર જય૦;
વાચક ઉદયરત્ન વદે લ૦ સા૦, વરત્યો જયજયકાર જય૦ (૮)

આ સ્તવન વિ. સં. ૧૮૧૪માં લખાયેલ એક ગુટકામાં મળી આવ્યું છે. એના લખનારનું નામ મોહનરત્ન છે આ ગુટકો અમદાવાદ રાજામહેતાની પોળના શેઠ પુલચંદભાઈએ પાટણવાળા શ્રી. ગિરધરલાલ હેમચંદને વાંચવા આપેલ. તેમાંથી મેં જિનગુણગાયક (ભોજક) મોહનલાલ ગિરધરલાલ પાસે ઉતરાવીને આ સ્તવન અહીં પ્રગટ કર્યું છે

---

## साधर्मिकवात्सल्यकुलकके कर्ताके बारेमें एक स्पष्टीकरण

लेखक—श्रीयुत अगरचन्दजी नाहटा

'श्री जैन सत्य प्रकाश'के क्रमांक १५१–१५२ में प्रकाशित जिनप्रभसूरिका साधर्मिक-वात्सल्यकुलक वास्तवमें अभयदेवसूरिवाला साधर्मीवात्सल्यकुलक ही है। केवल २–३ गाथाओं एवं कुछ पंक्तियोंमें रद्दो बदल किया गया है। अभयदेवसूरिवाला कुलक सार्थ हमने 'जैन धर्म प्रकाश' वर्ष ६२, अं. ६में प्रकाशित किया था। विशेष जानके लिये उससे मिलान करनेकी सूचना की जाती है।

॥ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष १३ | વિક્રમ સં. ૨૦૦૪ : વીરનિ. સં. ૨૪૭૪ : ઈ. સ. ૧૯૪૮ | क्रमांक |
| अंक ९ | જેઠ શુદિ ૭ : મંગળવાર : ૧૫મી જૂન | १५३ |

## 'બાર ભાવનાનું સાહિત્ય' વિષે કંઈક વિશેષ

લેખકઃ—પૂજ્ય મુનિ મહારાજશ્રી રમણિકવિજયજી

ભાઈ હીરાલાલ કાપડિયાએ "જૈન સત્ય પ્રકાશ" વર્ષ ૧૩, અંક ૪ માં "બાર ભાવનાનું સાહિત્ય" એ શીર્ષક હેઠળ લેખ લખ્યો છે તેમાં તેમણે "બાર ભાવનાની" ઘણીખરી કૃતિઓની પ્રાચીનથી માંડીને આધુનિક કૃતિઓ સુધીની માહિતી આપી છે, છતાં તેમાં એક જૈનાચાર્યની કૃતિની માહિતી આપવાની રહી ગઈ છે. આનું કારણ મને એમ જણાય છે કે તેમણે આ કૃતિ જોઈ નહિ હોય અગર જોઈ હોય તો ધ્યાન બહાર રહી ગઈ છે—હશે. એ કૃતિ સુપ્રસિદ્ધ જૈનાચાર્ય શ્રીમાન્ વિજયાનંદસૂરીશ્વરજીની છે. સૂરિ મહારાજે "બાર ભાવનાની સજ્ઝાય" નામે કૃતિની રચના કરી છે. તે તેઓની પ્રસિદ્ધ થયેલી આત્માનંદ સ્તવનાવલીમાં છપાયેલી છે. તેમજ છૂટી છૂટી છપાયેલી બહાર પડી છે. એની નોંધ ભાઈ કાપડિયા લેશે.

કાપડિયાના લેખ પર ભાઈ અગરચંદ નાહટાએ "બાર ભાવનાકે સાહિત્યકે બારેમેં વિશેષ જ્ઞાતવ્ય" એ મથાળાવાળો લેખ 'જૈન સત્ય પ્રકાશ' વર્ષ ૧૩ અંક ૫માં લખ્યો છે. પરંતુ એ લેખ વાંચતાં એમાંથી વિશેષ જ્ઞાતવ્ય જેવું કંઈ જણાતું નથી અને કેટલુંક અપ્રસ્તુત પણ લખ્યું છે, જેમકે 'કુંદકુંદાચાર્યના સમયની ચર્ચા' અને 'સકલચંદ્ર નિશ્ચિત રૂપસે તપાગચ્છીય હીરવિજયસૂરિ શિષ્ય હી હૈ;' આ વાત આમાં પાછળી વાત સુપ્રસિદ્ધ છે, એટલે તેની કંઈ આવશ્યકતા નહોતી અને બીજી થોડી માહિતી આપી છે તે જૈન ગુર્જર કવિઓમાં આપેલી છે તે છે. પણ કાપડિયાએ આપેલી નોંધ વાંચતા નાહટાજીની નોંધમાં વિશેષ જ્ઞાતવ્ય તરીકે ખાસ કંઈ જણાતું નથી. ફક્ત વિશેષમાં કહીએ તો શ્રી લક્ષ્મીવલ્લભકૃત ભાવનાવિલાસનો ઉલ્લેખ છે એટલું જ છે.

લેખનું શીર્ષક જોતાં વાચકને એમ થાય કે આમાં કંઈ ખાસ નવીન માહિતી મળશે, પણ જ્યારે આખો લેખ જોતાં કેવળ એક જ લક્ષ્મીવલ્લભકૃત ભાવના વિલાસની નવીન નોંધ જોવા મળે છે. આથી મારી પાસે જે કંઈ 'બાર ભાવના'ના સંબંધી સાહિત્ય છે, તેની નોંધ અહીં અપ્રસ્તુત નહિ ગણાય.

આ સાહિત્ય સામગ્રી મને વડોદરામાં પ્રવર્તક મહારાજ શ્રીકાંતિવિજયજી મહારાજનો

ભંડાર અને શ્રીહંસવિજયજી મહારાજનો ભંડાર છે, તેમાંથી મળી આવી છે. આવી રીતે બીજા જૈન ભંડારમાં તપાસ કરવામાં આવે તો વિશિષ્ટ સાહિત્ય સામગ્રી મળી આવે એવી મારી શ્રદ્ધા છે.

શ્રીહંસવિજયજી મહારાજના ભંડારમાં ૧૫ મા સૈકામાં લખાયેલી નં. ૮૯૩ વાળી પ્રત છે, તેમાં ભાવના પ્રકરણ છે. આ પ્રકરણ તે બાર ભાવનાની રચના છે, કર્તા તરીકે નામનો ઉલ્લેખ નથી. પણ આ પ્રકરણ ૧૩૩ ગાથાનું છે. તેની આદિ અને અન્તની ગાથા આ પ્રમાણે છે.

આદિઃ—

तित्थयरे भगवंते अणंतपरक्कमे अमियनाणी ।
तिन्ने सुगइ नाह (?) गए सिद्धपहपएसए वंदे ॥ १ ॥
वंदामि महाभागं महामुणिं महायसं महावीरं ।
अमर–नर–रायमहियं तित्थयरमिमस्स तित्थस्स ॥ २ ॥
इक्कारस वि गणहरे पवायए पवयणस्स वंदामि ।
सव्वं गणहरवंसं वायगवंसं पवयणं च ॥ ३ ॥
पढमं अणिच्चभावं असरणयं एगयं च अन्नत्तं ।
संसारमसुभयं चिय विविहं लोगस्सहावं च ॥ ४ ॥
कम्मस्स आसवं संवरं च निज्जरणमुत्तमे य गुणे ।
जिणसासणम्मि बोहिं सुदुल्लहं चिंतए मइमं ॥ ५ ॥

અન્તઃ—

बारस वि भावणाओ एवा संखेवउ सम्मत्ताओ ।
भावेमाणो जीवो जाउ समुवेइ वेरग्गं ॥ ७ ॥
भाविज्ज भावणाओ पालिज्ज वयाइं रयणसरिसाइं ।
पडिपुन्नपावक्खमगो अयरा सिद्धिं पि पाविहिसि ॥ ८ ॥
बोहिदुल्लभयाए मिगुजसपुत्तय अदमकुमरो ।
चूलगभाया य तहा आहरणा हुंति एमाइ ॥ ९ ॥
दुवालसमी बोधिदुल्लह भावणा समत्ता ॥
एवंगाहा १३३ ॥

આ પ્રકરણ પૂરું થયા પછી આ જ પ્રતિમાં જયદેવકૃત ભાવનાસંધિ નોંધેલી છે.

પ્રવર્તકજી મહારાજના ભંડારમાંથી જુદી જુદી કૃતિઓ પાંચ મળી છે. તે આ પ્રમાણે— (૧) ભાવના કુલક (૨) બાર ભાવના ચતુષ્પદી (૩) દ્વાદશ ભાવના સ્વાધ્યાય (૪) બાર ભાવના (૫) ભાવનાભાસ.

આ પાંચે કૃતિઓનો પરિચય અનુક્રમે જોઈએ.[11]

પ્રથમ ભાવના કુલકઃ—તેના કર્તા તરીકે કોઈનું નામ નથી. તેમાં કુલ ગાથા ૨૪ છે. આ કૃતિ જોતાં ૧૯મી સદીના પૂર્વાર્ધની હોય એમ જણાય છે.

બીજી કૃતિ બાર ભાવના ચતુષ્પદી(ચોપાઈ)—આમાં કર્તાનું નામ નથી. કુલ ગાથા ૯૬ છે. આ કૃતિ સોળમા સૈકાના પૂર્વાર્ધમાં રચાએલી હોય અગર ૧૫મી સદીના ઉત્તરાર્ધમાં રચાયેલી હોવી જોઈએ. એનું કારણ એ છે કે આની એક પ્રતિ પાટણના ભંડારમાં છે, ને તેની લખ્યા સંવત ૧૫૯૫ની છે. આ પ્રતિની નોંધ રા. રા. ભાઈ મોહનલાલ દેસાઈએ પોતાના જૈન ગુર્જર કવિઓ ભાગ ૩ ખંડ ૧ પૃ. ૬૧૯માં લીધેલી છે. ભાઈ કાપડિયા પોતાના લેખમાં માત્ર 'ભાવના' શબ્દથી આની નોંધ કરે છે. હું અહીં 'ચતુષ્પદી' શબ્દ સાથે આની નોંધ કરું છું એ થોડી વિશેષતા છે.

ભાવના ચતુષ્પદીનો આદિ ભાગ આ પ્રમાણે છે—

कहइ आगमसूत्र अनइं अरथ, जाणइ पूरबअंग समरथ ॥
जब जाणइ अनित्य संसार, तव ते भावइ भावना बार ॥ १ ॥
पहिलो अनित्यता भावना, विविध रंग जेहवा आमना ॥
तिस्यां रूप जीव चिहुंगति करइ, थोडा कालमांहि वली फिरइ ॥२॥
जिसी वस्तु दीसइ प्रभाति, ते विणठी वली दीसइ राति ॥
विहुं पहरे अनेरी थाइ, समय समय पर्याय पलटाइ ॥ ३ ॥
पहिलुं बालपणइ निश्चंत, जब यौवन तव अति बलवंत ॥
धर्म अर्थ काम त्रिन्हइ करइ, उन्मत हूंतु जगमाहि फिरइ ॥ ४ ॥
तेहज वृधावस्था थयुं, जरा राक्षसी आवी ग्रहिउ ॥
क्रोधिइ बोलइ चालइ कष्टि, दांत पडइ हीणी हुइ दृष्टि ॥ ५ ॥

તેનો અન્ત ભાગ—

जाणइ आयतणउ आधार, जीवरासि खामिइ तीणी वार ॥
पहिलं नमस्करइ अरिहंत, नमूं सदा हिव सिद्ध अनंत ॥ ९५ ॥
आचार्य उवज्झाइ करी, नमूं साधु शुभमति मनि धरी ॥
ए बारह भावना जे भणइ, रिद्धि वृद्धि अंगणि तेह तणइ ॥ ९६ ॥
॥ इति श्री बार भावना चउपई समाप्त ॥

ત્રીજી કૃતિ દ્વાદશ ભાવના સ્વાધ્યાયઃ—આમાં કર્તા તરીકે કોઈનું નામ નથી, તેમ લખ્યા સંવત નથી, છતાં ભાષા અને લિપી જોતાં આ ૧૮મી સદીની રચના હોવી જોઈએ તેની આદિ ને અન્ત ગાથા આ પ્રમાણે છે:

આદિઃ—

सकलरूप प्रणमि अरिहंत, समरीय साधु सदा गुणवंत ॥
श्री सिद्धांत श्रुतधर राय, बुद्धि तणउ जिणि करिउ पसाय ॥ १ ॥

* * *

अथिर एक अशरण संसारी, सकल अन्यता अशुचि विचारि ॥
आश्रव संवर नइ निर्जरी, धर्मलोकि बोधि सुलकरी ॥ ४२ ॥
ए बारइ भावना भावीइ, जेम चिहुंगति मांहि नावीइ ॥
जु भावइ बारइ भावना, तु नावइ ममता आसना ॥ ४३ ॥

अन्तः—

बोधि बीज इम दुर्लभ जाणि, चिंतामणि पांहि अधिक बखाणि ॥
लहिउ धर्म हिव आलि म हारि, मनसि उं ममता मूलि निवारि ॥७॥
जिमजिम भावइ भावना, धर्म सुकल बहु ध्यान ॥
अजर अमरनइं अखय पद पामइ पंचम ठाण ॥ ८ ॥
ईणइं भावइ केवल लही अवनि इलातीपुत्र ॥
वंशअग्र उपरि चड्यां, आविउ भाव चारित्र ॥ ९ ॥
गंगाजलि श्री अन्निका पुत्रइं पामिउ ग्यान ॥
शुभ भावइं मुगति राया, तिणि भावइं प्रधान ॥ १० ॥
ऋषभादिक अरिहंत नइं, वंदन करुं प्रणाम ॥
स्वामी तम्हनई वीनवूं, मुझ दिउ शिवपुर ठाम ॥ ११ ॥

॥ इति श्री बार भावना स्वाध्याय समाप्त ॥

ચોથી કૃતિ દ્વાદશાનુપેક્ષા નામની છે તેમાં કર્તાના નામનો ઉલ્લેખ અન્તમાં કર્યો છે. इति द्वावशानुपेक्षा धालूकृत समाप्त આથી આના કર્તા કોઈ આલૂ નામના છે. આની રચના ૧૮મા સૈકાની જણાય છે.

પાંચમી ભાવના ભાસ—આના કર્તા દેવજયશિષ્ય છે. રચના કે લખ્યા સંવત નથી. અન્તમાં આ પ્રમાણે છેઃ—

बोधी भावना एहवी जाणी भावु भवियण प्राणी ॥
नरय तिरियना दुख न पामइ, एहवी जिनवर वाणी रे ॥
समकित पामी जे नरनारी, संकाथी नवि डोलइ ।
देव सेव ते नरनी सारइ, देवजय—सीस इम बोलइ रे ॥

॥ इति बोधिभावना भाषा ॥ १२ ॥ इति संपूर्ण ॥

આની ભાષા ને લિપી જોતા આની રચના સત્તરમા સૈકાની જણાય છે.

મારી પાસે જે કંઈ ઉપલબ્ધ સાહિત્ય બાર ભાવના સંબંધી છે તેની ટૂંકે નોંધ જણાવી છે. આવી રીતે જો વિદ્વાન વર્ગ પ્રાચીન ભંડારમાં તપાસ કરે તો ઘણું વિષય ને વિશિષ્ટ સાહિત્ય મળી આવશે એમ મારું માનવું છે. આ સાહિત્ય જેટલું જલદી પ્રસિદ્ધિમાં આવે તેટલું સારું એમ ઇચ્છતો હું વિરમું છું.

# ઉત્તર બંગાળમાં પ્રાચીન સભ્યતાનો આભાસ

( બંગાળીમાં મૂળ લેખક—શ્રી. ક્ષિતીશચન્દ્ર સરકાર M. A., B. L. )
અનુવાદક—પૂજ્ય મુનિમહારાજ શ્રી. જ્ઞાનવિજયજી ( ત્રિપુટી )

ઉત્તર બંગાળામાં અથવા વરેન્દ્રી–મંડલમાં પ્રાચીન સભ્યતા તથા પુરાકીર્તિનાં પ્રમાણો એટલી અધિક સંખ્યામાં પ્રાપ્ત થયાં છે કે જેથી આ મંડલ (ભૂ–પ્રદેશ) આધુનિક બંગાળની પ્રાચીન સભ્યતાના એક સર્વપ્રધાન તીર્થરૂપે ઇતિહાસનાં પૃષ્ઠોમાં ઉલ્લિખિત થશે.

વરેન્દ્ર–કવિ સંધ્યાકરના નંદીએ "રામચરિત કાવ્ય"માં પોતાની જન્મભૂમિ વરેન્દ્ર-મંડલને **वसुधाशिरो वरेन्द्रीमंडलचूडामणिकुलस्थानं** અર્થાત્ પૃથ્વીના શિરોભાગ યાને એક સ્થાન તરીકે વર્ણવેલ છે. આ વિભાગની વિસ્તૃત આલોચનામાં **अप्यमितो गंगाकरोतोयानर्घ्यप्रवाहपुण्यतमां अपुनर्भवाख्यमहातीर्थविकलुषो ज्वलामन्त** ગંગાકરોતોયા તથા અપુનર્ભવા વિ–ધૌત કહી તેણે આ પ્રદેશને પુણ્યતમ અને મહાતીર્થ તરીકે ઓળખાવ્યું છે. મોટી ગંગા અર્થાત્ આજની પદ્માનદીના કાંઠાના બન્ને વિભાગોથી કરતોયા નદીની રેતી સુધી વરેન્દ્રમંડળ પથરાયેલ છે. વરેન્દ્રપ્રદેશના રહેવાસીઓમાં 'વારેન્દ્ર સમાજ' આજ પણ વિખ્યાત છે. બંગાળની કેટલીક પ્રાચીન સભ્યતાના અવશેષો વિશાળ ભૂપ્રદેશની માટીમાં આજ પણ છુપાયેલ મોજૂદ છે.

વરેન્દ્ર અનુસન્ધાન સમિતિ સરકારી પ્રત્નતત્ત્વ વિભાગ અને આ દેશના અધિવાસીઓના પ્રયત્નથી વરેન્દ્ર ભૂમિના પ્રાચીન સભ્યતાસૂચક અનેક ભાસ્કર્ય શિલ્પો પ્રાપ્ત થયાં છે જે ભિન્ન ભિન્ન સંગ્રહાલયમાં સુરક્ષિત છે.

ધર્મપ્રાણતા જ ભારતનું વૈશિષ્ટ્ય છે, ઇત્યાદિ તથા ભારતના ખોદકામ અને સ્થાપત્ય શિલ્પકળાની રચનાનો અહીં આધારભૂત થયો છે. ભગવાનની ઉપાસના માટે દેવ–મૂર્તિની જરૂરીઆત તથા તેના સંરક્ષણ માટે દેવાલય કે મન્દિર બનાવવાની જરૂરિયાત લગભગ સૌથી પ્રાચીન અહીં અનુભવાય છે. વરેન્દ્રની સભ્યતા તથા કર્મણના ઇતિહાસમાં પણ આ સંબંધો કોઈ જાતનો વ્યતિક્રમ નથી.

બંગાળમાં નદીઓ ઘણી છે અને પથ્થરોનો અભાવ છે તેથી અહીં પુરાતત્ત્વનાં સ્મરણો સ્થાયી રહે એ દુર્લભ વસ્તુ છે, અને આ કારણે સ્થાપત્યનાં નિદર્શનો અહીં અલ્પ પ્રમાણમાં ઉપલબ્ધ થાય છે. છતાંય વરેન્દ્ર પ્રદેશનો "સોમપુર વિહાર" જેને ત્યાંની પ્રજા "ઓમપુર" ના નામથી ઓળખે છે ત્યાં એક પહાડ જેવી સ્તૂપની આકૃતિ છે. તેનો દેખાવ પહાડ જેવો હોવાથી તેનું અસલ નામ બદલાઈ "પહાડપુર" નામ પડ્યું છે. યાને લોકો તે સ્તૂપને "પહાડપુર" નામથી જ સંબોધે છે.

વરેન્દ્ર–મંડલના ઇતિહાસમાં "પહાડપુરસ્તૂપ" નો વૃત્તાંત સર્વપ્રધાન ઉલ્લેખ યોગ્ય છે. સદ્‌ગત આચાર્ય અક્ષયકુમાર મૈત્રેય સી. આઇ. ઇ. મહોદયે ઈ. સ. ૧૯૧૭માં પહાડપુરમાંથી મળેલ એક સ્તંભાગ્રમાં ખોદેલ લિપિનો પાઠોદ્ધાર કર્યો. આ સ્તૂપના ખોદાણની આવશ્યકતા સમજીને સરકારી પુરાતત્ત્વ વિભાગના નેતાઓને લખી જણાવ્યું અને સૌથી પહેલાં તેની દૃષ્ટિ આ તરફ ખેંચી.

શ્રી કક્ષમલગર્ભ નામની એક વ્યક્તિએ રત્નત્રયો પ્રમાયેનાને અર્થાત્ ધર્મ, બુદ્ધ અને સંઘ—ત્રણું રત્નોની તુષ્ટિ માટે આ સ્તંભ આપવા સબંધો શિલાલેખ કોતરાવ્યો છે. સ્તૂપને ખોદતાં એક ગુપ્ત-યુગનું (૧૫૯ ગુપ્તાબ્દે) તામ્રશાસન પણ મળ્યું છે, જેમાં એક બ્રાહ્મણ દંપતીએ જૈન-નિગ્રન્થોના પૂજા પાઠ તથા ધર્મ ચલાવવા માટે ભૂમિ-દાન કર્યાનો ઉલ્લેખ વાંચી શકાય છે. પહાડપુરના મન્દિરની અસલી દીવાલો ક્યારે કોણે-ક્યા ધર્મ-વાળાએ ચણી તે સબંધીનો આખરી નિર્ણય કરવાને ઘણો સમય વ્યતીત થશે. અને તે આખરી નિર્ણય ન થાય ત્યાંસુધી આ સ્તૂપમાં જે જે ભિન્ન ભિન્ન નિશાનીઓ જોવામાં આવે છે તે જૈન, બૌદ્ધ તથા હિન્દુના દેવ-દેવીઓની મૂર્તિ વગેરે દરેક ધર્મનાં સ્મૃતિ ચિહ્નો દષ્ટિગોચર થાય છે. આ પ્રદેશમાં જૈનધર્મનાં સ્મૃતિચિહ્નો અલ્પ પ્રમાણુમાં જ ઉપલબ્ધ થયાં છે.

પહાડપુરમાં જેમ ઉપર-લિખિત સામાન્ય જૈન-નિશાનીઓ મળી છે તેમ વરેન્દ્ર ભૂમિમાંથી તીર્થંકર શાંતિનાથની તથા ઋષભનાથની મૂર્તિઓ પણ મળી આવેલ છે. આ સિવાય હુએન-સાંગે સૂચવેલ આ પ્રદેશમાં જૈનધર્મની 'પોંડૂવર્ધનીયા" શાખા હતી. એટલે આ સબંધી કંઇ વિશેષ માહિતી મળી શકતી નથી. ઈ. સ. ની સાતમી સદીમાં ચીની મુસાફર હુયેન-સાંગ જ્યારે પોંડ્રવર્ધનમાં આવ્યો ત્યારે અહીંના ઘણા સંઘારામોમાં અનેક બૌદ્ધ સાધુઓ હતા. એક સંઘારામમાં તો ૭૦૦ બૌદ્ધ-સાધુઓ હતા, એમ તેઓ જણાવે છે. પૌંડ્રવર્ધનમાં આજસુધી પહાડપુર સ્તૂપ જેવું બીજું કોઈ મોટું મન્દિર મળી શક્યું નથી.

મૂળ મન્દિરની ચારે તરફની દીવાલમાં અનેક કોટડીઓ દેખાય છે એટલે હુએન-સાંગે ૭૦૦ મહાયાન બૌદ્ધ સાધુઓના જે સમાગમ માટે લખ્યું છે તેનો નિર્ણય ભવિષ્યના ખોદાણુ પછી સ્થિર કરી શકાય. નાલન્દા તથા બુદ્ધગયાના પ્રાપ્ત થયેલ શિલાલેખોના આધારે પહાડપુર વિહારના પ્રભાવનો અને મગધ સંઘેના ઘનિષ્ઠ સબંધનો આછો ખ્યાલ આવી શકે છે.

બુદ્ધગયાની એક બૌદ્ધ પ્રતિમાની નીચે **श्रीसामतटकः प्रवरमहायानयायिनः श्रीमत्सोमपुरमहाविहारीयविनयवित् स्थविरवीर्येन्द्रभद्रस्य** એ મુજબ લીટીઓ ખોદેલ છે, જેમાં સોમપુરના મહાયાન વિહારના સ્થવિર વિનય-વિદ્યાવિત્ વીર્યેન્દ્રભદ્ર-યાત્રિકના દાનનો ઉલ્લેખ છે.

નાલન્દાની એક શિલાલિપિમાં સોમપુર વિહારના વૃદ્ધ યતિ 'વિપુલશ્રી મિત્ર'નું નામ સૂચવેલ છે. હાલ મૂળ સ્તૂપની પાસે "સત્યપીરની ભિટા" ખોદ્યા પછી નાલન્દાના શિલાલેખમાં દર્શાવેલ ઈ. સ. ની દસમી-અગિયારની સદીના તારા મન્દિરની વાત સાચી પડવાનો સંભવ છે. બે તિબેટી ગ્રન્થકારોએ સોમપુરમાં બૌદ્ધ મન્દિર હોવાનો ઉલ્લેખ કર્યો છે.

બૌદ્ધ ધર્મના ઇતિહાસકાર લામા તારાનાથે લખ્યું છે કે...ગ્રન્થમાં અહીં પાલસમ્રાટ દેવપાલે કરેલ સોમપુરી વિહારનો ઉલ્લેખ છે. સ્તૂપના ખોદાણમાં પણ માટીઓની મુદ્રાઓ મળી છે. આ ઉપરથી અહીં પહાડપુરમાં સોમપુર-વિહાર બૌદ્ધોનો હોવાનો અધિક સંભવ છે.

મૂળ મન્દિરની પાસે એક નાનું મન્દિર મળ્યું છે. આથી આ પ્રદેશની નિર્માણ પદ્ધતિનો ખ્યાલ આવે છે. બુદ્ધગયાના મન્દિરના ચોકમાં પણ આવું જ નાનું મન્દિર મળ્યાનું કહેવાય છે. સંભવ છે કે તે કાળમાં નકશા રૂપે કે આદર્શ રૂપે પ્રથમ આવું મન્દિર કરવાની શિલ્પ-પદ્ધતિ હશે. અત્યારની આ પ્રદેશની દોલા-મંચ પર્યંત આવા જ પ્રકારનું અનુકરણ છે.

આ સ્તૂપ ખોદતાં મળી જે પ્રાપ્ત થયું છે તેથી આ મન્દિરની રચના-સ્થાપત્યના આદર્શો યવદ્વીપના પ્રસિદ્ધ બરોબુદૂરના મન્દિરના સ્થાપત્યમાં ઉતારેલા હોય એમ અનુમાન થાય છે. વિશેષ શોધખોળ પછી વરેન્દ્ર ભૂમિના ઇતિહાસમાં ભવિષ્યની સાચી શોધખોળોના પરિણામે નવાં નવાં ઉજ્જવળ પ્રકરણો ઉમેરાશે; એમ આશા રહે છે.

(ભારતવર્ષ, વર્ષ ૨૧, ખંડ ૨, અંક ૩: ફાલ્ગુન, ૧૩૪૦, પૃ. ૩૯૯-૪૦૧)

# दशाश्रुतस्कन्ध सूत्रकी एक अज्ञात टीकाके खोजकी आवश्यकता

लेखक—श्रीयुत अगरचन्दजी नाहटा

प्राचीन ४५ जैन आगमोंके ६ छेद सूत्रोंमें दशाश्रुतस्कंध भी एक महत्त्वपूर्ण रचना है, जिसकी रचना आचार्य भद्रबाहुस्वामीने की थी। वर्तमानमें सबसे अधिक प्रसिद्ध कल्पसूत्र इसीके ८ वें अध्ययनका विस्तृत रूप माना जाता है। इस पर निर्युक्ति एवं चूर्णिके अतिरिक्त १७ वीं शताब्दिसे प्राचीन कोई टीका अद्यावधि ज्ञात नहीं है। १७ वीं शताब्दिकी भी केवल एक ही टीका, जो पार्श्वचन्द्रसूरि शिष्य ब्रह्मऋषि कृत है, अभी तक ज्ञात है; अन्य कोई भी टीका भंडारोंमें उपलब्ध नहीं है। पर जैसलमेरके जैन भण्डारोंका अवलोकन करते समय एक फुटकर पत्रमें महोपाध्याय गुणविजयरचित दशाश्रुतस्कन्ध टीकाका उल्लेख देखनेमें आया, फिर भी खोज एवं प्रयत्न करने पर भी इसकी प्रति कहीं जाननेमें नहीं आई, अतः अन्वेशणीय है।

स्थानकवासी सम्प्रदायके उपाध्याय ( अब आचार्य ) आत्मारामजीका अनूदित दशाश्रुतस्कन्ध अभी कुछ मास पूर्व मेरे पढनेमें आया तो उसमें इस सूत्रको मतिकीर्तिरचित टीका की प्रति उन्हें उपलब्ध हुई है और उसका उल्लेख एवं उद्धरण+ उन्होंने अपने अनुवादमें कई जगह दिया है, अतः इसकी प्रति कहां है ?—इसके सम्बन्धमें उन्हें पूछने पर आपने संतोषजनक उत्तर नहीं दिया। मेरी रायमें यह टीका गुणविजयरचित ही होनी चाहिए। मतिकीर्ति गुणविनयके विद्वान् शिष्य थे, उनका टीका-निर्माणमें सहायक आदिके रूपमें प्रशस्तिमें उल्लेख होना संभव है। या जैसलमेरके उक्त पत्रके लेखकने प्रशस्तिके भावको

+ देखो—भूमिका पृ. ३, ४, ५, ८, १४; सूत्र १, ४१५, ४७१ आदि।

ठीक न समझकर मतिकीर्ति के बदले उसके गुरु गुणविनयरचित होनेका उल्लेख कर दिया हो। पर इसका निर्णय तो प्रतिकी प्राप्ति होने पर ही संभव है। अतः समस्त विद्वानों से इस ग्रन्थकी प्रतिकी खोज करनेका सादर अनुरोध है।

## श्रीविजययतीन्द्रसूरिप्रकाशित सूचीका संशोधन

लेखक—श्रीयुत अगरचन्दजी नाहटा

' श्री जैन सत्य प्रकाश ' के क्रमांक १५१–५२में पू. आ. श्रीविजययतीन्द्रसूरिजीने थिरापद्रगच्छीय ज्ञानभण्डारके विवाहलो आदिकी सूची प्रकाशित की है, पर उसमें कतिपय भूलें रह गई हैं, जिनका संशोधन यहां दिया जाता है—

१. नं. १, ३ दोनों शांतिनाथ विवाहले यथासंभव एक ही है। नं. ३ के आगे आपने आनन्दविमलसूरि–सोमसौभाग्यसूरि शिष्य आनदप्रमोद लिखा है वहां ' सोमसौभाग्य 'के स्थान पर ' सौभाग्यहर्षसूरि ' व 'शिष्य' के स्थान पर ' समयमें ' एवं नाम 'आनन्दप्रमोद' होना चाहिए। शिष्य तो वे हर्षप्रमोदके थे। देखो जैन गुर्जर कविओ, भा. ३, पृ. ६०३।

२ नं. ४ वासुपूज्यधवलके रचयिता विशेष संभव विनयदेवसूरि ही है।

३ नं. ५ नेमिनाथधवलके कर्ता विनयदेवसूरि छपा है यहां भी विनयदेवसूरि ही चाहिए। ग्रन्थ नामके आगे संवत दिया है वह लेखनका प्रतीत होता है। जैन गुर्जर कविओ भा० ३, पृ. ६०६ के अनुसार इसकी सं. १६१४में लिखित प्रति उपलब्ध है।

४ सुबाहुसंधिके रचयिताका नाम पुण्यसार नहीं पुण्यसागर है, एवं उसका रचनासमय १६७४ नहीं १६०४ है। ' चडोतर ' से अपने ७४ समझ लिया, पर वह ४का द्योतक है। जिनमाणिक्यसूरिके आदेशसे इसकी रचना हुई, उनका समय भी सं. १५८२से १६१२का है।

५ नं. ९ से १७का आदि, अन्त प्रकाशित होना आवश्यक है। उनमें नं १० आदिका संभवतः जैन गुर्जर कविओमें उल्लेख नहीं हुआ अतः अज्ञात है।

थिरापद्र गच्छ एक प्राचीन गच्छ है। उसके भंडारमें उस गच्छकी पट्टावली आदि ऐतिहासिक सामग्री हो या उस गच्छके या अन्य अन्यत्र अप्राप्य ग्रन्थ जो हों उन्हें भी प्रकाशमें लाना चाहिए।

कडवामतका भंडार भी इसी थिरापद्रमें महत्त्वपूर्ण है। उनके बहुतसे ग्रन्थोंका उल्लेख मुझे कडवागच्छ पट्टावलीमें मिला पर वे अन्य कहीं उपलब्ध नहीं है, अतः उस गच्छके भंडारका भी निरीक्षण आवश्यक है।

# શિલ્પસિદ્ધ કોક્કાસની કથાનો આલોચના

( લે. પ્રો. હીરાલાલ ર. કાપડિયા એમ. એ. )

[ ૧ ]

એકાદેક મહિના ઉપર ડૉ. જગદીશચન્દ્ર જૈને હિન્દીમાં તૈયાર કરેલ "દો હજાર વર્ષ પુરાની કહાનિયાઁ" નામનું પુસ્તક મારા જોવામાં આવ્યું. એમાં પૃ. ૭૯–૮૦માં 'કોક્કાસ બઢ્ઈ' એ નામથી શિલ્પસિદ્ધ કોક્કાસની જે કથા અપાઈ છે તે વાંચતાં વસુદેવહિંડીમાં આ કોક્કાસની કથા આવે છે એ વાત યાદ આવી, અને વસુદેવહિંડીનું ભાષાંતર જે મારી સામે હતું તેનો મેં ઉપોદ્ઘાત જોયો. એમાં સંતુલનાર્થે આવસ્સયચુણ્ણિ (પૂર્વ ભાગ, પત્ર ૫૪૦–૫૪૧)નો ઉલ્લેખ ન હતો. ઉપર્યુક્ત હિન્દી પુસ્તકગત 'પ્રાસ્તાવિક' જોયું તો તેમાં વસુદેવહિંડી (પૃ. ૬૧–૬૪)નો ઉલ્લેખ ન હતો. વિશેષમાં આ બંને કૃતિઓમાં જે કોક્કાસની કથા અપાઈ છે તે બે રૂપાન્તરો પૂરાં પાડે છે. આથી આ બંનેની આલોચના કરવાનો મને વિચાર થયો, અને મેં આ કામ આરંભ્યું.

[ ૨ ]

આપણું ભારતીય સાહિત્ય વિવિધતા અને વિપુલતા માટે વિખ્યાત છે. એનું કથા-સાહિત્ય અજબ છે. કેટલીયે કથાઓની જન્મભૂમિ ભારતદેશ છે એ વાત વિદ્વાનોથી અજાણી નથી. વળી કેટલીયે કથાઓ આ દેશમાંથી અન્યત્ર ગઈ હોવા વિષે પણ બે મત નથી. કથા-સાહિત્ય જે ભારતમાં રચાયું છે તેમાં લોક-સાહિત્યનાં સંરક્ષણ અને સંવર્ધન પાઇય (પ્રાકૃત) કૃતિઓ દ્વારા જેટલાં થયાં છે એટલાં સંસ્કૃત કૃતિઓ દ્વારા થયાં હોય એમ જણાતું નથી. મહર્ષિ બુદ્ધના પૂર્વ જન્મની ઘટનાઓના વર્ણનરૂપ જાતક-કથાઓ પાલિમાં રચાયેલી છે. એમાંનાં કેટલાંક દશ્યો 'સાંચી' વગેરેના સ્તૂપો પર અંકિત છે.[1]

લોક-કથાના મહાસાગરમાંથી જૈન, બૌદ્ધ અને વૈદિક એ ત્રણે મોક્ષાભિલાષી કથાકારોએ પોતપોતાનાં મંતવ્યોને આકર્ષક રીતે સચોટપણે રજૂ કરવા માટે યથેષ્ટ સામગ્રી લીધી છે. નાયાધમ્મકહા નામનું જૈનોનું છઠ્ઠું અંગ અને તેમાંની (૧) ધન્ય અને વિજય ચોરની કથા, (૨) ચોખાના પાંચ દાણાવાળી વાર્તા અને (૩) માકંદીપુત્રની કથા આ વાતની સાક્ષી પૂરે છે. શિલ્પસિદ્ધ કોક્કાસની કથા એ પણ એક લોક-કથા છે. એ ઉપર સૂચવ્યા મુજબ મોડામાં મોડી વિક્રમની છઠ્ઠી સદીમાં સંઘદાસગણિ વાચકની કૃતિ વસુદેવહિંડીમાં અને કેટલાક વિદ્વાનોના મત મુજબ જિનદાસગણિએ રચેલી [2]આવસ્સય-

---

૧ ઈ. સ. પૂર્વેની પાંચમી સદીથી માંડીને ઈ. સ. ની બીજી સદી સુધીમાં આ જાતક-કથાઓ રચાયાનો અને એમાંની અનેક કહાનીઓ મહાભારત અને રામાયણમાં વિકસિત સ્વરૂપમાં પ્રાપ્ત થતી હોવાનો ઉલ્લેખ ઉપર્યુક્ત હિન્દી પુસ્તકના પ્રાસ્તાવિક (પૃ. ૧૩)માં કરાયો છે. સાથે સાથે ભદન્ત આનંદ કૌસલ્યાયનની, જાતક (પ્રથમ ખંડ)ની ભૂમિકા (પૃ. ૨૪--૨૭)ની અહીં નોંધ લેવાઈ છે.

૨ આ આવસ્સયની એક ટીકા છે. એ ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ ઉપયોગી હોવા ઉપરાંત કથા-સાહિત્ય માટે ઉપયોગી છે. એ અને આગમો ઉપરની બીજી ટીકાઓમાં ભારતીય પ્રાચીન કથા-સાહિત્યનાં અનેક ઉજ્જ્વળ રત્ન વિદ્યમાન છે. એમાંનાં કેટલાંક અન્યત્ર જણાતાં નથી એમ પ્રો. વિન્ટર્નિત્સે A History of Indian Literature (Vol. II, p. 487)માં કહ્યું છે.

ચુણ્ણિમાં–જબ્બૂ મરહટ્ટીમાં રચાયેલી બે પ્રાચીન કૃતિઓમાં જોવાય છે આવસ્સય-ચુણ્ણિમાં વસુદેવહિંડી વિષે ઉલ્લેખ છે. એ જોતાં આ બે કૃતિઓમાં વસુદેવહિંડી વધારે પ્રાચીન ગણાય. આમ શિલ્પવિદ કોક્કાસની કથા માટે અત્યારે તો પ્રાચીનમાં પ્રાચીન જૈન કૃતિ તરીકે હું વસુદેવહિંડીને ઓળખાવવા લલચાઉં છું, કેમકે એની પૂર્વેની કોઈ જૈન કૃતિમાં આ કથા હોય એમ જણાતું નથી. ઉપલબ્ધ વૈદિક અને બૌદ્ધ સાહિત્યમાં ઓછામાં ઓછાં પંદરસો વર્ષ જેટલી કોઈ પ્રાચીન કૃતિમાં આ કથા છે કે કેમ તે વિચારવું બાકી રહે છે. આવી પરિસ્થિતિમાં હું આ કથાના મૂળ તરીકે ગુણાઢ્યે પેસાઈ (પૈશાચી) ભાષામાં રચેલી બિહક્કહા (બૃહત્કથા)ની સંભાવના કરું છું.

[ ૩ ]

વસુદેવહિંડીમાં કોક્કાસની કથા નીચે મુજબ અપાયેલી છે:—

[૩]'તામ્રલિપ્તિ' નામે નગરીમાં રિપુદમન નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને પ્રિયમતી નામની રાણી હતી અને ધનપતિ નામનો મહાધનિક સાર્થવાહ બાળમિત્ર હતો. આ નગરીમાં ધનદ નામનો કૌટાક (સુતાર) રહેતો હતો. એને એક પુત્ર થયો. દરિદ્રતાને લઈને એનાં માતપિતા મરણ પામ્યાં એટલે એ ધનપતિ સાર્થવાહને ત્યાં ઊછરવા લાગ્યો. ખાંડણિયા પાસે બેસીને એ ડાંગરની કુક્કો (કુક્કુસ) ખાતો હતો. એ ઉપરથી એનું નામ 'કોક્કાસ' પડાયું.

ધનપતિ સાર્થવાહને ધનવસુ નામે પુત્ર હતો. 'યવન' દેશમાં જવા માટે એનું વહાણ તૈયાર થતાં એણે પોતાના પિતાને વિનંતિ કરી કે કોક્કાસને મારી સાથે મોકલો. એની વિનંતિ સ્વીકારાઈ અને વહાણ ઊપડી ધારેલા બંદરે આવી પહોંચ્યું.

આ તરફ પેલો કોક્કાસ 'યવન' દેશના સાર્થવાહો અને વહાણવટીઓના એક સુતાર જે પડોશમાં જ રહેતો હતો તેને ઘેર બેસી વખત પસાર કરતો હતો. આ સુતાર પોતાના પુત્રોને અનેક પ્રકારનાં કામ શિખવવા ખૂબ મહેનત કરતો પણ તેઓ શીખતા નહિ. કોક્કાસે એ પુત્રોને 'આમ કરો, આમ થાય' ઇત્યાદિ કહ્યું. એથી અચંબો પામેલા પેલા સુતારે એને કહ્યું કે તું મારી વિદ્યા શીખ. કોક્કાસે હા પાડી અને ટૂંક સમયમાં એ દરેક જાતનું કાષ્ઠકર્મ–(સુતારીકામ) શીખી ગયો. પોતાના આ ગુરુની રજા લઈ એ વહાણમાં બેસી 'તામ્રલિપ્તિ' પાછો ફર્યો.

એ વખતે આ નગરમાં દુકાળ પડ્યો હતો. કોક્કાસે ગુજરાન માટે તેમજ રાજાને પોતાની કળાની જાણ કરાવવા માટે (લાકડાનાં) બે કબૂતર બનાવ્યાં. એ રોજ ઊઠીને અભાસીમાં સૂકવેલી રાજાની કલમશાલિ (ડાંગર) લઈને પાછાં ફરતાં. રખેવાળોએ રાજાને વાત કહી. રાજાએ પ્રધાનોને તપાસ કરવા કહ્યું. પ્રધાનોએ બધી માહિતી મેળવી રાજાને કહ્યું કે કોક્કાસનાં બે યાંત્રિક કબૂતરો ડાંગર લઈ જાય છે. રાજાએ કોક્કાસને બોલાવી પૂછ્યું તો એણે એ વાત કબૂલ કરી. રાજા રાજી થયો અને એણે એનો સત્કાર કર્યો.

રાજાએ કોક્કાસને કહ્યું કે હું અને તું પ્રચ્છિત દેશમાં જઈ શકીએ તે માટે આકાશગામી યંત્ર તૈયાર કર. કોક્કાસે તેમ કર્યું અને એના ઉપર બેસીને એ અને રાજા પ્રચ્છિત

[૩] આર્દ્ર પચીસ આર્ય દેશોમાંના 'વંગ' દેશની આ રાજધાની છે. તામલિ મોરિયપુત્ત આ નગરનો રહેવાસી હતો. જુઓ વિયાહપણ્ણત્તિ (શ. ૩, ઉ. ૧).

દેશમાં વારંવાર જવા લાગ્યા. એ જોઈને રાજાની પટ્ટરાણીએ રાજાને વિનંતિ કરી કે દેશાંતર જોવા મને તમારી સાથે લઈ જાઓ. રાજાએ કોક્કાસને બોલાવીને કહ્યું કે મહાદેવી આપણી સાથે આવશે. કોક્કાસે કહ્યું: આ યન્ત્રમાં ત્રીજા માણસને બેસાડવું યોગ્ય નથી, કેમકે આ વાહન બેનો જ ભાર ઝીલી શકે તેમ છે. સ્વચ્છંદ બુદ્ધિવાળી રાણીને વારવા છતાં તેણે ખૂબ આગ્રહ કર્યો એટલે એ મુગ્ધ રાજા એની સાથે યંત્ર ઉપર બેઠો. કોક્કાસે કહ્યું: તમને પશ્ચાત્તાપ થશે, તમે જરૂર પડી જશો. રાજાએ ગણકાર્યું નહિ એટલે કોક્કાસ યંત્ર ઉપર બેઠો. એણે તંત્રીઓ (દોરીઓ) ખેંચી અને જે યંત્રકીલિકા (યાંત્રિક ખીલી–ચાંપ) દાબવાથી ઉડાતું હતું તે દાબી. બધાં આકાશમાં ઊડયાં. ઘણું યોજનો વટાવી ગયાં ત્યાં તો અત્યંત ભારને લઈને દોરીઓ તૂટી ગઈ, યંત્ર બગડી ગયું, ચાંપ પડી ગઈ અને ધીરે ધીરે એ વાહન જમીન પર ઊતર્યું. કોક્કાસે રાજાને કહ્યું કે તમે અહીં થોડીક વાર બેસો, હું [4] 'તોસલિ'નગરમાં જઈને યંત્ર સાંધવાનું સાધન લઈ આવું. રાજાએ હા પાડી અને કોક્કાસ ગયો.

આ નગરના એક સુતારને ઘેર જઈ કોક્કાસે વાસી (વાંસી) માગી. સુતારે જાણ્યું કે આ કોઈ શિલ્પીનો પુત્ર છે. એણે કહ્યું કે રાજાનો રથ મારે જલદી તૈયાર કરી આપવાનો છે એટલે હું વાંસી આપી શકું તેમ નથી. કોક્કાસે કહ્યું કે લાવો, હું રથ તૈયાર કરી આપું. સુતારે વાંસી આપી એટલે એ લઈ ને એણે જોતજોતામાં બે ચક્ર યોજ્યાં (રથ તૈયાર કર્યો). સુતારને અચંબો થયો અને તેને આ કોક્કાસ હોવો જોઈએ એમ લાગ્યું. ઘડીક ઊભા રહો, હું ઘરમાંથી બીજી વાંસી લઈ આવું છું, એ તમે લઈ જજો, એમ કહી એ સુતાર ગયો.

આમ કહી એ સુતાર (એ 'તોસલિ'નગરના) કાકજંઘ રાજા પાસે ગયો અને એણે એને બધી વાત કહી. રાજાએ કોક્કાસને બોલાવી એનો સત્કાર કર્યો. રાજાએ એ ક્યાંથી આવ્યો છે ઇત્યાદિ એને પૂછ્યું. એણે બધું કહ્યું. કાકજંઘે શત્રુદમન રાજા અને એની રાણીને તેડાવી મંગાવી રાજાને કેદ કરી એની રાણીને અંતઃપુરમાં દાખલ કરી.

કાકજંઘે કોક્કાસને કહ્યું કે તું કુમારોને તારી વિદ્યા શીખવ. કોક્કાસે કહ્યું કે એમને આવું શું કામ છે? રાજાએ બળજબરી કરી એટલે કોક્કાસ વિદ્યા શિખવવા લાગ્યો. એણે બે યાંત્રિક ઘોડા બનાવ્યા અને આકાશગમન માટે તૈયાર કર્યા. એ ઊંઘી ગયો એવામાં રાજાના બે પુત્રો એ ઘોડાઓ ઉપર બેઠા. એ યંત્રોને દબાવતાં એઓ ઊડયા. કોક્કાસ જાગ્યો ત્યારે તેણે માણસોને પૂછપરછ કરી તો આ વાત જણાઈ. એણે કહ્યું: ખોટું થયું. બંને પુત્રો નાશ પામશે; કેમકે આ યંત્રોને પાછા વાળવાની કળની એમને ખબર નથી. રાજાને ખબર પડી એટલે એણે કોક્કાસને બોલાવીને પૂછ્યું કે કુમારો ક્યાં ગયા? કોક્કાસે જવાબ આપ્યો કે તેઓ ઘોડા લઈને ગયા છે. આથી ગુસ્સે થયેલા રાજાએ કોક્કાસને મારી નાંખવાનો હુકમ કર્યો.

એક કુમારે એને આ વાત કહી. આ સાંભળી કોક્કાસે ચક્ર–યન્ત્ર તૈયાર કર્યું. એણે કુમારોને કહ્યું કે તમે બધા આ ઉપર બેસો. જ્યારે હું શંખ વગાડું ત્યારે તમે બધા એકી

---

૪ તોસલિક રાજા આ નગરમાંની જિનની ચમત્કારી મૂર્તિનું રક્ષણ કરતો હતો. ક્ષત્રીસીથી અહીં આવી મહાવીરસ્વામી મોસલિ ગયા. ફરીથી એ તોસલિ આવ્યા. અહીં એમને ખૂબ કદર્થના કરાઈ. જુઓ વવહાર (ઉ. ૬)નું ભાસ (પત્ર ૧૨૫ તેમજ ૨૬૦)

સાથે વચલી ખીલી (કળ) ઉપર પ્રહાર કરજો, જેથી આ વાહન આકાશમાં ઊડશે. કુમારોએ હા પાડી અને એઓ ચક્રયન્ત્ર ઉપર બેઠા. આ તરફ કોક્કાસને વધ માટે લઈ જવામાં આવ્યો. એવું મરતી વેળા શંખ વગાડયો એટલે કહ્યા પ્રમાણે કુમારોએ પેલી વચલી કળ ઉપર પ્રહાર કર્યો. એટલે એમાંથી શૂળો નીકળ્યા અને એ વડે પેલા કુમારો વીંધાઈ ગયા. આ બાજુ કોક્કાસનો વધ થયો. રાજાએ પૂછ્યું કે કુમારો ક્યાં ગયા? સેવકોએ કહ્યું કે ચક્રયન્ત્રમાં શૂળીઓથી એ વીંધાઈ ગયા. રાજા કાકવર્ણ બોલ્યો: અરેરે, ખોટું કામ થયું. એને ઘણો શોક થયો અને એ વિલાપ કરતો મરણ પામ્યો.

[ ૪ ]

આવસ્સય-ચુણ્ણિમાં આ કથા નીચે પ્રમાણે છે —

૫સોપ્પારક (સોપારક)માં એક રથકાર યાને સુતાર હતો. એની દાસીને બ્રાહ્મણથી એક પુત્ર થયો. એ દાસચેટ[૬] ગુપ્ત રીતે રહેવા લાગ્યો. હું જીવીશ નહિ એમ વિચારી એ (રથકાર) પોતાના પુત્રોને શિખવવા લાગ્યો, પણ તેમની બુદ્ધિ મંદ હોવાથી તેઓ કંઈ શીખ્યા નહિ. પણ પેલા દાસ (ચેટ) બધું ગ્રહણ કર્યું. પેલો રથકાર મરણ પામ્યો. (એ નગરના) રાજાએ દાસ (ચેટ) ને આખું ઘર આપી દીધું. એ દાસ (ચેટ) સ્વામી બન્યો.[૭]

આ તરફ પાટલિપુત્રમાં જિતશત્રુ રાજા હતો, અને ઉજ્જયિનીમાં એક જૈન રાજા હતો. આ (રાજા)ને ચાર સેવક હતા: (૧) એક રસોઇઓ હતો જે રાંધતો. ( એ એવી રસોઈ બનાવતો કે જે જમવાથી રાજાને ) જમતાં વેંત ખાધેલું પચી જતું અથવા બીજે, ત્રીજે કે ચોથે યામે ( એટલે કે રાજાની ઇચ્છા હોય ત્યારે એ પચી જાય એવી એ રસોઈ કરતો). ( જો રાજાની ઇચ્છા એમ હોય કે અમુક વખત સુધી ) ભૂખ ન લાગે ( તો એ તેવી રસોઈ પણ બનાવતો ). (૨) બીજો તેલ ચોળનાર હતો. એ [૮]કુડપ જેટલું તેલ (શરીરમાં)

---

૫ કોઙ્કણમાં આ દરિયાકિનારે આવેલું હતું. એ વેપારનું મથક હતું. અજ્જ મંગુ, અજ્જ સમુદ્દ અને વઇરસેન સોપારયમાં આવ્યા હતા. સુપ્પારક તે થાણા જીલ્લાનું સોપારા છે એમ મનાય છે.

આચારપ્રદીપ ( પત્ર ૩૧ અ )માં આનો 'ચોમિલ' તરીકે ઉલ્લેખ છે. મુદ્રિત પ્રતમાં उदाहरणं, कोकासो सोप्पारए એમ જે છપાયું છે તેથી આ રથકારનું નામ 'કોકાસ' હોવાની ભ્રાન્તિ થાય છે. એમ જણાય છે કે कोकासो પછી દંડ જોઈએ-અહીં વાક્ય પૂર્ણ થયું ઘટે. વિશેષમાં આ પત્રમાં મુદ્રણ દોષો છે. संमणाण ને બદલે समणीणं, सावगा ને બદલે सेवगा, અને कव्वति ને બદલે कव्वति, सिरिघरो ને બદલે सिरिघरघरो એવો કોઈ પાઠ અને पेच्छतिने બદલે पेच्छति પાઠ જોઈએ એમ અર્થ વિચારતાં જણાય છે. આ સ્થળો માટે અન્ય હાથપોથી જોઈ ચોક્કસ નિર્ણય થઈ શકે.

૬ આનું જ નામ 'કોક્કાસ' રખાયું એમ અન્ય ગ્રન્થો જોતાં જણાય છે.

૭ આ કંડિકામાંનો તેમજ 'કાકવર્ણ થયું' ત્યાં સુધીનો અધિકાર ઉપર્યુક્ત હિન્દી પુસ્તકમાં અપાયેલ નથી. એની વિશેષ સમજણ માટે જુઓ આચારપ્રદીપ ( પત્ર ૩૨ અ-૩૩ આ ).

૮ એક જાતનું માપ. સાર્થ ગુજરાતી જોડણીકોશમાં કુડપ અને કુડબ એમ બંને શબ્દ આપી એ બંનેનો અર્થ 'બાર મૂઠી અથવા સોળ તોલાનું માપ' એમ અપાયો છે.

ધાલી દેતો અને એ બધું એ પાછું બહાર કાઢતો. (૩) ત્રીજો શય્યા રચનાર હતો. રાજાને બીજે, ત્રીજે કે ચોથે પહોરે (જ્યારે જાગવું હોય ત્યારે) જાગી જાય તેવી કે ઊઠવા કરવું હોય તો તે પ્રકારની (એ શય્યા રચતો). અને (૪) ચોથો ભંડારી હતો. એ એવો ભંડાર બનાવતો કે જેની અંદર ગયા પછી કંઈ દેખાય નહિ. આમ આ ચારના ગુણો હતા.

(એક વેળા) જિતશત્રુ રાજાએ પેલા (જૈન રાજા) ના નગરને ઘેરો ઘાલ્યો. એ જૈન (રાજાએ) વિચાર્યું: મનુષ્યો મરાવવાથી મને શો લાભ ? (એમ વિચારી) એણે ભોજનનું પ્રત્યાખ્યાન (પચ્ચક્ખાણ) કર્યું, એટલે કે ભોજન ન લેવાનો નિયમ લીધો. એ મરીને સ્વર્ગે ગયો. નગરજનોએ એ નગર જિતશત્રુને આપી દીધું. એણે પેલા ચાર સેવકોને બોલાવી પૂછ્યું: તમે શું કામ કરો છો (અર્થાત્ તમારી પાસે કઈ કઈ કળા છે ?). રસોઈઆએ (પોતાને જે આવડતું હતું તે) કહ્યું. ભંડારીએ રાજાને ભંડારમાં દાખલ કર્યો, પણ એણે કંઈ દીઠું નહિ (એટલે) બીજા દ્વારથી (પ્રવેશ કરાવી ભંડાર) બતાવ્યો. શય્યાપાલે (પોતાની કળા) કહી. તેલ ચોળનારે (બંને પગે તેલ ચોળી) એક પગમાંથી બધું તેલ બહાર કાઢ્યું, પણ બીજામાંથી કાઢ્યું નહિ અને મારા જેવો બીજો કોઈ ચાલાક હોય તો કાઢે એમ કહ્યું.

ચારે જણે (આગળ ઉપર) દીક્ષા લીધી. પેલો જિતશત્રુ રાજા તેલ વડે દાઝ્યો અને એ કાળો પડી ગયો. એનું (એથી) 'કાકવર્ણ' (કાકવર્ણ, કાગડાના રંગનો) એવું નામ પડ્યું. પહેલાં એનું નામ 'જિતશત્રુ' હતું તે હવે 'કાકવર્ણ' થયું.

આ તરફ સોપારકમાં દુકાળ પડ્યો. કોક્કાસ ઉજ્જયિની ગયો. રાજાને પોતે આવ્યો છે તેની જાણ કરવા એણે (યાંત્રિક) કબૂતરો દ્વારા રાજાના ગંધશાલિ (એક જાતના સુગંધી ચોખા) હરવા માંડ્યા. કોઠારીઓએ (રાજાને) કહ્યું. તપાસ કરતાં કોક્કાસ નજરે પડ્યો. એને (રાજા પાસે) લાવવામાં આવ્યો. રાજાએ એને ઓળખ્યો અને એના ભરણપોષણની વ્યવસ્થા કરી.[૯]

કોક્કાસે (રાજાના કહેવાથી) ગરુડ (યંત્ર) બનાવ્યું. રાજા રાણી અને આ કોક્કાસ સાથે (ગગનમાં) વિહરવા લાગ્યો. જે કોઈ રાજા એને નમતો નહિ તેને એ કહેતો કે હું આકાશમાંથી આવીને તમને મારીશ. (બીકના માર્યા) બધા (રાજાઓ) વશ થયા.

કાકવર્ણની રાણીને બીજી રાણીઓ એ (ગરુડયંત્રમાં) જતી ત્યારે પૂછતી (કે અમને બેસાડશો ?) (રાણીએ દાદ ન દીધી એટલે) એકે આ ગરુડ (યંત્ર) જતું હતું ત્યારે એની પાછા ફરવાની એક ખીલી લઈ લીધી.[૧૦] ગરુડ (યંત્ર) ગયું (ઊડ્યું). પાછા ફરવાનો

૯ આચારપ્રદીપ (પત્ર ૭૭ આ)માં કહ્યું છે કે કોક્કાસે લાકડાનાં સેંકડો પ્રૌઢ કબૂતરો બનાવી રાજાના કોઠારમાં તે જાતની ખાણી વગેરેના પ્રયોગવડે મોકલવા માંડ્યાં. તે પણ જાણે જીવતાં હોય તેમ તે જ ક્ષણે ત્યાં જઈ પોતાની ચાંચવડે કણો ચણી પોતાનું ઉદર ભરી પાછાં આવતાં. એ કણો વડે-ચોખાના દાણાવડે કોક્કાસ પોતાના કુટુંબનો નિર્વાહ કરતો.

૧૦ આચારપ્રદીપ (પત્ર ૪૦ અ)માં ખરી ખીલીને બદલે બીજી એના જેવી બનાવરાવી એ ગોઠવી દેવાઈ એવી હકીકત છે.

વિચાર[11] થયો ત્યારે ખબર પડી (કે પેલી ખીલી નથી.) ( આખરે ગરુડયંત્ર ) કલિંગ (પહોંચ્યું) અને જમીનથી થોડેક [illegible] એની પાંખ ભાંગી અને એ ત્યાં પડ્યું.

(રાજારાણીને ત્યાં મૂકી) કોક્કાસ એ નગરમાં ગયો. ત્યાંનો રથકાર રથ બનાવતો હતો. એણે એક ચક્ર બનાવ્યું, એકનું અર્ધું ઘડ્યું; કંઇ કંઇ બાકી (!) હતું.

પછી કોક્કાસે ઓજારો માગ્યાં. રથકારે કહ્યું: આ તો રાજાનાં હોવાથી બહાર કઢાતાં નથી, એટલે ઘેરથી આણી આપું છું. (એમ કહી) એ ગયો. (આ તરફ) કોક્કાસે એવું ચક્ર બનાવ્યું કે ઊંચું રખાય તો (ઉપર) જાય, હાથ સાથે અફડાય તો એ પાછું ફરે અને પાછળ મોઢું રહે તેમ રાખે તો પણ પડે નહી. (આમ ચક્ર બનાવીને કોક્કાસ એને તપાસતો હતો એવામાં) એ રથકાર આવ્યો અને એણે જોયું તો એ તૈયાર થઇ ગયું હતું. બહાનું કાઢી એ (ત્યાંથી) ગયો, અને એણે રાજાને કહ્યું કે કોક્કાસ આવ્યો છે કે જેના બળને લઈને સર્વે રાજાઓ વશ કરાયા છે. (રાજાના કહેવાથી) કોક્કાસને પકડવામાં આવ્યો. એને માર માર્યો ત્યારે એણે કહી દીધું ( કે કાકવર્ણ અને એની રાણી અમુક જગ્યાએ છે). એ ઉપરથી આ રાજાએ એ કાકવર્ણ અને એની દેવીને પકડ્યાં અને એમને ભોજન આપવાની ના પાડી. નગરજનોએ અપયશની બીકે કાકપિંડ પ્રવર્તાવ્યા ( જેથી એ દ્વારા કેદ પકડાયેલાં રાજારાણીને આહાર મળે ).

કોક્કાસને (રાજાએ) કહ્યું: મારા પુત્રને માટે (ચારે બાજુ) સાત માળનો મહેલ બનાવો અને વચમાં મારે માટે બનાવ જેથી હું બધા રાજાઓને વશ કરી શકું. કોક્કાસે તેમ કર્યું.

કોક્કાસે શકુનકયંત્ર રચી કાકવર્ણના પુત્રને ( એ દ્વારા ) લેખ મોકલ્યો કે તમે આવો, એટલામાં હું આને મારી નાખું છું. તમારા પિતાને અને મને છોડાવશો. દિવસ નક્કી કરાયો.

એ દિવસે રાજા પુત્ર સહિત મહેલમાં પેઠો. ( કોક્કાસે ) ખીલી ઉપર પ્રહાર કર્યો એટલે એ ( મહેલ ) સંપુટ થઈ ગયો ( અર્થાત્ બીડાઇ ગયો ). રાજા અને એનો પુત્ર મરણ પામ્યા. કાકવર્ણના પુત્રે એ નગર લઈ લીધું. અને પોતાના પિતાને તેમજ કોક્કાસને મુક્ત કર્યા. અન્ય ( જનો ) નું કહેવું છે કે કોક્કાસને નિર્વેદ થતાં એણે આપઘાત કર્યો હતો.

[ ૫ ]

આમ આ બે કૃતિઓમાં જે હકીકતો અપાઇ છે તે હવે આપણે સામસામી રાખીને ભિન્નતા નોંધીશું:

---

૧૧ આચારપ્રદીપ ( પત્ર ૪૦ અ ) પ્રમાણે હકીકત એ છે કે રાજાને પોતે લીધેલું ફિંગત યાદ આવતાં એણે કોક્કાસને કેટલા યોજન [illegible] પ્રયાણ થયું છે એ પૂછ્યું. એના ઉત્તરમાં ૨૦૦ યોજન એમ સાંભળી રાજાએ ગરુડયંત્ર પાછું વાળ, પાછું વાળ એમ કહ્યું, અને વ્રતના ભંગ માટે પોતે પશ્ચાત્તાપ કરવા માંડ્યો.

| વસુદેવહિંડી | આવશ્યક ચૂર્ણિ |
|---|---|
| (૧) કોક્કાસનો પિતા ધનદ સુતાર | (૧) કોક્કાસનો પિતા, બ્રાહ્મણ અને માતા એક સુતારની દાસી. |
| (૨) બાળપણમાં માતાપિતાનું મરણ | (૨) ૦ ( અહીં કશો ઉલ્લેખ નથી ) |
| (૩) 'કોક્કાસ' નામ પડવાનું કારણ | (૩) ૦ |
| (૪) કોક્કાસનું 'યવન' દેશમાં ગમન અને ત્યાંના સુતાર પાસેથી કલાગ્રહણ | (૪) પોતાની માતાના શેઠ–સુતાર પાસેથી કલાગ્રહણ અને રાજા દ્વારા સન્માન |
| (૫) માતૃભૂમિ તામ્રલિપ્તિમાં દુકાળ | (૫) માતૃભૂમિ સોપારકમાં દુકાળ |
| (૬) ૦ | (૬) જિતશત્રુનો વૃત્તાંત–કાકવર્ણ તરીકે પ્રસિદ્ધિ, રાજાના ચાર સેવકની ચાલાકી |
| (૭) આકાશગામી યંત્ર યંત્રમાં દોરીની કરામત | (૭) ગરૂડયંત્ર |
| (૮) કોક્કાસ અને રાજાનો નિરંતર ગગન-વિહાર | (૮) કોક્કાસ, રાજા અને પટરાણીનો નિરંતર ગગનવિહાર |
| (૯) પટરાણીની હઠને લીધે આપત્તિ | (૯) શોક્યના કારસ્તાનથી આપત્તિ |
| (૧૦) કોક્કાસે અન્ય રાજાનો તૈયાર કરેલો રથ | (૧૦) કોક્કાસે તૈયાર કરેલું અદ્ભુત ચક્ર |
| (૧૧) ૦ | (૧૧) ભોજનનો નિષેધ અને કાકપિંડનું પ્રવર્તન |
| (૧૨) બે યાંત્રિક ઘોડાની રચના અને બે કુમારોનું બેસવું | (૧૨) રાજકુંવર માટે મહેલની સ્થાપના |
| (૧૩) ચક્રયંત્રની રચના અને એ દ્વારા અન્ય કુમારોનો નાશ | (૧૩) ૦ |
| (૧૪) ૦ | (૧૪) શકુનયંત્રની રચના અને એ દ્વારા કાકવર્ણના પુત્રને સંદેશો |
| (૧૫) ૦ | (૧૫) મહેલનું સંપુટમાં રૂપાંતર અને શત્રુ રાજા અને એના પુત્રનો નાશ |
| (૧૬) કોક્કાસનો વધ | (૧૬) કોક્કાસની મુક્તિ અથવા એનો આપઘાત |

[ ૬ ]

આમ આ બંને કૃતિઓમાં અપાયેલી હકીકતોમાં વિશિષ્ટ પ્રકારની કેટલીક ભિન્નતા છે. એથી કેટલાક પ્રશ્ન ઊઠે છે.

(૧) આવસ્સય-ચુણ્ણિમાં વસુદેવહિંડી વિષેનો ઉલ્લેખ પ્રામાણિક છે? (૨) એમાં જે વસુદેવહિંડીનો ઉલ્લેખ છે તે આજે ઉપલબ્ધ થતા ગ્રંથથી ભિન્ન છે કે કેમ? (૩) વસુદેવહિંડી પ્રમાણે કથા આવસ્સય-ચુણ્ણિમાં નથી તેનું શું કારણ? (૪) આવસ્સય-ચુણ્ણિમાં જે આપઘાતની વાત છે તે કયા ગ્રંથને આધારે છે? (૫) આચારપ્રદીપ આવસ્સય-ચુણ્ણિને અનુસરે છે તો શું આ પરંપરા વસુદેવહિંડીના કર્તાને પ્રાપ્ત થયેલી પરંપરા કરતાં વધારે વિશ્વાસપાત્ર છે?

આ પ્રશ્નોના ઉત્તર હાલ તુરત મોકુફ રાખી એ વાત હું નોંધું છું કે,

આવસ્સય-ચુણ્ણિમાં જે શબ્દોમાં કથા અપાઈ છે લગભગ તે જ શબ્દમાં હરિભદ્રસૂરિએ આવસ્સય ઉપરની એમની ટીકા ( પત્ર ૪૦૯ અ-૪૧૦ આ ) માં આપી છે. એના સંપાદક મહાશયે એની સંસ્કૃત છાયા આપી છે. મલયગિરિસૂરિએ પણ પ્રાયઃ આમ જ કર્યું છે એમ એમની આવસ્સય ઉપરની વૃત્તિ જોતાં જણાય છે

દસવેયાલિયની ચુણ્ણિ ( પત્ર ૧૦૩ ) માં કહ્યું છે કે શિલ્પ વડે પૈસા કમાઈ શકાય છે. એ બાબતમાં કોક્કાસ ઉદાહરણરૂપ છે. અને એ ઉદાહરણ આવસ્સય પ્રમાણે છે. અહીં આવસ્સયથી આવસ્સયની ચુણ્ણિ અભિપ્રેત છે.

[ ૭ ]

આ તો પાઈય સાધનો આપણે નોંધ્યાં. હવે કોક્કાસની કથા સંસ્કૃતમાં પણ જે કૃતિઓમાં જણાય છે તે પૈકી બેનો હું અહીં ઉલ્લેખ કરું છું.

(૧) આચારપ્રદીપ ( પત્ર ૩૦ આ-૪૬ અ ) માં મુખ્યતયા ગદ્યમાં આ કથા છે. એમાં ઉરુચ, લંકા વગેરેનું વર્ણન છે, ચક્રવર્તીના નવ નિધિ અને એનાં ચૌદ રત્નોનું સ્વરૂપ સમજાવાયું છે અને કોક્કાસના પૂર્વ ભવની હકીકત છે. અહીં જે આ કથા અપાઈ છે તે દર્શનાચારને અંગે છે અને એમાં કાકજંઘ (કાકતજંઘ)ના દિગ્વ્રતનો પણ ઉલ્લેખ છે.

(૨) વિજયલક્ષ્મીસૂરિએ વિ. સં. ૧૮૪૩માં ઉપદેશપ્રાસાદ નામનો ગ્રન્થ સંસ્કૃતમાં રચ્યો છે. એના ચોથા સ્તંભમાં પદમા વ્યાખ્યાનમાં ‘ કારક ’ ગુણને અંગે કાકજંઘ ને કોક્કાસની કથા અપાઈ છે.

[ ૮ ]

વસુદેવહિંડીમાં સ્વચ્છંદ શુચિનું કેવું ભયંકર પરિણામ આવે છે, એ દર્શાવવા અને આવસ્સય-ચુણ્ણિમાં શિલ્પસિદ્ધત્વ જણાવવા અપાયેલી કોક્કાસની કથાની આલોચના આમ અહીં પૂર્ણ થાય છે. એટલે હવે આપણા ગૌરવવંતા કથા-સાહિત્યનો તુલનાત્મક અને ઐતિહાસિક દૃષ્ટિએ અભ્યાસ કરવાની વૃત્તિ વિદ્વાનોમાં વિશેષતઃ જાગે એમ ઈચ્છી વિરમું તે પૂર્વે એક મિત્રને કહેલી વાત નોંધું: વિમાન (Aeroplane) બહુ ઊંચે જતાં એની પાંખ વળી જતી. એ ખામી દૂર કરવામાં આ કોક્કાસની કથા કામ લાગી-લાકડાનો ઉપયોગ કરવાનું સૂઝયું એમ એક વૈજ્ઞાનિક સામયિકમાં મેં વાંચ્યું છે. પણ આનું નામ યાદ નથી.

ગોપીપુરા, સુરત. તા. ૨૩-૫-૪૮

### કવિવર શ્રીવીરવિજયજીવિરચિત

# શેઠ હઠીસિંહકૃત અંજનશલાકા-સ્તવન

પ્રેષકઃ—શેઠ સુરેન્દ્રભાઈ સારાભાઈ

સંપાદકઃ—પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયપદ્મસૂરિજી

(ઢાળ પહેલી : વિવેકી વિમલાચલ વસીએ—એ દેશી)

વિનય વિવેક લોકતણા, ગુર્જર દેશે ગામ ઘણાં;
ભવિક ભક્તિ કરે ભેલા, તારણ તીરથના મેલા.
ગુણી ગુણવંતના ગાવો, જિમ સુખ સંપદ નિત પાવો. ગુણી૦ ૧
સિદ્ધગિરિ સંઘ સોહાયા રે, ગાવત જિન ગુણ ગિરનારે;
ધરમી ભેટે જગતધણી, પુણ્યભારે નિજ પાપ હણી. ગુણી૦ ૨
ઋષભ નેમીશ્વર દોય રાજા, રાજ્યે સંઘ સહુ તાજા;
મુનિવર મુખ અમૃત ઝરતા, વિકસી શ્રાવકવૃક્ષ લતા. ગુણી૦ ૩
રાજનગર અમદાવાદે, એક શત જિનવર પ્રાસાદે;
સોહમ ઈશાન ઇંદ્ર સહી, દક્ષિણ ઉત્તર ભાગ લહી. ગુણી૦ ૪
કંચનગિરિ દો સય લીધા, હરિ હજારે વહેંચી દીધા;
સોહમ શત એક ઇહાં ઠાવે, ઉપમ સાચયની પાવે. ગુણી૦ ૫
તિણે શત ચૈત્ય સુક્ત છાજે, કંપની બાહાદુરને રાજ્યે;
નંદનવન લીલા લાજી, સરસ સુકોમલ વનરાજી. ગુણી૦ ૬
સુરવરૂ સ્વર્ગ થકી ચવિયા, રાયણ ને સહકાર થયા:
રૂપ વસંત ઋતુ ધરતી, થઇ કોયલ ટહુકા કરતી. ગુણી૦ ૭
થાકી ગંગા ગગને વહેતી, સાબરમતી રૂપે રહેતી;
હરીપુર હારે હરિ ચલતા, નંદીશ્વર જઇ તપ કરતા. ગુણી૦ ૮
નગરશેઠ હેમાભાઈ થયા, પ્રેમાભાઈ પુણ્ય જયંત જયા;
બીજા હઠીસિંહ કેશરી નંદા, તપે વસુધાયે રવિ ચંદા. ગુણી૦ ૯
વડ ઓસવાલની નાતિ શિરે, વિશ્વમાંહે બહુ કીર્તિ વરે;
ઉપમા કલ્પતરૂની ધરે, દીન દુઃખીનાં દુઃખ હરે. ગુણી૦ ૧૦
હઠીસિંહ સંઘવી થઇ સુમના, સિદ્ધાચલ ગિરનાર તણા;
સાહામીવત્સલ યાત્રા બહુલી, આપ કમાણી કરે સફલી. ગુણી૦ ૧૧
અષ્ટમ દ્વીપ જિનાલયની, મસલત શેઠની સાથે બની;
હઠીસિંહ હઇયડે હોંશ ઘણી, શ્રી શુભ વીર વચન સુણી. ગુણી૦ ૧૨

(ઢાલ બીજી : સાંભળ રે તું સજની મોરી—એ દેશી)

રાજનગર ઉત્તર દરવાજે, વાજે મંગલ તુરજી રે;
સંવત ઓગણીસ સંઘક માઘવ, ઉજ્જવલ પક્ષ સનૂરે.
મનને મોજે જી. ૧

શેઠની વાડી પ્રત્યુષ્ય દક્ષિણ, ભાગ હઠીસિંહ કેરા જીરે,
કદલી અશોક કુસુમ ધ્રુવ ચંપક, તરૂવર કેરો ઘેરો. મનનો૦ ૨

તે માંહે વર મુહૂર્ત લઈને, ખાતનું મુહૂર્ત કીધું જીરે;
શિલ્પી કડીયા બ્રાહ્મણ લોકને, વંછિત ધન તિહાં દીધું. મનનો૦ ૩

કોશ પ્રમાણે કોટ કરાવે, બુરજાં ને દરવાજા જીરે;
ટોપીવાલા બારહી ચોકી, કરતા શબ્દ અવાજા. મનનો૦ ૪

પડિમાં બહુલી ભાગ પ્રમાણે, ઘડતા શિલ્પી સારા જીરે;
વલી મંદિરની રચના રૂડી, વાસ્તુક શાસ્ત્ર વિચારા. મનનો૦ ૫

જિમ જિમ દેવલ પડિમા સુંદર, વધતી વધતી થાવે જીરે;
તિમ તિમ શેઠ હઠીસીંહ હોવે, ચિત્તમેં આનંદ પાવે. મનનો૦ ૬

જાણુ હઠીભાઇ પિંડ કમાઇ, લખમી તે સુજ હોવે જીરે;
વાવરવે ધરમે જગ કીર્તિ, પરભવ સંબલ સાથે. મનનો૦ ૭

શેઠ સુતા રૂકિમણી હરકુઅર, હઠીસિંહની દોય નારી જીરે;
પ્રમદેવ રહ્યો વદન છુપાવી, જિણે રમણી દોય હારી. મનનો૦ ૮

ઘરવટ કુલવટ ધર્મને મારગ, હરકુંવર અધિકારીજી રે,
ગીત રતી ને ચઉ ઇન્દ્રાણી, પણ સરસતી જગ પ્યારી. મનનો૦ ૯

એ વર રમણી રમણીક મંદિર, જોતાં નેતર વિકસે જીરે;
કરે બંગલો એક નંદનવનમાં, સુર પ્રાસાદ સરીસે. મનનો૦ ૧૦

વરસાંતર હઠીસિંહ નિહાલે, ચૈત્યાદિક સવિશેષ જીરે;
ભૂલ શૂલ શંકા પડી મનમેં, તવ ઘર પોહોતા કલેશે. મનનો૦ ૧૧

નંદીસર બાવન જિનાલય, દીઠે ઈહા શુદ્ધ થાવે જીરે;
ઓગણીસ એક (સં.૧૯૦૧) શ્રાવણ સુદી પંચમી ચિંતિ સ્વર્ગ સિધાવે. મનનો૦ ૧૨

આણ હરકુંઅરને હેત ધરીને, ઈણી પરે શીક્ષા દાખે જીરે;
નામ થયા તે સૂતા જાગે, ઈણી પરે લોક જ ભાખે. મનનો૦ ૧૩

તેણે તુમે શેઠ હેમાભાઈ કેરી, આણા ચિત્તમાં ધરજો જીરે;
ધન ખરચી જશ કીર્તિ વરજો, દારિદ્રને દૂર કરજો. મનનો૦ ૧૪

ચૈત્ય પૂર્ણ કરી ગુરૂને પૂછી, અંજનશલાકા કરજો જીરે;
તુમ બાંધવ મેમાભાઈ કેરી, બુદ્ધિ ભલે ચિત્ત ધરજો. મનનો૦ ૧૫

હરકુંઅર શિર ભાર ઠવીને, બાંધવ ચિત્ત ધરી બોલે જીરે;
પુત્ર રામચંદ છે ચિરંજીવી, શ્રી ગુણ વીર તે બોલે. મનનો૦ ૧૬

( ઢાળ ત્રીજી : વિમલાચલ વેગે વધાવો–એ દેશી )

હરકુંઅર તે જયવંતા, દાન ધરમેં સદા ઉલસંતાં
ચૈત્ય અંગલે કામ ચલંતા, મન મોકળે ધન ખરચંતા રે;
ગુણવંતી સતી સુકુમાળી, જિનશાસન ઉદ્યોતકારી રે. (એ આંકણી) ૧
પાનાચંદ સરૂપચંદ નંદ, ઉમાભાઈ શીતલચંદ;
હઠીભાઈના ભાણેજ આવે, મામી વચને હુકમ ચલાવે રે. ગુણ૦ ૨
જલ થલ વ્યાપાર કરતાં, દાનાદિ ગુણે વિકસંતા;
વ્યાપાર જિનાલય સાથે, પણ દોરી હેમાભાઈ હાથે રે. ગુણ૦ ૩
બાવન જિનાલય દહેરૂં, ચાર માલ શિખર ત્રણ દેરૂં;
સુંદર પડીમાઓ કરાવી, શેઠે પણ બહુલી ભરાવી રે. ગુણ૦ ૪
લોકે ઘર ઘર બિંબ ભરાવ્યા, અંજનશલાકાએ લાવ્યા;
પ્રભુ શિવવહૂ વરવા આવ્યા, ભાણું જિનવાસે સુહાવ્યા રે. ગુણ૦ ૫
ઓગણીશસેં ત્રીજે (સં. ૧૯૦૩) વરસે, માહા વદિ પંચમીને દિવસે;
અંજનશિલાકા કેરૂં, લીધું મુહૂર્ત શેઠે ભલેરૂં રે. ગુણ૦ ૬
કંકોતરી દેશો દેશે લખી, આદરમાન વિશેષે;
કચ્છ સોરઠ દેશ હાલાર માલવ, મરૂધર ને મેવાડ રે. ગુણ૦ ૭
દેશ દક્ષિણ પૂરવ વાસી, સંઘમેળો મલ્યો સુવિલાસી;
માણસ સવા લાખ મલાવે, સંઘવત્સલ ભોજન ભાવે રે. ગુણ૦ ૮
રચ્યો મંડપ દેવવિમાન, જન બેઠા કરે ગીત ગાન;
વળી મંડપ જિન ઉપવેશે, પીઠિકા એકશો પાંત્રીશે રે. ગુણ૦ ૯
પ્રભુ થાપ્યા વિધિ અનુસાર, પ્રતિમા સવિ ચાર હજાર;
નવ ગ્રૈવેયક બેઠા દેવા, પીઠિકાયે કરે બહુ સેવા રે. ગુણ૦ ૧૦
માહ ઉજ્જવલી છઠ વિચારી, જલ ભરવા ચલે નરનારી;
વરઘોડાની રચના સારી, શુભ વીર વચન હુશીયારી રે. ગુણ૦ ૧૧

( ઢાળ ચોથી : દેશી–વિવાહલાની તથા મારો સસરો આવ્યો સાસુ સુતા )

( મારો નાવ્યો માડી જાયો વીર, મેં મહાજન સાંધીયો—એ દેશી )

જલયાત્રા સામગ્રી સજી કરી, ચઢે નિજ ઘરથી વરઘોડે;
વિમલ જલ લાવે છે, લાવે લાવે મગન કુમાર. વિમલ૦
નવરાવવા ધર્મ જિણંદ, પ્રભુ પધરાવે છે. (એ આંકણી)
રાજનગરનાં વ્યવહારીયા, વર વેશ ધરી રથ જોડે. વિમલ૦ ૧

સાંભેલાં ઘણાં શણગારીયાં, જાણે દેવકુંવર અવતાર; વિમલ૦
ગાયે ગીત ભલી ગુણવંતીયો, વર તોરણ ઘર ઘર બાર. વિમલ૦ ૨

આઠ મંગલધર આગળ ચાલે, બોલે જાચક મંગળ માલ; વિમલ૦
ચાલે કલશ ભરી જલ ભરીયો, થાય પગે વળી છંટકાવ. વિમલ૦ ૩

ઉંચી ફરી રે ધજા વેજયંતીઓ, ચાર ટબકીઓના બનાવ; વિમલ૦
મેઠી માહલે જૂએ મહિલા ચઢી, જોયા જેવો બન્યો રે બનાવ. વિમલ૦ ૪

શેઠ પુત્ર મયાભાઇ ગજ ચઢયા, અંબાડી રૂપાની જાસ; વિમલ૦
વાજે વાજીત્ર વિલાસનાં, ભલી પડી રે નગારાની ધુંશ. વિમલ૦ ૫

ટહૂકે શરણાઇ ટહૂકડા, ચાલે ભાલાધરા જલકાર; વિમલ૦
જલ જલીયું નીશાન તે જગજગે, આરબી તુરકી અસવાર. વિમલ૦ ૬

આઠ છત્રધરા ચામરધરા, રૂડો ઇંદ્રધ્વજ સંગાથ; વિમલ૦
અલબેલી સાહેલી સાથમાં, રામણદીવો ઉજમ બેન હાથ. વિમલ૦ ૭

ભેરી ભૂંગળ વીણા વાજતી, વાજીંત્ર વિચિત્ર પ્રકાર; વિમલ૦
બહુ ધૂપ ઘટા ગગને ચઢે, નવ નવ વેષે નરનાર. વિમલ૦ ૮

શેઠ સાજન રૂડે સંચર્યા, સાધુ સાધવી કેરા સાથ; વિમલ૦
ચામર હલતાં શિર પાલખી, માંહે બેઠા જગતના નાથ. વિમલ૦ ૯

કરજોડી સહૂ કરે વંદના, પ્રભુ રહેજો હઇયડા પાસ; વિમલ૦
દેવ દેવી જુવે ગગને રહી, તલ પડવા નહીં અવકાશ. વિમલ૦ ૧૦

હાથી ઘોડા ને પાલખી, ઘોડવેહેલ્યોનો નહીં પાર. વિમલ૦
શેઠના બાગમાં જઇ ઉતર્યા, દેવ નોતરિયા તેણી વાર. વિમલ૦ ૧૧

તસ આપે અનુપમ બાકલા, ભણે મંત્ર આગમ ઉપદેશ; વિમલ૦
ભંડારી વીરચંદ વિધિ સાચવે, નવી ભૂલ પડે લવ લેશ. વિમલ૦ ૧૨

જલ કુંભ ભરી શ્રીફલ ઠવી, શિર ધરિયા સોહાસણ નાર; વિમલ૦
વરઘોડો ઉતરિયો જિનઘરે, હઠીસિંહની વાડી મઝાર. વિમલ૦ ૧૩

રાતિજાગરણ પૂજા પ્રભાવના, કુંભથાપના ધરતિ વિવેક; વિમલ૦
શુભ વીર પ્રભુને શાસને, હરકુંવર ધરે બહુ ટેક. વિમલ૦ ૧૪

( ઢાલ પાંચમી : હું તો મોહી છું તુમારા રૂપને રે લો—એ દેશી. )

પૂજન નંદાવર્તનાં રે લો, અહ દીકપાલની થાપના રે લો;
તેડયા દેવ મંત્રે કરી રે લો, બલિદાન કિધ વિધિએ ભલી રે લો. ૧

ચોથે દિને ખેત્રપાલને રે લો, શાસનની રખવાલને રે લો;
ચોસઠ ઇંદ્રો નોતર્યા રે લો, બાહિર ભૂતબલિ બાકુલા રે લો. ૨

પૂજી કરી સિદ્ધચક્રને રે લો, વીશ થાનક પંચમેં દિનેં રે લો;
ઇંદ્ર ઇંદ્રાણી રૂપેં બને રે લો, પૂજાવિધિ છઠ્ઠે દિનેં રે લો. ૩

ચ્યવનકલ્યાણકે સાચવે રે લો, સરગથકી ગર્ભે હવે રે લો;
ચૌદ સુપન રાત્રી સમે રે લો, સુપનપાઠક ફલ ઉચ્ચરે રે લો. ૪

જનમ્યા પ્રભુની વધામણી રે લો, હરકુંવર શેઠાણી દીયે ઘણી રે લો;
છપન દિગ કુમરી નમે રે લો, રાત્રી ઉત્સવ દિન સાતમે થુણી રે લો. ૫

કેલી ઘરે નવરાવતી રે લો, માતશું ઘરે' પધરાવતી રે લો;
વસ્ત્ર ભૂષણ ઠવી આવતી રે લો, રાસ ક્રીડા રમી જાવતી રે લો. ૬

આઠ ઈદ્રાણીઓ આરતી રે લો, હાથેં સોવન કંકાવટી રે લો;
પડિમા સકલ મૂલ નાથશું રે લો, તિલક કરે નિજ હાથશું રે લો. ૭

ઇંદ્ર ચોસઠ આવી મલે રે લો, વરઘોડે મુકુટ શિરે ધરે રે લો;
ચારટ રથ હય વારણાં રે લો, પાલખીયેં બેઠા ઘણા રે લો. ૮

વરઘોડો મારગ સંચર્યો રે લો, મંડપમાં જઇ ઉતર્યો રે લો;
મેરૂ સિંહાસન ઉજ્જવલે રે લો, નાથ નમણ ગંગાજલેં રે લો. ૯

પૂજી ઠવ્યા માતા ઘરેં રે લો, વૃષ્ટિ સોવન ફૂલે કરે રે લો;
ઇંદ્ર ગયા ઘર ઠાઠમેં રે લો, સ્નાત્ર અઢાર દિન આઠમેં રે લો. ૧૦

ધર્મનાથ નિશાલના રે લો, ઉત્સવ વરઘોડા ઘણાં રે લો;
ભોગ યોગ વય પાવતા રે લો, શ્રી શુભ વીર પરણાવતા રે લો. ૧૧

( ઢાલ છઠ્ઠી : હવે વિવાહ સામગ્રી મેલી રે—એ દેશી. )

પ્રભુ વિવાહનો વરઘોડો રે, ભલો વર કન્યાનો જોડો રે;
જલ યાત્રા પરેં સહુ સાથે રે, રામણ દીવો ઉજમ બેન હાથે રે જયવંતાજી. ૧

શેઠેં સાજન સહુ નોતરીયા રે, નિજ ભાગ્યને ઉતરિયા રે;
ચોરી ચુંખી ઉજલી વહુ લાવ્યાં રે, વર કન્યા તિહાં પરણાવ્યાં રે જયવંતાજી. ૨

હોમ પછી ધવલ મંગલાવ્યાં રે, પછી મંડપ ઘર પધરાવ્યાં રે;
રાજ્યભારનો ઉત્સવ કીધો રે, પછી વરસી દાન તે દીધો રે જયવંતાજી. ૩

નવમીં વરઘોડો સાર રે, પ્રભુ ધરતા મંગલ ચાર રે;
બિંબ કેસર લેપ સુગંધ રે, નાથ હાથે કંકણ બાંધે રે જયવંતાજી. ૪

સુરિ મંત્ર પવિત્ર સુગંધી રે, મીંઢલ ને મુરડાશિંગી રે;
પીઠિકા ધૂપ દીપક એણી રે, બલી બાકુલા કુલને પાણી રે જયવંતાજી. ૫

કુસુંબી વસ્ત્ર ઓઢાડી રે, ચૈત્યવંદન વસ્ત્ર ઉઘાડી રે;
ઉંચ શાખે મંત્ર ઉચ્ચારે રે, દશમેં પંચમી શીત વારે રે જયવંતાજી. ૬

થિર લગન નવાંશ તે બલીયેં રે, કરે અંજન સોવન શલીયેં રે;
પલ પાંચ ઘડી ચોદ વેલા રે, જ્યોતિ પ્રગટી બાકજમાલા રે જયવંતાજી. ૭

બહુ ઉત્સવ ઠાઠ વિશેષે રે, અગીઆરશેં મંદિર બેસે રે;
કલ્યાણ પાંચ પ્રસિદ્ધો રે, હરકુંઅરે જગ જશ લીધો રે જયવંતાજી. ૮

શ્રી શાંતિસાગરસૂરિ રાયા રે, આદે ચઉ ગણુપતિ આયા રે;
વલી સાત સયા અણુગાર રે, પહેશામણીયો વિસ્તાર રે જયવંતાજી. ૯

ખરચ્યા રૂપૈયા લખ આઠ રે, સજ્જન કરતાં ગુણુપાઠ રે;
પણુ દુર્જન દોષ ઉપાડે રે, તે તો પયમાં પૂરા કાડે રે જયવંતાજી. ૧૦

આંબલીનો કાતરો ખાટો રે, વિષ ભરીયો વીંછી કાંટો રે;
શ્વાન પૂછ ને દુર્જન રસના રે, ચાર વાંકા વિધાતા ઘટના રે જયવંતાજી. ૧૧

દશ પૂરવધર વયરસ્વામી રે, વાર એકવીસ પડિમા વિસામી રે;
હવે જાવડશા હરી લીધો રે, પૂરવી થઇને શું કીધો રે જયવંતાજી. ૧૨

જિનવાણી અમૃત તોલે રે, પાખંડી અવગુણુ બોલે રે;
ચોર બલતો દેખી ચંદે રે, કરપી દાતાને નંદે રે જયવંતાજી ૧૩

ઘરે કાગ કદી ન ઉડાડે રે, નંદે વસ જેહ જમાડે રે;
માંદી પડી નારી રાંક રે, ધરે કંચુકે દરજી વાંક રે જયવંતાજી. ૧૪

હોય બાજી ને ન મલે નાણું રે, કરકણું ને ઘોડું કાણું રે;
દુર્જન વાતો કહું કેતી રે, કરે કર્મણી કષ્ટે ખેતી રે જયવંતાજી. ૧૫

કષ્ટે કરી દ્રવ્ય કમાવે રે, જિન મારગ ખેત્રે વાવે રે;
જે સજ્જન તસ ગુણુ ગાવે રે, શોભે મુખ તંબોલ ચાવે રે જયવંતાજી. ૧૬

ખ્યાજ લસણુ ખેતર દુરગંધી રે, જાય કેતકી વાડી સુગંધી રે;
સુરભી વાસે રહે તાજા રે, શુભ વીરવિજય મહારાજા રે જયવંતાજી. ૧૭

॥ ઇતિ મોહકોસિંહે કરેલી અંજનશલાકાનું વીરવિજયકૃત સ્તવન સંપૂર્ણમ્ ॥

# ભારતીય ચિત્રકળા પર એક દૃષ્ટિ

હિન્દીમાં મૂળ લેખકઃ—શ્રીયુત અજિતઘોષ
અનુવાદક—શ્રીયુત પં. અંબાલાલ પ્રેમચંદ શાહ, દહેગામ.

જૈન ગ્રંથોની લઘુ ચિત્રોની (મિનિયેચર) ચિત્રકળામાં અંગ, પ્રત્યંગ ઉભરેલાં અને અણીદાર દેખાડવામાં આવ્યાં છે. જૈન ચિત્રકારોએ મુખને અંકિત કરવામાં ખાસ દિલચસ્પી બતાવી છે.

ચિત્તનવાસલના ફ્રેસ્કોને છોડીને આપણને જૈન ચિત્રકળાનું વિરાટ રૂપ જોવા મળતું નથી. ચિત્તનવાસલ ફ્રેસ્કો જૈનોના જ બનાવેલ છે; એમાં પણ પૂરતો સંદેહ છે. જૈન ચિત્રકળા લઘુ ચિત્રોની ચિત્રકળા છે. આ તેરમી શતાબ્દિથી શરૂ થાય છે. સૌથી જૂનો તાડપત્રનો ગ્રંથ ઇ. સ. ૧૨૩૭ નો છે,[૧] પરંતુ જે ગ્રંથમાં સૌથી સુંદર મિનિયેચર ચિત્રકળા છે, તે પંદરમી શતાબ્દિનો છે. આ હસ્તલિપિઓ આજકાલ અપ્રાપ્ય છે.

બૌદ્ધ કળાકારોની કલાત્મક કલ્પના અધિકતર ધાર્મિક વસ્તુઓના ચિત્રણમાં જ પ્રગટ થઇ છે, છતાં યે તે કલ્પના વ્યાપક હતી, અને તેની અંદર વિવિધ રૂપો ચિત્રિત કરવામાં આવતાં હતાં. પરંતુ જૈન કળાકારોનાં ચિત્રોમાં કેવળ આધ્યાત્મિક ચિત્રો જ મળે છે. જો અગિયારમી સદીની નેપાલની બૌદ્ધ હસ્તલિપિઓ અને બંગાળની પાલયુગની હસ્તલિપિઓ તેમજ જૈન મિનિયેચર હસ્તલિપિઓની તુલના કરવામાં આવે તો આ બધાની ચિત્રકળાનું અંતર સ્પષ્ટ થઈ જાય છે. બૌદ્ધ ચિત્ર લિપિઓની ચિત્રકળા આ બધાથી ઘણે અંશે અધિક સુંદર છે. તે કોઈ કળા, રીતિ અથવા પદ્ધતિથી બંધાયેલી નથી. તે પોતાના સમયની ચિત્રકળાનું એક અદ્ભુત સંતુલન અને સમન્વય છે. ભિન્ન ભિન્ન રંગોને એકી સાથે મેળવી તેમાં નિશ્ચિત પ્રભાવ પેદા કરવો એ બૌદ્ધ ચિત્રકળાની વિશેષતા છે. બૌદ્ધ ચિત્રકળા ભાવનાત્મક કલ્પના પેદા કરે છે, પરંતુ જૈન ચિત્રકળા તેથી તદ્દન વિપરીત છે.

શરૂઆતનાં જૈન લઘુ (મિનીયેચર) ચિત્રો જ્યાંસુધી એના ટેકનીકનો સંબંધ છે, તે બેહદ મનોરંજક છે. ગ્રંથોના પૃષ્ઠ પર લઘુ ચિત્રો માટે જેટલી જગા મૂકવામાં આવતી, તેમાં પહેલાં સ્વર્ણરજનો લેપ કરવામાં આવતો અને સોનાનાં પાંદડાં ચોંટાડવામાં આવતાં. એ પછી પૈસા બરુના રંગથી ચિત્રોમાં રંગ ભરવામાં આવતો. એ પણ સંભવિત જણાય છે કે જૈન ચિત્રકાર પહેલાં સ્કેચ બનાવી લેતા હશે. પહેલાં સ્વર્ણિમ ડિઝાઇનની એક મોટી રૂપરેખા ખેંચી લેવામાં આવતી હતી, પછી આંખ, પાંપણ, કાન અને આંગળિઓ આદિ બનાવી લેવામાં આવતી હતી. પરિણામ એ આવતું કે ચિત્રોમાં મુખ, વસ્ત્ર, [illegible] અને સજાવટની ચીજો એવી માલુમ પડતી કે જાણે તે સુવર્ણની બનાવેલી હોય. મોટી મોટી બહાર નીકળેલી આંખો અને ઉભરાવેલાં અંગ, પ્રત્યંગ પ્રારંભિક જૈન લઘુ ચિત્રોની કળાની

---

૧ જુઓ સંશોધન મુખપત્ર:—જૂનામાં જૂની તાડપત્રની સચિત્ર પ્રતિ પાટણના સંઘવીના પાડાના ભંડારમાં છે. તે સં. ૧૧૫૭ (ઇ. સ ૧૧૦૦)માં ભરૂચમાં લખાયેલી નિશીથચૂર્ણિ ની પ્રતિ છે.

વિશેષતાઓ છે અને આ જ વિશેષતાઓએ તેને અસ્વાભાવિક બનાવી દીધી છે. પ્રારંભિક જૈન કળામાં સૌથી મૂલ્યવાન વસ્તુ છે ચિત્રોની ચારે બાજુની સજાવટ.

જૈન ચિત્રકળાના સંબંધમાં જે નમૂનાઓ પ્રાપ્ત થઈ શક્યા છે તેથી આપણે ત્રણ પ્રકારની ચિત્રપદ્ધતિ જોઈ શકીએ છીએ:

(૧) સૌથી પ્રારંભિક પદ્ધતિ ૧૩મીથી લઈને ૧૬મી શતાબ્દિ સુધી પ્રચલિત હતી, અને આ જૈન કળામાં સૌથી પ્રાચીન પદ્ધતિ કહેવાય છે.

(૨) જૈન ચિત્રકળાની બીજી પદ્ધતિ ૧૬મી સદીના મધ્યમાંથી ૧૭મી સદી સુધીની છે, જ્યારે જૈન ચિત્રકળા મોગલ ચિત્રકળાના સંબંધમાં આવી.

(૩) જૈન ચિત્રકળાની ત્રીજી પદ્ધતિ તે છે કે જ્યારે ૧૭મી શતાબ્દિના અંતમાં જૈન ચિત્રકળા રાજપૂત ચિત્રકળાથી પ્રભાવિત થઈ અને ૧૮મી સદીમાં રજપૂત ચિત્રકળાના અવનતિ કાળમાં પૂરેપૂરી રીતે તેમાં ભળી ગઈ.

આ ત્રણે કાળની પદ્ધતિમાં જે સૌમાં મુખ્ય અંતર જોવાય છે, તે મુખના ચિત્રણમાં છે. આપણે મુખનો કેવલ અર્ધો ભાગ જ ચિતરાયેલો જોઈ શકીએ છીએ. પછી મોગલકાળમાં આપણે સુડોલ અંગ, પ્રત્યંગનું ચિત્રણ જોઈ શકીએ છીએ. જ્યારે રાજપૂતકળાનો પ્રભાવ શરૂ થયો ત્યારે સ્ત્રીઓનો ગોળ ચહેરો ચિત્રિત કરવામાં આવતો અને પુરુષોને મૂછો તથા દાઢી બનવા લાગી. ૧૫મી શતાબ્દિમાં નાનાં ચિત્રોમાં લાલ અને સોનેરી રંગોના સ્થાને સુંદર લીલો રંગ અને સોનેરી રંગ વાપરવામાં આવ્યો. પછી અંતમાં બેડોળમાં બેડોળ લાલ પીળા રંગ વપરાવા લાગ્યા અને સોનું બિલકુલ કાઢી નાખવામાં આવ્યું. જૈન લઘુ ચિત્રોની રેખાઓ લચકતી બનાવવામાં આવતી, તેથી એ રેખાઓ ખરાબ રીતે અંકાતી. એને જોતાં માલૂમ પડે કે કોઈ અકુશળ હાથોએ આ રેખાઓ ખેંચી છે. લગભગ બધી હસ્તલિપિઓમાં આ લઘુ ચિત્રો જોવા મળે છે. કદી કદી આ બિલકુલ એકબીજાની નકલ માલૂમ પડે છે. એમાં સારા નરસાનું અંતર કલાકારનું પોતાનું વ્યક્તિગત હોવત છે. ૧૫મી શતાબ્દિની હસ્તલિપિઓની જૈન લઘુ ચિત્રોની કળા એ સમયની બીજી ચિત્રકળાથી ઘણી ચાઢીઆતી ઠરે છે. હસ્તલિપિઓના લઘુ ચિત્રોની તુલનામાં જૈન પુસ્તકોના કવર પર જે ચિત્રકળાઓ રહેલી હતી તેમાં ખાસ ખાસિયત મળે છે. કદી કદી તે ડિઝાઈનોમાં થોડા ઘણા ફેરફાર કરીને આ પુસ્તકોના કવર પર જોવા મળે છે. આ કવર ચિત્રોમાં મૌલિકતાની અપેક્ષા ટેકનીક અને સજાવટને વધુ મહત્ત્વ આપવામાં આવે છે. આમાં જીવનના વાસ્તવિક દશ્યોનું ચિત્રણ કરવામાં આવતું. આ બંધાયેલ દશ્યો સમકાલીન જીવનથી લેવામાં આવતાં. આના પ્રદર્શનમાં એક પ્રતિભા રહેતી. સુરુચિના કારણે પણ આ ચિત્રો બહુ જ સુંદર ઠરે છે. અમને આજ સુધી જે કંઈ જ્ઞાન થઈ શક્યું છે તેથી એ કહેવું અત્યંત કઠણ છે કે જૈન ચિત્રકળાનો પ્રાદુર્ભાવ ક્યાંથી થયો. ૧૫મી શતાબ્દિ અને એ પછી સુધી જે જૈન ચિત્રકળા આપણને ધાર્મિક પુસ્તકોમાં મળે છે, તે સાધારણ જનતાની જ ઉન્નત ચિત્રકળાનું રૂપ છે. જનતાની જ કળાને વિશેષ રૂપ આપીને એક ખાસ સાંચામાં ઢાળવામાં આવી છે. એ જ કારણ છે કે જૈન ચિત્રકળામાં સ્ત્રીપુરુષોના આકારપ્રકાર

દૃષ્ટિથી જકડાયેલા છે. જૈન ચિત્રકળાનો સ્વતંત્ર રૂપે સ્વયં વિકાસ ન થઈ શક્યો, છતાં તે પોતાના સમયની વાસ્તવિકતાના કારણે જ આપણે તેને જૈન ચિત્રકળા કહીએ છીએ. એથી વિપરીત જે ચિત્રકળાને સિર્યુલિસ્ટિક અને લૌકિક ચિત્રકળા કહેવામાં આવે છે તે વાસ્તવમાં જૈન ચિત્રકળા છે જ નહિ, અને ધાર્મિક ચિત્રકળાની તુલનામાં તેને લૌકિક ચિત્રકળા કહીએ અથવા ગુજરાતી ચિત્રકળા કહીએ–ગમે તે નામે પોકારીએ–પણ વાસ્તવમાં એ જનતાની જ ચિત્રકળા છે. આ ગુજરાતની પ્રાચીન ચિત્રકળા છે અને એ સંબંધમાં શ્રી એન. સી. મહેતાએ વિસ્તારથી સુંદર ઢંગ પૂર્વક વર્ણવ્યું છે.

બૌદ્ધ, જૈન, અને હિન્દુ: આ ત્રણે ચિત્રકળાઓએ ધાર્મિક વિશ્વાસોમાં જ પોતાનું મૌલિક રૂપ પ્રાપ્ત કર્યું છે.

–( વિશ્વવાણી; જાન્યુઆરી ૧૯૪૨ ના અંક માંથી સંકલિત )

# ચપળતાના પ્રકાર ને ઉપપ્રકાર

( લે. પ્રો. હીરાલાલ ર. કાપડિયા એમ. એ. )

ઉત્તરજ્ઝયણ એ જૈનોના પવિત્ર, પ્રામાણિક અને પ્રાચીન આગમ તરીકે સુવિખ્યાત છે. એના અગિયારમા અજ્ઝયણમાં બહુશ્રુતની પૂજાનો અધિકાર છે. એમાં સુવિનીત કોને ગણવો તેને અંગે પંદર બાબતોનો ઉલ્લેખ છે. તેમાંથી એક તે 'ચપળતાનો અભાવ' છે આ ચપળતાના સંબંધમાં આ આગમની વિ. સં. ૧૧૨૯માં નેમિચન્દ્રસૂરિએ રચેલી વૃત્તિ (પત્ર ૧૬૮ અ–આ) જોતાં, એમાં ચપળતાના ચાર પ્રકારો અને એમાંના એકના ઉપપ્રકારો નજરે પડે છે. એની હું અહીં સંક્ષિપ્ત નોંધ લઉં છું

ચાર પ્રકાર–ગતિ, સ્થાન, ભાષા અને ભાવ આશ્રીને ચપળતા ચાર પ્રકારની છે

કોઈ જલદી જલદી ચાલતું હોય તો એ 'ગતિ–ચપળતા' છે.

જે એક સ્થળે રહીને પણ હાથ વગેરે હલાવ્યા કરે તે 'સ્થાન-ચપળતા' છે.

બોલવા સંબંધી ચપળતા તે 'ભાષા–ચપળતા' છે. એના (૧) અસત્–પ્રલાપ, (૨) અસભ્ય–પ્રલાપ (૩) અસમીક્ષ્ય–પ્રલાપ અને (૪) અદેશકાલ–પ્રલાપ એમ ચાર ઉપપ્રકાર છે. અછતી (અવિદ્યમાન) વસ્તુ વિષે બોલવું તે 'અસત્–પ્રલાપ' છે સભ્યતાને ન છાજે તેમ બોલવું તે 'અસભ્ય–પ્રલાપ' છે. પૂર્વાપર વિચાર કર્યા વિના જેમ આવે તેમ બોલવું તે 'અસમીક્ષ્ય–પ્રલાપ' છે. કાર્ય પૂરું થયા પછી આ જો આ દેશમાં કે એ વખતે કરાયું હોત તો સારું થાત એમ જે બોલવું તે 'અદેશકાલ–પ્રલાપ' છે.

સૂત્ર કે અર્થ પૂર્ણ થયા પૂર્વે જે અન્ય ગ્રહણ કરે તે 'ભાવ–ચપળતા' છે.

ગોપીપુરા, સુરત, તા. ૧૭-૧-૪૯

## દરેકે વસાવવા યોગ્ય

### શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

**(૧) [illegible]હાવીર નિર્વાણ વિશેષાંક**

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ૭ આના (ટપાલખર્ચનો એક આનો વધુ).

**(૨) દીપોત્સવી અંક**

ભગવાન મહાવીરસ્વામી પછીના ૧૦૦૦ વર્ષ પછીના સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક: મૂલ્ય સવા રૂપિયો.

**(૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ–વિશેષાંક**

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાનો દળદાર સચિત્ર અંક: મૂલ્ય દોઢ રૂપિયો.

### શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩–જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ચાર આના

[૨] ક્રમાંક ૪૫–ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના

### કાચી તથા પાકી ફાઈલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, પાંચમા, આઠમા, દસમા, અગિયારમા તથા બારમા વર્ષની કાચી તથા પાકી ફાઈલો તૈયાર [illegible] મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા.

—લખો—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ

મુદ્રક:–મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશક:–ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.




વર્ષ ૧૩ : અંક ૧૦ ] અમદાવાદ : તા. ૧૫-૭-૪૮ [ ક્રમાંક : ૧૫૪

## વિષય-દર્શન



લવાજમ-વાર્ષિક બે રૂપિયા : આ અંકનું મૂલ્ય-ત્રણ આના

# વિ જ્ઞ પ્તિ

છાપકામ અને કાગળની દિવસે દિવસે વધતી જતી કારમી મોંઘવારીના સમયમાં પણ "જૈન સત્ય પ્રકાશ" માસિક ગ્રાહકોને માત્ર બે રૂપિયા જેટલા નજીવા લવાજમમાં અને પૂજ્ય આચાર્ય મહારાજ આદિ મુનિવરોને વગર લવાજમે આપવાનું અમે ચાલુ રાખ્યું છે, અને ભવિષ્યમાં પણ એ મુજબ જ અમે એ ચાલુ રાખવા માગીએ છીએ. આ રીતે માસિક અમે આપી શકયા છીએ એનું મુખ્ય કારણ શ્રીસંઘ તરફથી અમને સમયે સમયે મળતી રહેલી ઉદાર મદદ છે; આવી મદદ ન મળે તો આ રીતે માસિક આપી શકાય જ નહીં.

અત્યારે છેલ્લે છેલ્લે વધેલી મોંઘવારીના કારણે અમારે થોડીક નાણાંભીડ ભોગવવી પડે છે; અને તેથી સમસ્ત શ્રીસંઘ સમક્ષ અમે અમારી એ વાત રજુ કરીએ છીએ, અને આશા રાખીએ છીએ કે અત્યાર સુધીની જેમ આ વખતે પણ શ્રી સંઘ અમારી માંગણી જરૂર પૂરી કરશે.

ચાતુર્માસના ધાર્મિક પર્વોના દિવસો આવે છે. તે વખતે આ માસિકને અને સમિતિને દરેક પ્રસંગે યાદ રાખવા અમે દરેક ગામના જૈન સંઘને તેમજ તે તે ગામમાં બિરાજતા મુનિવરોને વિનંતિ કરીએ છીએ

વ્ય૦

॥ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
# श्री जैन सत्य प्रकाश
जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद ( गुजरात )

| वर्ष १३ | વિક્રમ સં. ૨૦૦૪ : વીરનિ. સં. ૨૪૭૪ : ઈ. સ. ૧૯૪૮ | क्रमांक |
| --- | --- | --- |
| अंक १० | અષાઢ શુદિ ૧૦ : ગુરુવાર : ૧૫મી જુલાઈ | १५४ |

## ધર્માદા નાણાંની સમસ્યા

[ સમ્પાદકીય ]

આજકાલ ધર્માદા નાણાં અંગે ઠેર ઠેર જાગેલો ઊહાપોહ ચિંતાજનક થઈ પડ્યો છે; અને તે તે ધર્માદા નાણાંના સંરક્ષકો અને વ્યવસ્થાપકોને માથે તે તે નાણાંની સુરક્ષિતતા જાળવી રાખવાનું અને મૂળ માર્ગ મૂકીને અવળે માર્ગે દોરવાઈ જતા જનતાના માનસને સ્થિર રાખવાનું ભારે જવાબદારીભર્યું કામ આવી પડ્યું છે.

ધર્માદા નાણાંની ઉત્પત્તિ માનવીની સમર્પણની ઉમદા વૃત્તિમાંથી થઈ છે એટલી વાત જો આપણા ખ્યાલમાં રાખીએ તો ધર્માદા નાણાં અંગેની—એની વ્યવસ્થા કે ઉપયોગ અથવા તો માલિકી વગેરે અંગે—વિશેષ માથાકૂટમાં પડવાપણું રહેતું જ નથી. તે તે નિમિત્તને અનુલક્ષીને સમર્પણ કરેલા દ્રવ્યનો ઉપયોગ કરવાનો તેમજ તેનું યોગ્ય સંરક્ષણ કરવાનો માર્ગ એટલો સુનિશ્ચિત કરી રાખેલો છે કે એ માટે વધુ મથામણમાં પડવાની જરૂર ઊભી થતી જ નથી.

સંભવ છે આમાં જૈનેતર સમ્પ્રદાયોમાં કંઈક કહેવાપણું કે સુધારવાપણું હોય; પણ જૈન સંઘે તો આ નાણાંઓ અંગે એવા આકરા નિયમો ધર્માજ્ઞા મુજબ સ્વેચ્છાએ જ સ્વીકારી લીધા છે કે એની શુદ્ધાશુદ્ધિ માટે શંકાકરવાપણું રહેતું જ નથી, અને આનું મુખ્ય કારણ એ છે કે આપણા દીર્ઘદૃષ્ટિવાળા આપ્ત પુરુષોએ આ ધર્માદા નાણાંની આસપાસ નૈતિકતાની અને ધાર્મિકતાની એવી મજબૂત વાડ બાંધી દીધી છે કે સૈંકડો વર્ષો વીતી જવા છતાં ધાર્મિક નાણાંની શુદ્ધિની સુવ્યવસ્થા અવિચ્છિન્નપણે આજ લગી જળવાઈ રહી છે. આપણાં દેવમંદિરો અને આપણાં બીજાં ધર્મસ્થાનો આજે પણ ઉજ્જવળ, સફાઈ ભર્યાં તેમજ મનને શાંતિ આપે એવાં જળવાઈ રહ્યાં હોય તો તેનું મુખ્ય કારણ આપણા શાસ્ત્રકારોએ આપણને પગે પગે સમજાવેલી આ દ્રવ્યશુદ્ધિ જ છે.

તે તે ખાતામાં ભેગાં થયેલાં કે થતાં આ ધર્માદા નાણાંના વપરાશના ક્ષેત્રની મર્યાદા સૈંકડો વર્ષોથી જૈન સંઘના જીવનમાં એટલી બધી સ્પષ્ટ રીતે અંકિત થયેલી છે કે એ માટે શાસ્ત્રોના

આધરો શોધવા પડે એવી શંકા જ ઊઠવા પામતી નથી. આપણો રોજ-બ-રોજનો ક્ષણેક્ષણનો વ્યવહાર આપણને સ્પષ્ટ માર્ગનું નિશ્ચિત દર્શન કરાવતો હોય ત્યાં શંકા-કુશંકામાં પડવાને અવકાશ ક્યાં રહે? ધાર્મિક નાણાં અંગે આવી સુનિશ્ચિત દષ્ટિ જૈન સંઘના રોજિંદા વ્યવહારમાં વણાઈ ગઇ છે તેનું મૂળ આપણાં ધર્મશાસ્ત્રોમાં રોપાયેલું છે.

આમ છતાં આજે એવા કેટલાક પ્રસંગો આવી પડે છે કે જ્યારે આપણી આવી સુદૃઢ અને સુનિશ્ચિત માન્યતાને પણ, એ ડગમગી ન જાય એટલા ખાતર, આપણે ચુસ્ત-પણે જાળવી રાખવા પ્રાણપૂર્ણ પ્રયત્ન કરવો પડે છે.

મુંબઇ ઇલાકામાંના ધાર્મિક ટ્રસ્ટોની તપાસ માટે મુંબઈ સરકારે ન્યાયમૂર્તિ ટેન્ડુલકરના અધ્યક્ષપણા નીચે સાત સદ્‌ગૃહસ્થોની એક તપાસ કમીટી નીમી હતી, અને આ કમિટીએ જુદી જુદી હિન્દુ તેમજ જૈન આગેવાન વ્યક્તિઓની જુબાની લઈને પોતાનું કામ પૂરું કરીને પોતાને થયેલ અનુભવના પ્રકાશમાં પોતાની ભલામણોનો અહેવાલ સરકાર સમક્ષ પેશ કરી દીધો છે.

આ સમિતિ સમક્ષ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રમુખ અને દેશના આગેવાન ઉદ્યોગપતિ શેઠ શ્રી. કસ્તુરભાઇ લાલભાઇએ જૈન સંઘનું દ્રષ્ટિબિંદુ રજુ કરતી જે જુબાની આપી છે તેને ઠેરઠેરથી ખૂબ જ આવકાર મળ્યો છે; અને અમદાવાદ મુંબઇના તેમજ બીજા જૈન સંઘોએ આ જુબાનીને જૈન સંઘના પ્રતિનિધિરૂપે સ્વીકાર કરવાનો ઠરાવ કરીને એ જુબાની ઉપર જૈન સંઘની માન્યતાની મહોર છાપી મારી દીધી છે. શેઠ શ્રી. કસ્તુરભાઇએ જે મક્કમતા અને સ્પષ્ટતાપૂર્વક જૈન સંઘનું દૃષ્ટિબિંદુ રજુ કર્યું છે તે બદલ અમે તેમને અભિનંદન આપીએ છીએ. એમણે આપેલી જુબાની જૈન સંઘની મૂલ્યવાન સંપત્તિરૂપ છે એમ અમને લાગે છે; અને તેથી એ આખી અંગ્રેજી જુબાનીનો શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીએ તૈયાર કરાવેલ ગુજરાતી અનુવાદ આ અંકમાં પ્રગટ કરીએ છીએ. આ જુબાનીના ગુજરાતી અનુવાદની નકલ પૂરી પાડવા માટે અમે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીનો આભાર માનીએ છીએ.

મુંબઇ સરકારને અમે એટલું જ કહેવા માગીએ છીએ કે ધર્માદા નાણાંના સંરક્ષણ માટે ટ્રસ્ટી ધારો અને ધર્માદા ટ્રસ્ટ રજીસ્ટ્રેશન ધારો—આ બે ધારાનો જો બરાબર અમલ કરવામાં આવે તો આ માટે બીજા કોઈ પણ નવા ધારાની જરૂર જ ઊભી થતી નથી. મહત્ત્વનો સવાલ ધારો ઘડવાનો નહીં પણ ધારાનો યોગ્ય રીતે અમલ કરવાનો છે એ તરફ અમે સૌનું ધ્યાન દોરીએ છીએ, અને બિનજરૂરી નવા નવા ધારાઓ ઘડવાની માથાકૂટમાંથી ઊગરી જવાનું સૂચવીએ છીએ.

શેઠ શ્રી. કસ્તુરભાઇએ પોતાની જુબાની આપીને જૈન સંઘની વાત યોગ્ય રીતે રજુ કરી છે એટલા પૂરતું આપણું એક કામ પાર પાડ્યું ગણાય. પણ ખરેખરું કામ તો ટેન્ડુલકર સમિતિની ભલામણોનો અહેવાલ બહાર પડે તે વખતે કરવાનું છે એ રખે આપણે ભૂલીએ. તે વખતે પણ આપણે જાગૃત રહીએ અને આપણા સંઘને યોગ્ય દોરવણી આપી આપણા ધર્માદા નાણાંનું જતન કરીએ!

અસ્તુ!

## મુંબઈ સરકારે ધર્માદા પબ્લિક ટ્રસ્ટોની તપાસ અર્થે નીમેલા શ્રી ટેન્ડુલકર કમીશન સમક્ષ તા. ૨૨—૪—૪૮ ના રોજ

# શેઠ શ્રી કસ્તુરભાઇ લાલભાઇએ આપેલી જુબાની

**પ્રશ્નકાર : કમીટિના પ્રમુખ ટેન્ડુલકર.**

પ્ર. ટે : આપ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના મુખ્ય ટ્રસ્ટી છો ?

ક. લા : હા.

પ્ર. ટે : તમારા બંધારણ પરથી અમને માલૂમ પડે છે કે જુદા જુદા સ્થળના સંઘો પ્રતિનિધિઓ ચૂંટે છે, અને આ પ્રતિનિધિઓ મેનેજીંગ કમીટીની ચૂંટણી કરે છે.

ક. લા : પદ્ધતિ એવી છે કે જુદા જુદા સ્થળના સંઘો પોતાના પ્રતિનિધિઓ ચૂંટે છે. જેઓ જરૂર મુજબ વરસમાં એક કે બે વાર મળે છે. મેનેજીંગ ટ્રસ્ટીઓનું મંડળ અમદાવાદનું જ હોય છે અને જ્યારે તેમાંથી કોઇની જગ્યા ખાલી પડે છે ત્યારે બાકીના ટ્રસ્ટીઓ પોતાની અંદરથી ખાલી પડેલી જગ્યાની પુરવણી કરે છે અને જુદાં જુદાં સ્થળોએથી ચુંટાએલા ૧૦૮ પ્રતિનિધિઓની તે સંબંધમાં અનુમતિ મેળવવામાં આવે છે.

પ્ર. ટે : સંઘમાં કોનો કોનો સમાવેશ થાય છે ?

ક. લા : જૈનો જે રીતે સંઘ શબ્દનો અર્થ સમજે છે તે રીતે સંઘમાં સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચાર વર્ગનો સમાવેશ થાય છે, પણ સાધારણ રીતે અમુક સ્થળે રહેતા જૈનો એટલે સંઘ એમ સમજવામાં આવે છે.

પ્ર. ટે : આણંદજી કલ્યાણજીની પેઢી પાસે આજે કેટલી મૂડી હશે ?

ક. લા : લગભગ ૬૦ લાખ રૂપિયા.

પ્ર. ટે : ધાર્મિક નિમિત્ત સિવાય આ નાણામાંથી કોઈ સામાજિક હેતુ માટે કશી પણ રકમ વાપરવામાં આવે છે ખરી ?

ક. લા : ના.

પ્ર. ટે : આ પેઢી તેમજ અન્ય જૈન સંસ્થાઓ તરફથી મળેલા જવાબો ઉપરથી મને માલૂમ પડે છે કે દેવદ્રવ્ય સામાજિક ઉપયોગ માટે વાપરી ન શકાય, એવી જૈનધર્મની આજ્ઞા છે.

ક. લા : હા જી એમ જ છે.

પ્ર. ટે : આવો શાસ્ત્રીય ઉલ્લેખ ક્યાં છે તે મને કહી શકશો ? કોઈ આગમોમાં આવો ઉલ્લેખ છે ખરો ?

ક. લા : આવી બાબતમાં હું એક અલ્પજ્ઞ શ્રાવક છું. પણ આ બાબતમાં જે સાધુઓ પ્રમાણભૂત ગણાય છે અને દેવદ્રવ્યના ઉપયોગ સંબંધે શાસ્ત્રીય ઉલ્લેખો રજુ કરી શકે એમ છે એવા સાધુઓ પાસેથી આને લગતાં પ્રમાણો હું મેળવી આપી શકીશ.

પ્ર. ટે : આપ આવાં પ્રમાણ મેળવી આપી શકશો તો હું બહુ રાજી થઈશ. મને આવાં પ્રમાણોની ખાસ અપેક્ષા છે, કારણ કે જૈનોના ધાર્મિક ખાતાનાં નાણાં સામાજિક કાર્યોમાં વાપરી ન જ શકાય એમ માનવાને કશું જ કારણ નથી, એવી અમારી પાસે

જુબાનીઓ આવી છે. દેવદ્રવ્યનો આવો ઉપયોગ વ્યાજબી છે કે નહિ એ બાબતમાં અમારે છેવટના નિર્ણય પર આવવું જોઈએ. આ સબંધમાં નિર્ણય લેતાં અમારે પૂરી સંભાળ લેવી જ રહી.

ક. લા : સમાજના અમુક વર્ગના વિચારો સાંભળીને આપ દોરવાઈ નહિ જાઓ એ બાબતની મને ખાતરી છે.

પ્ર. ટે : દેવદ્રવ્યનો સામાજિક કાર્યો માટે લેશ માત્ર ઉપયોગ થઈ ન શકે એમ આપ કહેવા માંગો છો, એમ હું સમજું છું.

ક. લા : બરોબર એમ જ.

પ્ર. ટે : આણંદજી કલ્યાણજીની પેઢીનાં નાણાં ખાનગી પેઢીઓમાં રોકવામાં આવે છે?

ક. લા : છેલ્લાં પચાસ–સાઠ વર્ષથી કોઈ પણ ખાનગી પેઢીમાં રોકવામાં આવ્યા નથી.

પ્ર. ટે : બીજી જૈન ચેરીટીઓ સંબંધમાં આમ હોય એમ કમનસીબે માલુમ પડતું નથી.

ક. લા : મને લાગે છે કે આપને મળેલી માહીતી મોટાં ટ્રસ્ટો પુરતી બરોબર નથી, તેઓ કાં તો સ્થાવર મિલ્કતોમાં અથવા તો વ્યાજ મળે એવા સરકારી કાગળિયાઓમાં નાણાં રોકે છે, ખાનગી પેઢીમાં પૈસા રોકતા હોય એવાં કેટલાં ટ્રસ્ટો છે તેની મને ખબર નથી.

પ્ર. ટે: કેટલીક જૈન ચેરીટીઓના વ્યવસ્થાપકો તરફથી મળેલા જવાબો આપના અભિપ્રાય સાથે મળતા થતા નથી. ઘણી પેઢીઓએ કબૂલ કર્યું છે કે તેઓએ પોતાની હસ્તકનાં નાણાં ખાનગી પેઢીઓમાં રોકેલાં છે અને તેના બચાવમાં તેઓ જણાવે છે કે—તેમને વ્યાજના આકારમાં તેવા રોકાણનો સારો બદલો મળે છે, જે ટ્રસ્ટના ખરચોને પહોંચી વળવા માટે જરૂરનો હોય છે. અને ખાનગી પેઢીઓમાં આવી રીતે નાણાં રોકવાનું જોખમ બહુ થોડું હોય છે અને તે સામે જે બદલો મળે છે, એ જોતાં એટલું જોખમ ખેડવું એ તેમને યોગ્ય લાગે છે. જો આપ કહો છો તેમ આ જુબાની ચાલુ રીતરસમ ન હોય તો તે સાંભળીને મને આનંદ થાય છે.

ક. લા. હું નમ્રપણે રજુ કરું છું કે જૈન ચેરીટીઓની કુલ રકમ કેટલી છે અને ખાનગી પેઢીઓમાં આમાંનો કેટલો ભાગ રોકવામાં આવે છે, તેની આપ સરખામણી કરશો તો મને ખાતરી છે કે મારું કહેવું આપને બરોબર સાચું માલમ પડશે.

પ્ર. ટે. આપને એક દાખલો આપું : મુંબઈમાં શ્રી વીર જૈન કાઠિયાવાડ પાઠશાળા નામની એક સંસ્થા છે તેની રૂા. ૭૦૦૦૦ ની મૂડીમાંથી રૂા. ૫૭૦૦૦ જેટલી મોટી રકમ ખાનગી પેઢીમાં રોકવામાં આવેલ છે.

ક. લા. મને લાગે છે કે આ સંબંધમાં યોગ્ય નિર્ણય ઉપર આવવા માટે જૈન ચેરીટીઓની કુલ રકમ કેટલી થાય છે તે આપે નક્કી કરવું જોઈએ અને આમાંના કેટલા ટકા ખાનગી પેઢીમાં રોકાયેલા છે, તેની તારવણી કરવી જોઈએ

પ્ર. ટે. આપની વાત બરોબર છે, અને આને લગતી હકીકતો સરકારી દફતરમાંથી એકઠી કરવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ અને તે ઉપરથી સત્ય શું છે તે માલુમ પડશે, પણ ખાનગી પેઢીમાં પૈસા રોકવા એ ઇચ્છવા યોગ્ય પદ્ધતિ નથી એમ તો આપ માનો છો ને?

ક. લા. એ ચોક્કસ અનિચ્છનીય પદ્ધતિ છે.

પ્ર. ટે. હવે એક બીજા પ્રકારના રોકાણનો વિચાર કરીએ કે જે માત્ર જૈન ચેરીટીઓમાં જ જોવામાં આવે છે. આ રોકાણ સોના ચાંદીને લગતું છે. આ પ્રકારનું નાણાનું રોકાણ આપને યોગ્ય લાગે છે ?

ક. લા. મને લાગે છે કે આવું રોકાણ ઇચ્છવા યોગ્ય છે. સંભવ છે કે બીજી કમીટી માફક તમારી કમીટી એમ સુચવે કે ટ્રસ્ટના ફંડો સરકારી કાગળિયામાં જ રોકવા જોઇએ. પહેલા વિશ્વવિગ્રહ દરમિયાન આપણે બધા જાણીએ છીએ તે રીતે સાડા ત્રણ ટકાની સો રૂપિયાની લોનનો ભાવ ૪૭ ટકા સુધી ઉતરી ગયો હતો અને પછીના ભાવમાં વેચાણો હતી. ગવર્મેંટ સીક્યુરીટીમાં જે લાખોની સંખ્યામાં આવું નાણું રોકાયેલું હતું તેને કેટલી ખોટ આવી હશે તે આપ સહજ કલ્પી શકશો. બધુ નાણું એક જ ઠેકાણે રોકવું એ ડહાપણ ભર્યું નથી. આ રીતે સરકારી કાગળિયાની ગમે તેટલી કદર રિર્યાત હોય, તો પણ તેમાં બધું નાણું રોકવુ તે ડહાપણ ભર્યું નથી. જર્મની અને ફ્રાન્સમાં શું બન્યું, એ પણ આપણે જાણીએ છીએ, તેથી ટ્રસ્ટફંડનો અમુક ભાગ સોના ચાંદીમાં રોકવામાં આવે એ જરૂર ડહાપણભર્યું છે. વિશેષમા અમે જે કાંઈ સોના ચાંદીમાં રોકાણ કરીએ છીએ, તે કોઈ સટ્ટાના હેતુથી કરતા નથી. અમોએ કરેલી સોના ચાંદીની ખરીદીનો મોટો ભાગ કાંઈ મોટી કિંમત આપીને ખરીદાયો નથી. જ્યારે ચાંદીનો ભાવ ૪૦ થી ૫૦ ની આસપાસનો હતો અને સોનું ૨૫ થી ૩૦ ની આસપાસનું હતું ત્યારે જ આવી ખરીદી કરવામાં આવી હતી. તેથી જો ટ્રસ્ટીઓએ પોતાની હસ્તકનાં નાણાં સોના ચાંદીમાં રોક્યા હોય તો તે સંબંધમાં તેમને કોઈ પણ પ્રકારનો દોષ દેવો યોગ્ય નથી એમ મને લાગે છે. તેમણે બરોબર જ કર્યું છે એમ મારે કહેવું જોઇએ.

પ્ર. ટે : મને એડવોકેટ જનરલે હજુ હમણાં જ જણાવ્યું હતું કે પંદર દિવસ પહેલાં તેમની સમક્ષ રજુ કરવામાં આવેલી એક યોજના ( Scheme ) માં આજના ભાવે સોનું ખરીદવાની માગણી કરવામા આવી હતી. જ્યારે સોના ચાંદીના ભાવ બહુ નીચા હતા ત્યારે આવાં રોકાણ કરવામાં આવતાં હતાં એમ નથી. આજના ઊંચા ભાવોમા પણ તેઓ આવાં રોકાણ કરવા માગે છે. એક બીજી બાબત એ છે કે સોના ચાંદીમાંથી કાંઈ નિષ્પન્ન તો થતું જ નથી.

ક. લા : એ હું કબૂલ કરું છું.

પ્ર. ટે : તો પછી ટ્રસ્ટફંડોમાંથી વ્યાજની રીતે પણ કાંઈક દ્રવ્ય ઉત્પન્ન થવું જોઇએ, એ જરૂરી નથી ?

ક. લા : નાણામાંથી વ્યાજ ઉત્પન્ન થવુ જોઇએ એ બરાબર છે, પણ એથી વધારે અગત્યની બાબત તો મૂડીની સહીસલામતીને લગતી છે. નાનું સરખું વ્યાજ કમાવા જતાં પણ આપણી મૂડીને ઘસારો ન લાગે, એ આપણે ખાસ જોવું જોઇએ.

પ્ર. ટે : મૂડીનો હેતુ શું છે ? જો એમાંથી કાંઈ પેદા ન થાય તો અમારી પાસે આટલી મુડી છે એટલા સંતોષ ખાતર જ આપણે મૂડી ભેગી કરવી એમ ?

ક. લા : અમારી પાસેનાં નાણાંની અમને કઈ રીતની જરૂરીઆત છે, તે હું આપને

સમજવું કોઈ પણ ચોક્કસ હેતુ માટે બાજુએ રાખી મૂકેલાં નાણાં નકામાં પડી રહ્યાં છે એમ આપને લાગતું હશે, પણ એ બરાબર નથી. આપને એક દાખલો આપું. આબુ પર્વત ઉપર અમારાં અમૂલ્ય મંદિરો છે. મંદિરો ૧૦૪૧ ની સાલમાં બંધાયાં હતાં. આ અમારો ૯૦૦ વર્ષનો વારસો છે. એના સમારકામ પાછળ અમે આજ સુધીમાં બહુ નાણું ખરચ્યું નથી. પણ હવે એવો વખત આવ્યો છે કે તેના જીર્ણોદ્ધાર પાછળ અમારે એક બહુ મોટી રકમ ખરચવી જોઈએ. હમણાં જ મુંબઈથી અમે કેટલાક જાણીતા શિલ્પશાસ્ત્રીઓને ત્યાં લઈ ગયા હતા અને પ્રસ્તુત જીર્ણોદ્ધારનો બાવીસ લાખ રૂપીઆ ખર્ચ આવશે એવો તેમણે અડસટ્ટો કાઢી આપ્યો હતો. આ કાંઈ એવી નાની સૂની રકમ નથી કે જે મુંબઈ, અમદાવાદ કે કોઈ પણ અન્ય સ્થળેથી એકાએક પેદા કરી શકાય. અમારી પાસેના ટ્રસ્ટ ફંડોમાંથી જ આની સગવડ ઉતારવી જોઈએ અને દર વર્ષે આવા હેતુ માટે જો અમે અમુક રકમ અલગ કાઢી હોય તો એ ઉપરથી એમ કહી નહિ શકાય કે આ મૂડી કેવળ નકામી પડી રહી છે. આબુનાં મંદિરો પૂરતું હુ એમ કહેવાને તૈયાર છું કે શિલ્પના વિષયમાં દુનિયામાં તેનો કોઈ જોટો નથી, અને તેથી જ અમારાથી બને તે રીતે આ ખજાનાને જાળવી રાખવો તે અમારો ધર્મ થઈ પડે છે. ૯૦૦ વર્ષ પહેલાં જે પથ્થર વાપરવામાં આવ્યો હતો એ જ પથ્થર અમારે વાપરવો રહ્યો અને જે રીતની કોતરણી કરવામા આવી હતી એ જ રીતની કોતરણી આજે જ્યાં જ્યાં જરૂર હોય ત્યા નવી કરવાની રહી અને મૂળનો ઉદ્દાર આબેહુબ જળવાઈ રહે એ અમારે જોવું રહ્યું. એ દિવસોમા દનીઆના એક આના કે અરધા આનામાં કડીઓ મળતો હતો. પણ આજે તે કરતા વીસ કે ત્રીસ ગણા દામ કડીઆને આપવા પડે છે સુતાર સબંધમાં પણ એ જ સ્થિતિ પ્રવર્તે છે. આ બધી હકીકતો ધ્યાનમા લેતા જૈન મંદિરનાં નાણાં નકામા પડી રહે છે, એમ કહેવું યોગ્ય નથી.

પ્ર. ટે : મંદિરના જીર્ણોદ્ધાર માટે જુદા કરવામાં આવેલાં નાણા તે હેતુ માટે વપરાય છે ખરા કે ?

ક. લા : હા જી. હુ એક નહિ પણ સંકડો દેરાસરના દાખલા ટાંકી શકું તેમ છું કે જેમણે પોતાનાં નાણાંનો જીર્ણોદ્ધારના કાર્યોમા ઉપયોગ કર્યો છે.

પ્ર. ટે : કીમતી મંદિરો ભવિષ્યમાં ઉત્તમ હાલતમાં રાખવા માટે ધસારા ફંડ કે અનામત ફંડ રાખવુ વધારે સારું ગણાય કે નહિ ? તમારી પાસે રૂ. ૮૦૦૦૦૦૦ નું ફંડ હોવાના સબબ તમો જીર્ણોદ્ધારના કામમાં રૂ. ૨૨૦૦૦૦૦ સુધીની રકમ વાપરી શકો તે જુદી વાત છે, પરંતુ ૨ કરોડ રૂપીયાનુ ફંડ ઊભું કરીને તે રકમનું રોકાણ કરી તેના વ્યાજમાંથી પ્રસંગ ઉપસ્થિત થતાં મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવવો તે વધારે સારું ગણાય કે નહિ ?

ક. લા : સાહેબ, હું ખાસ કરીને શિલ્પકામમાં ખાસ રસ ધરાવુ છું. મેં હિંદુ ધર્મનાં ઘણાંખરાં મંદિરો જોયાં છે. અને તે અંગે હુ નમ્રતાપૂર્વક કમીટી સમક્ષ રજુ કરુ છું કે જૈન દેરાસરોમાં જોવામાં આવતી શિલ્પ સમૃદ્ધિ અને કારીગરી કોઈ પણ હિંદુ મંદિરમાં દષ્ટિગોચર થતી નથી. ધાર્મિક દષ્ટિબિંદુ બાજુએ રાખીને પણ કમીટીએ આ અગત્યની બાજુને ખાસ ધ્યાન આપવું ઘટે છે. જૈન મંદિરોની શિલ્પ સમૃદ્ધિનું વર્ણન કરવા બેસું તો પણ તેનો

સચોટ ખ્યાલ આપી શકાશે નહીં. એટલા માટે કમીટીને હું એકાદ બે સ્થળોની મુલાકાત લેવાને વિનંતિ કરું છું. અમૂલ્ય શિલ્પ સમૃદ્ધિની જાળવણી બાબતમાં અમે તેટલી દલીલો કરવા કરતાં ઉપરોક્ત મુલાકાત જ તે બાબતની વધારે ખાતરી કરી આપશે. પાશ્ચિમાત્ય પ્રજાની માફક ઢીમઢીમ વગાડવાની આવી બાબતોમાં અમોને આદત જ નથી. ઇટાલીમાં આવેલ પીઝાના ઢળતા ટાવર સંબંધી આપણે પુસ્તકોમાં વાંચીએ છીએ. પરંતુ અમદાવાદમાં આવેલ મીનારો કે જેના ઉપર ઊભા રહેવાથી તે ખરેખર ધ્રૂજતો હોવાનું માલમ પડે છે તેથી આપણે અજાણ છીએ. આનું કારણ એ છે કે, આપણને ઢોલ વગાડવાની આદત નથી જૈન મંદિરોની શિલ્પ-સમૃદ્ધિનું સંપૂર્ણ વર્ણન કરવા કરતાં કમીટીને ત્રણ દિવસનો સમય ફાજલ પાડીને આબુનાં મંદિરો તથા રાણકપુરનાં મંદિરોની મુલાકાતે આવવા હું વિનંતિ કરીશ. કમીટીની તે મુલાકાતો તેમને જૈન મંદિરો શું છે તેનો સંપૂર્ણ ખ્યાલ આપશે. આવતા ૬-૮ મહિનામાં હું એક પુસ્તક બહાર પાડવા ધારું છું, જે આખા હિંદુસ્તાનના જૈન મંદિરો, જૈન ધર્મશાળાઓ તથા જૈનોની વસ્તી સંબંધી ખ્યાલ આપશે. કાગળનો આવશ્યક જથ્થો મળી રહેતાં તરત જ તે પુસ્તક પ્રગટ કરવામાં આવશે. આ દેશની જૂની શિલ્પકળાના અભ્યાસીને તે પુસ્તક ઘણુ જ રસપ્રદ થઈ પડશે. ફરીથી એક વખત હું કમીટીને મેં ઉપર જણાવેલ બે સ્થળોની મુલાકાત લેવા ભારપૂર્વક વિનંતિ કરું છું અને તે મુજબ કરવામાં આવશે તો કમીટીએ જૈન મંદિરોને સ્પર્શ ન કરવો તે વધારે સારું છે તેવી દલીલ કરવાની મારે જરૂર નહીં રહે.

પ્ર. ટે. : આપને એવો ભય રાખવાની જરૂર નથી. જરૂરિયાત વિના જૈન મંદિરો સંબંધે અમે કશો પણ કાયદો કરવા માંગતા નથી. કોઈ પણ સંજોગોમાં મંદિરોની જરૂરિયાતો વણપુરાયલી રહે એમ ઇચ્છતા નથી. મંદિરનાં નાણાં વ્યાજબી કામો માટે વપરાવાં ન જોઈએ, એવું પણ અમે સૂચવવા માંગતા નથી. કમીટી સામે એક જ મુદ્દો છે, અને તે એ છે કે—મંદિરની બધી જરૂરિયાતોને પહોંચી વળવા બાદ જો વધારાનું નાણું રહે તો એ નાણાંનો ઉપયોગ સામાજિક કાર્યો માટે કરવો જોઈએ કે નહિ?

ક. લા. : હું એ દૃષ્ટિબિન્દુ બરાબર સમજી શકું છું, પણ હું નમ્રભાવે રજુ કરું છું કે જ્યાં સુધી કમીટી એક યા બે મંદિરોની મુલાકાત નહિ લે, ત્યાં સુધી જૈન મંદિરોની જરૂરિયાતો કેટલી છે તેનો કમીટીને પૂરો ખ્યાલ આવી શકશે નહિ.

પ્ર. ટે. : જૈન મંદિરની સુરક્ષાને લગતી વ્યાજબી જરૂરિયાતોને પહોંચી વળવા બાદ જૈન મંદિરો પાસે વધારાનું નાણું રહે છે કે નહિ એ પ્રશ્ન સાથે અમારે સીધી નિસબત છે.

ક. લા. હું આગળ વધીને કહું છું કે જૈન મંદિરોના જરૂરી સમારકામ માટે પણ અમારી પાસે પૂરતા પૈસા નથી.

પ્ર. ટે. : ઠીક, તો પછી વધારાનાં નાણાંનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. ધાર્મિક સખાવતોના વ્યાજબી થતા ખર્ચમાં અમો આડે આવવા માગતા નથી. પરંતુ જો ફાજલ નાણું હોય તો તે નાણું પ્રજાકીય ઉપયોગમાં વધારે સારી રીતે ખર્ચ કરી શકાય કે કેમ તે જાણવાની અમારી મુરાદ છે. ત્યારબાદ હું એમ પણ જાણવા માગું છું કે એક દેરાસરનું દ્રવ્ય બીજા દેરાસરોના ઉપયોગમાં વાપરી શકાય કે નહીં?

ક. લા. પૂર્વે ઉપર જણાવ્યા મુજબ ઉપયોગ કરવામાં આવેલો છે.

પ્ર રે. આ અંગે જોઈતી માહીતી તમે પૂરી પાડી શકશો ?

ક. લા. હા જી.

પ્ર. રે. : સોલાપુરના એક સદ્‌ગૃહસ્થ કે જે અખિલ હિંદ જૈન એસોસીએશનની મેનેજીંગ કમીટીના સભ્ય છે, તેમજ જૈન સાહિત્ય સેવા મંડળના પ્રમુખ છે, તેમણે કમીટી સમક્ષની તેમની જુબાનીમાં સુચવ્યું છે કે પ્રતિમાજીના આગળ ઘીના દીવા કરવાનું બંધ કરવું જોઈએ. આ બાબતમાં તમારો શો અભિપ્રાય છે ?

ક. લા. આ સૂચનનો હું વિરોધ કરું છું કારણ કે તે પૂજાનું મહત્ત્વનું અંગ છે. એકંદર ખર્ચને ધ્યાનમાં લેતા ઘીના દીવા અંગે થતું ખર્ચ એટલું બધું ઓછું છે કે જે ધ્યાનમાં ન લઈ શકાય. જો વાર્ષિક દસ લાખ રૂપિયા જેટલી રકમ આ અંગે ખર્ચાતી હોય અને કદાચ કમીટીએ આવી મોટી રકમનો વ્યર્થ વ્યય બંધ કરવા સૂચન કરેલ હોય તો તે સમજી શકાય તેમ છે. મારા મંતવ્ય પ્રમાણે કુલ ખર્ચના હિસાબે આ ખર્ચ તદ્દન નજીવો ગણાય અને તે તેથી કરીને બંધ કરી દેવો જોઈએ નહિ. વિશેષમાં મારા માનવા પ્રમાણે ઘીના દીવાઓ બધા જ મંદિરોમાં પ્રગટાવવામાં આવતા નથી. પરંતુ ફક્ત બહુ મોટા મંદિરોમાં જ પ્રગટાવાય છે.

પ્ર. રે : તમારા મંતવ્ય પ્રમાણે આ ખર્ચ ઘણું જ નજીવું ગણાય.

ક. લા. જરૂર. તે નહિ જેવું નાનું ગણાય.

પ્ર રે. તમારા ચોપડામાં ખર્ચ અલગ બતાવવામાં આવે છે ?

ક. લા. આ બાબતમાં અમો કશો ખર્ચ કરતા નથી. મંદિરના ભક્તો તરફથી તે ઘણે અંશે પૂરું પાડવામાં આવે છે. વખતો વખત જે જાત્રાળુઓ દર્શનાર્થે આવે છે તેઓ આ અંગે નાણાં આપતા જાય છે. ખરી રીતે અમે અંદાજે બે લા.ખ રૂપિયાની જોગવાઈ કરીએ છીએ, જ્યારે અમારું વાસ્તવિક ખર્ચ ૮ થી ૯ લાખ રૂપિયા થાય છે. આ ખર્ચને શી રીતે પહોંચી વળવામાં આવે છે ? યાત્રાળુઓ યાત્રા કરીને જ્યારે નીચે ઊતરે છે, ત્યારે અમો તેમને કંઈક ભાતું આપીએ છીએ. યાત્રાળુઓ સવારે વહેલા પાંચ વાગે પર્વત ઉપર ચઢવાનું શરૂ કરે છે, અને લગભગ મધ્યાહ્ને તેઓ નીચે ઊતરી જાય છે તે વખતે અમે તેમને પુરું જમણ આપતાં નથી, પરંતુ તેઓને ફક્ત થોડી મીઠાઈ અને સેવ આપીએ છીએ. આ અંગે અમે ઘણી જુજ રકમ ખર્ચ કરીએ છીએ. અને બાકીનો ખર્ચ યાત્રાળુઓ તરફથી મળી રહે છે

પ્ર. રે. : હું નથી માનતો કે યાત્રાળુઓને જમાડવામાં કોઈ જાતનો વાંધો હોય.

ક. લા. જમવાનો અર્થ બ્રાહ્મણો જેમ જમે છે તે અર્થમાં નથી. બ્રહ્મભોજન જેવી વસ્તુ જૈન શાસ્ત્રમાં નથી. અમારા ઉપવાસ ઘણા કડક પ્રકારના હોય છે. અત્યારના દિવસો અમારા ઓળીના દિવસો છે. તેમાં ઘી, માખણ, ફળફળાદિ કે તેવું બીજું કશું જ અમો લેતા નથી. પાણીમાં બાફેલું અનાજ અમો લઈ શકીએ છીએ. મારી પત્ની આવા પ્રકારનું વ્રત આદરે છે, અને તે નવ દિવસ સુધી ચાલે છે. આવા વ્રતને આયંબિલ કહેવામાં આવે છે. આ અંગે અલગ મૂકવામાં આવેલ રકમો પૂરેપૂરી ખર્ચાઈ જતી નથી. કારણ કે ઘણા ઓછા માણસો આવું ઉગ્ર તપ આચરે છે.

પ્ર. ટે. : ઘણા માણસો આયંબિલ વ્રત અંગે દાન કરતા હશે અને તમારા કહેવા પ્રમાણે ઘણા ઓછા માણસો આવું ઉગ્ર તપ કરે છે. તો આ બાબતમાં ફાજલ પડેલ રકમનું શું થાય છે? આવું દ્રવ્ય તે દેવદ્રવ્ય તરીકે ગણાય કે?

ક. લા. સાહેબ, મને કહેવા દો કે અમારી પાસે એવું વધારાનું નાણું છે જ નહીં, કે જેનો ઉપયોગ ન થઈ શકે. અમારી જરૂરિયાત એટલી બધી વિશાળ છે કે જો કમીટી આંકડા અને હકીકત તપાસશે તો કમીટી પણ જે નિર્ણય ઉપર હું આવેલ છું તે નિર્ણય ઉપર આવશે. અમારે વધુ નાણાંની જરૂર છે. અમારે ઘણી વખત ઉધરાણાં પણ કરવા પડે છે.

પ્ર. ટે : આ ઉપરથી તમારું સમજવું એમ થાય છે કે તમારી પાસે તમારી જરૂરિયાતોને પહોંચી વળાય તેટલું ભંડોળ નથી.

ક. લા. હા.

પ્ર. ટે જેની ગેરવ્યવસ્થા સાબિત થયેલ છે તેવા ધર્માદા ટ્રસ્ટોના સંચાલકો સામે કાયદેસર પગલાં લેવાય તેમાં તમને કંઈ વાંધો નહી હોય.

ક. લા. જરૂર, મને તેમાં કાંઈ વાંધો નથી ખરી રીતે કેટલાંક વર્ષો અગાઉ જ્યારે મુંબઈ સરકાર પબ્લિક ટ્રસ્ટ રજિસ્ટ્રેશન બીલ લાવી ત્યારે મેં તેને સંમતી આપી હતી. રૂઢીચુસ્ત વિભાગ તરફથી વિરોધ દર્શાવવામાં આવ્યો હતો. અને તે બીલને ટેકો આપવામાં મારી ઉપર સખ્ત ટીકાઓ પણ કરવામાં આવી હતી. મેં તેમને જણાવ્યું હતું કે બીલના લાભો તરફ હું આંખમીચામણાં કરી શકું નહીં.

પ્ર. ટે. જૈન ટ્રસ્ટો બાબતમાં વર્ષ આખરે કંઈ પણ ફાજલ દ્રવ્ય રહે છે કે કેમ?

ક. લા. ખાસ કરીને નહીં.

પ્ર. ટે. ઉદાહરણ તરીકે હઠીસીંગના દેરાસરનું સરવૈયું લો, તેમાં રૂા. ૪૭૦૦૦ જણાવેલ છે, સદરહુ રકમ ખરું ફાજલ નાણું નથી? આ રકમનો શું ઉપયોગ થાય છે?

ક. લા. : સમય આવ્યે તે નાણાંનો ઉપયોગ થશે. તે મંદિર એક પ્રસિદ્ધ મંદિર છે અને શિલ્પશાસ્ત્રના ગ્રંથોમાં તેનો ઉલ્લેખ પણ તમને મળી આવશે. લોર્ડ ઇર્વીન તથા બીજા વાઇસરોય સાહેબો જેઓ અમદાવાદની મુલાકાતે આવ્યા હતા, તેઓ આ દેરાસરની મુલાકાત લેવાનું ભૂલ્યા નથી.

પ્ર. ટે : આ ઉપરથી એમ જણાય છે કે ભવિષ્યની જરૂરિયાતોને પહોંચી વળવા ફાજલ નાણું સાચવી રાખવામાં આવે છે. આણંદજી કલ્યાણજીની પેઢી પણ તે જ સિદ્ધાંતોનું અનુસરણ કરે છે કે કેમ? ·

ક. લા. : જરૂર તેમજ છે. મારા કહેવાનો સબબ એ છે કે અમુક વખત સુધી ન વપરાયું હોય તેવું ફંડ હશે ખરું, પણ પ્રસંગ ઉપસ્થિત થયે તેનો અવશ્ય ઉપયોગ થશે. અમે ફંડ એકઠું કરવાના શોખ ખાતર જ નાણું એકઠું કરતા નથી. અમારે અમારો અમૂલ્ય ખજાનો નાશ અગર જીર્ણ થાય તે સામે સાવચેતી રાખવાની જરૂર છે. અમારા પૂર્વજોએ અમોને સોંપેલા અમૂલ્ય ખજાનાનું જતન કરવા અમો ફરજથી બંધાયેલા છીએ. હજાર હજાર પૃષ્ઠનાં ત્રણ પુસ્તકો જે હું પ્રગટ કરવા ધારું છું, તેમાં મેં અમારાં તમામ મંદિરો તથા તેમાં રહેલ શિલ્પકળાનો સમાવેશ કરેલ છે. આથી વિશેષ મારે

કંઈ કહેવાનું નથી. પરંતુ કમીટીને મેં અગાઉ જણાવેલ બે સ્થળોની મુલાકાત લેવાની ફરીથી વિનંતી કરું છું. શોલાપુરની જુમ્મા મસ્જિદની મરામત અંગે જોઇતા દ્રવ્યની સરખામણી તાજ મહાલની મરામત અંગે જોઈતા વિપુલ દ્રવ્ય સામે કરી શકાય નહીં. એક બાજુ જુમ્મા મસ્જિદની મરામત પાછળ ૨-૩ લાખ રૂપિયા ખર્ચ થઈ રહે ત્યારે બીજી બાજુ તેટલી જ રકમ તાજમહાલની મરામત અંગે ઘણી ઓછી થઈ પડે.

પ્ર. રે. : તમોએ કહ્યું કે એક જ ટોપલીમાં બધાં ઈંડાં ભરવા કરતાં સોનામાં નાણાનું રોકાણ કરવું તે એક સારી નીતિ છે. સમય જતાં એ નિર્વિવાદ છે કે સોના-ચાંદી મોટા પ્રમાણમાં એકઠાં થાય અને જ્યારે ભાવ ઊંચા ચઢે ત્યારે તે જથ્થો વેચવાને સાધારણ રીતે મન લલચાય.

ક. લા. : આ સંબંધમાં મારી સૂચના કમીટીને એ હોઈ શકે કે સમગ્ર ભંડોળના ૨૦ થી ૨૫ ટકા સોના ચાંદીમાં રોકવાની મંજૂરી હોવી જોઇએ. સોના ચાંદીની ખરીદી અંગે તમે નિયંત્રણ લાવી શકો, પરંતુ તેનો સંપૂર્ણ અટકાવ ન કરી શકાય.

મિ. પંડયા સ. : તમોએ જણાવેલ છે કે ટ્રસ્ટની ખાલી પડેલ જગ્યાએ ચાલુ ટ્રસ્ટીઓ બીજા ટ્રસ્ટીઓની નિમણુંક કરે છે, આ બાબતમાં ટ્રસ્ટીની પસંદગી કોણ કરે છે?

ક. લા. : જે ટ્રસ્ટીઓ ચાલુ હોય તેઓ.

સ૦ : કોઇ પણ ઓસવાલની કદી નિમણુક કરવામાં આવી હોય તેવો કોઈ દાખલો છે?

ક. લા. : ના.

સ૦ : આર્થિક સદ્ધરતા બાજુએ રાખીને બીજા કોઈ સામાજિક કાર્યકરની નિમણુક કરવામાં કદી આવેલ છે?

ક. લા. : ના

સ૦ : હું એમ માની લઉં છું કે ટ્રસ્ટની પસંદગી કલમ ૯૨ મુજબ કરવામાં આવે છે.

ક. લા. ચોક્કસ તે મુજબ જ.

સ૦ : તાબાના મંડળો તરફથી નિમણુક કરવામાં નહિ આવતી હોય ફક્ત ચાલુ ટ્રસ્ટીઓમાંથી જ નિમણુક કરી શકાતી હશે

ક. લા. : હા તેમજ છે.

સ૦ : જૈન કોમનો કોઈ પણ સભ્ય આણંદજી કલ્યાણજીના હિસાબના ચોપડા તપાસી શકે છે?

ક. લા. : હા.

સ૦ : તે પ્રમાણે કરવા દેવામાં આવે છે?

ક. લા. : હા.

સ૦ : આણંદજી કલ્યાણજીના હસ્તક જેનો વહીવટ ચાલતો હોય તેવાં દેરાસરો ઉપર પેઢીની કેવા પ્રકારની દેખરેખ છે?

ક. લા. : અમો નીચે પ્રમાણે કરીએ છીએ. સમગ્ર વહીવટ ઘણો જ વ્યવસ્થિત ધોરણે ચલાવવાની અમારી મુરાદ છે. અમારી દેખરેખ નીચે ચાલતાં દેરાસરો જુદી જુદી જગ્યાએ આવેલ છે. નવું વરસ શરૂ થાય તે પહેલાં દરેક દેરાસરના ખર્ચનો અંદાજ (બજેટ) નક્કી કરવામાં આવે છે. દરેક દેરાસરનો મુખ્ય કારકુન પોતાના દેરાસર અંગે અંદાજ પત્રક તૈયાર કરે છે અને તેમાંથી આવતા વર્ષમાં તેટલી રકમ અમુક બાબતમાં

ખર્ચવા ધારે છે તેનો ઉલ્લેખ કરે છે. ધર્મશાળા અંગેના અંદાજ પત્રકમાં ધર્મશાળા અંગે તેમજ વાસણ ખરીદ અંગે કેટલો ખર્ચ કરવો જરૂરી છે, તેનો તેમાં ઉલ્લેખ કરે છે. વગેરે વ. આવા અંદાજ પત્રક અમદાવાદમાં નવ ટ્રસ્ટીઓની કમીટી સમક્ષ રજૂ કરવામાં આવે છે. આ નવ ટ્રસ્ટીઓ ૨ કે ૩ સભ્યની પેટા કમીટી નીમે છે, જે કમીટી અંદાજપત્રકની એકેએક વિગત ઝીણવટથી તપાસે છે, અને જે બાબત તેમને વ્યાજબી ન જણાતી હોય તે અંદાજપત્રકમાંથી કાઢી નાંખે છે. ત્યારબાદ તે અંદાજપત્રક મંજૂર કરવામાં આવે છે અને હેડ કલાર્કને મંજૂર થયેલ અંદાજપત્રક મુજબ ખરચ કરવાની પરવાનગી મળે છે. અંદાજપત્રકમાં મંજૂર થયેલ ખરચવાની રકમ ઉપરાંત એક પાઈનું પણ ખર્ચ હેડ કલાર્ક કરી શકતો નથી. વહીવટદાર ટ્રસ્ટીઓ પૈકી કોઈ પણ બે ટ્રસ્ટીઓ પોતાની મુન્સફીથી રૂ. ૧૦૦ ઉપરાંતની રકમ ખરચ કરી શકતા નથી. ખરચની રકમ રૂ. ૧૦૦ ઉપર જવા સંભવ હોય તો તે માટે તેમણે આખી કમીટીની મંજૂરી મેળવવી પડે છે.

સ૦ : ધારો કે કોઈ દેરાસર તમારી મંજૂર કરવામાં આવેલ ખર્ચ ઉપરાંત વિશેષ રકમ ખરચે તો તેનું પરિણામ શું આવે?

ક. લા. : તે હેડ કલાર્કને બરતરફ કરવામાં આવે.

સ૦ : બરતરફ કરવાને તમોને સત્તા છે

ક. લા. : અલબત્ત ! એટલુ જ નહી પણ આણંદજી કલ્યાણજીની પેઢી એક દેખતી સંસ્થા છે, તે એવી સંસ્થા નથી કે જે વરસમા એક જ વખત મળીને ફક્ત હિસાબ મંજૂર કરે.

સ૦ : હું જે જાણવા માગું છું, તે હકુમતને અનુલક્ષીને છે.

ક. લા. : હું તે સમજાવું છું અમો મહિનામા બે વખત મળીએ છીએ. તમો જોશો કે છેલ્લા ૨૦, ૩૦ કે જેટલા વરસના તમારે જરૂર હોય તેટલા વર્ષથી મીટીંગોના હેવાલોની ચોપડીઓ રાખવામાં આવે છે. મીટીંગ બુકની અંદર દરેક નિર્ણયો લખી લેવામાં આવે છે. અમુક ખર્ચ મંજૂર કરવામાં આવે કે તરત જ તે તે દેરાસરના અધિકારીઓને તે બાબતની જાણ કરવામાં આવે છે. અંદાજ પત્રકમાં ખર્ચની રકમો મંજૂર કરવામાં આવ્યા છતાં વર્ષ દરમ્યાન કોઈ અણધાર્યા સંયોગો ઊભા થાય તેવી બાબતમાં કોઈ પણ જાતની મંજૂરી ના હોય તો તે બાબતની ખબર હેડ કલાર્ક ટ્રસ્ટીઓને અગાઉથી આપે છે. તે વસ્તુ કમીટી સમક્ષ રજૂ કરવામા આવે છે. કમીટી તે માન્ય રાખે કે ના પણ રાખે. અને એ મુજબનો કમીટીનો નિર્ણય તે દેરાસરના અધિકારીઓને જણાવવામાં આવે છે.

સ૦ : તમોને બરતરફની સત્તા છે.

ક. લા. : જરૂર છે જ.

સ૦ : તમારા બંધારણમાં તમોને બરતરફી અંગે કાયદેસર રીતે હક્ક છે? હું દિલગીર છું કે મેં તમારું બંધારણ વાંચેલ નથી, અને તેથી કરીને જ આ સવાલ પૂછું છું.

ક. લા. : તેઓ અમારા નોકરો છે. અને તેમને અમો છૂટા કરી શકીએ છીએ.

પ્ર. દે. : જૈન સમાજમાં સમાન હેતુ ધરાવતી ઘણી ચેરીટીઓ હોવી જોઈએ. એ બધી ચેરીટીઓ એકમેક સાથે મળીને પોતાનો વહીવટ ચલાવે એમ આપ ઇચ્છો ખરા કે નહિ? દાખલા તરીકે અમદાવાદની શિક્ષણસંસ્થાઓ લ્યો. ઘણી જૈન સંસ્થાઓ પોત-

પોતાની રીતે કેળવણીનો પ્રચાર કરવા માટે જુદી જુદી રીતે કામ કરે છે. તે સંબંધી પરસ્પર સહકાર સાધીને કામ કરે એ વિચાર આપને સંમત છે કે નહિ ?

ક. લા. : ચોક્કસ સિદ્ધાંતો નક્કી કરીને સર્વ સામાન્ય કાર્ય પ્રવૃતિ નક્કી કરવામાં આવે એ હું જરૂર ઇચ્છું. પણ આ બધી સંસ્થાઓ સાથે મળીને કામ કરે તેની હું ચોક્કસપણે વિરુદ્ધ છું.

પ્ર. ટે. : આપ શું કહેવા માગો છો તે હું સમજી શકતો નથી.

ક. લા. : મારું કહેવું એમ છે કે પોતપોતાની સંસ્થાનો વહીવટ ચલાવવા માટે બધી સંસ્થાના કાર્યવાહકો એક સંમેલનના આકારમાં એકત્ર થાય અને ચોક્કસ સિદ્ધાંતો તારવી કાઢે, તો તે હું જરૂર પસંદ કરું. પણ બધી સંસ્થાઓનો એકમાં સમાવેશ કરવામાં આવે એવું જો સૂચવવામાં આવતું હોત તો હું તેની તદ્દન વિરુદ્ધ છું.

પ્ર. ટે. : બધી સંસ્થાઓનો એકમાં સમાવેશ કરવામાં આવે એમ હું કહેવા માંગતો નથી. એટલા માટે તો મેં સહકાર શબ્દ વાપર્યો હતો.

ક. લા. : હા જી. એ તો ઘણું ઇચ્છવા યોગ્ય છે.

પ્ર. ટે. : દેવદ્રવ્ય સંબંધમાં મારે પૂછવાનું છે કે તેનો ઉપયોગ ધાર્મિક શિક્ષણ આપવા પાછળ જો કરવામાં આવે તો તેથી પણ તમારી કોમ નાખુશ થશે ?

ક. લા. : બહુ જ

પ્ર. ટે : દેવદ્રવ્યનો એ આજથી ઉપયોગ ન ગણાય ?

ક. લા. : બિલકુલ નહિ. આ પ્રશ્નને લાગે વળગે છે ત્યાં સુધી જૈન ધર્મનું મંતવ્ય બીજા ધર્મો કરતાં બહુ જુદું છે. જૈન ધર્મના ધોરણે ચૈત્ય અને મૂર્તિ સૌથી પહેલાં આવે છે. અને તે જ્ઞાનથી તદ્દન જુદાં જ છે. જ્ઞાનખાતુ પછી આવે છે અને ત્યારપછી સાધુ–સાધ્વી અને શ્રાવક–શ્રાવિકાનું ખાતુ આવે છે. ચૈત્ય અને મૂર્તિ માટે નિર્માણ થયેલાં નાણાં જ્ઞાન પાછળ ખર્ચી શકાતા નથી અને જ્ઞાનનો અર્થ આજની સ્કુલ કે કોલેજમાં જે શિક્ષણ આપવામાં આવે છે તે નથી.

પ્ર. ટે. : જ્ઞાન એટલે ધાર્મિક સાહિત્યનું શિક્ષણ એમ તમે કહેવા માગો છો ને ?

ક. લા. : હા જી.

પ્ર. ટે. : આ દેવદ્રવ્યનો ઉપયોગ કેળવણી અને એવી અન્ય સામાજિક પ્રવૃતિ પાછળ કરવાની હીલચાલ જૈનોમાં ઉછરતી પેઢી દરમ્યાન ચાલી રહી છે ખરી ?

ક. લા. : એવી કોઈ અગત્યની હીલચાલ ચાલી નથી. મારે એમ કહેવાનું છે કે પાંચ હજાર માણસો જો આ વિચારના હોય તો તેની વિરુદ્ધમાં પચાસ હજાર માણસો મળી આવશે. આ બાબત ઉપર તમો કહો તે સાબિત કરવા હું તૈયાર છું.

પ્ર. ટે. : આજે તો સાસરો સ્થિતિ ચુસ્ત હોય અને પુત્રવધૂ નવા જમાનાની હોઈ શકે છે.

ક. લા. : એ ઠીક છે. પુત્રવધૂને જે કરવું હોય તે ભલે કરે. તેને કોઈ અટકાવશે નહીં. પણ જો મારા પિતા ચોક્કસ હેતુ માટે અમુક રકમ અને આપી ગયા હોય, તો મારી પત્ની કે પુત્રવધૂને હાથે તેમ તે રકમનો ઉપયોગ કરવાની હું રજા આપી નહીં શકું. તે નવા જમાનાના છે અથવા તો પોતે બહુ મોટું કામ કરી રહેલ છે એમ તે માને છે એટલા ખાતર તે નાણાંનો તેને અન્ય માર્ગે ઉપયોગ કરવા નહિ દઉં. કોઈ પણ ધર્મ

કરવા માટે કોઈ બીજાની મિલકત ઝૂંટવી લેવી ન જોઈએ. પણ તેણે પોતે જ તે માટે જરૂરી દ્રવ્ય પેદા કરવું જોઈએ.

સ૦ : તમને ધારાસભાના કામકાજ સંબંધી ઠીકઠીક અનુભવ છે.

ક. લા. : ના સાહેબ, હું માત્ર ત્રણ વરસ જ ત્યાં હતો.

સ૦ : હું ધારું છું કે મારા સવાલનો જવાબ આપવાને પૂરતું છે. કમીટી સમક્ષ બે સૂચનાઓ આવેલ છે જે મુજબ એક વ્યવસ્થાપક સંસ્થા ઊભી કરવી કે જે સરકાર તરફથી ધર્માદા સંસ્થાઓ ઉપર દેખરેખ રાખે. એક સૂચના એ છે કે બધા ધર્માદા સંસ્થાઓ પાસેથી અમુક રકમ ઉઘરાવવી, અને તેનું ફંડ ઊભું કરવું. એ ફંડમાંથી વહીવટ અંગે ખર્ચ નીભાવવો. બીજી સૂચના એવી છે કે તેને તેવી રીતે જુદું ફંડ કરવું નહીં. દર વર્ષે ધારાસભા સમક્ષ રજૂ કરવામાં આવતા બજેટમાં તેનો સમાવેશ કરવો. મને જે મુશ્કેલી લાગે છે તે આ છે. હુ તે જાણવા માગું છું કે તે મુશ્કેલી સાચી છે કે કેમ? ધારો કે ધર્માદા ટ્રસ્ટોના વહીવટ માટેના ખર્ચના બાબત બજેટમાં હોય તો મને બીક લાગે છે કે તે કદાચ પક્ષીય નીતિઓનો ભોગ થાય અને પરિણામે આખી નીતિ ઊંધી વળી જાય અને સ્થિર બની શકે નહીં. તમને એમ લાગે છે કે મારી આ બીકમાં કંઈ વજૂદ છે.

ક. લા. : હા. હું જરૂર તેને સરકારી વહીવટનો ભોગ ન બનાવું. હું ટ્રસ્ટ ફંડો ઉપર થોડો કર નાંખી વહીવટ ચલાવું. આ બાબતમાં હું રજૂ કરું છું અને તમારી કમીટી તે બાબત વિચાર કરે કે છેલ્લા પાંચ વરસના આંકડાઓ તમારી પાસે છે. અમુક રકમ ખર્ચ પણ થઈ ચૂકેલ છે. તેનું શું સારું અથવા ખરાબ પરિણામ આવ્યું તે નક્કી કરવું જોઈએ. જાહેર જનતાને કોઈ પણ જાતના ખાસ લાભ થાય નહીં અને ટ્રસ્ટ ફંડો ઉપર બોજો વધે તેવા વહીવટી સંસ્થાઓ ઊભા કરવાનો કાંઈ અર્થ નથી. છેલ્લા પાંચ વર્ષ દરમ્યાન સરકાર તરફથી નિયુક્ત થયેલા વહીવટદારોને લાગ્યું છે કે તેઓ તેમના અંકુશથી વસ્તુસ્થિતિ સુધારી શક્યા છે કે કેમ તે જાણી લેવું જોઈએ. બનવા જોગ છે કે મારી નાણાંસ્થિતિ સદ્ધર હોય અને બીજાની તેવી ન પણ હોય. જો અંકુશ હોય તો સારી વાત છે. પરંતુ તેને અંગે થતું ખર્ચ ટ્રસ્ટ ફંડો ઉપર અંકુશ રાખવા માટે જરૂર હોય તેના કરતા પ્રમાણ બહારનું ન હોવું જોઈએ.

સ૦ : સરકારી વહીવટી સંગઠ્ઠનોના ન સંસ્થાઓનો તમોને બહોળો અનુભવ છે. કમીટીને એક એવું પણ સૂચન કરવામાં આવ્યું છે કે એક ચેરીટીનો કમીશ્નર તથા ડેપ્યુટી કમીશ્નર તથા બીજા આસીસ્ટંટ કમીશ્નરો નીમવા જોઈએ. બીજી સૂચના એમ પણ કરવામાં આવી છે કે એક વ્યક્તિના હાથમાં સર્વ સત્તાની લગામ સોંપવા કરતાં કાયદાનો અનુભવ ધરાવનારા તથા જે લોકોએ સાર્વજનિક ઉચ્ચ અધિકારીઓ તરીકે કામ કર્યું હોય, તેવા એક કમીશ્નરનું બોર્ડ બનાવવું, જેમાં ઉચ્ચ અધિકાર ભોગવેલા તથા કાયદાનો બહોળો અનુભવ ધરાવતા હોય તેવી વ્યક્તિઓનો તેમજ સાધુ વર્ગમાંથી એક બે વ્યક્તિઓનો તેમજ એક બે સારા જાણીતા સામાજિક કાર્યકર્તાઓનો અને એક બે જાણકાર ગૃહસ્થોનો સમાવેશ કરવો. તેઓ બધા એકત્ર થઈને સમયોચિત ચેરીટીઝના નિયમન અંગે ઊભેલો [illegible] આમાંથી તમો શું પસંદ કરો?

ક લા. : આવા ટ્રસ્ટોમાં સરકારની કોઈ મોટા પાયા ઉપરની દખલગીરીની હું ચોક્કસપણે વિરુદ્ધ છું. અમુક સ્વાર્થી માણસો ટ્રસ્ટોનો પોતાના સ્વાર્થની ખાતર દુરુપયોગ ન કરે એટલા પૂરતી દખલગીરી આવકારવાને હું તૈયાર છું. મદ્રાસની સરકારે કમીશ્નર નીમેલ છે અને બીજું પણ કેટલુંક કર્યું છે, તેથી મુંબઈ સરકારે પણ એ જ ધોરણે ચાલવું જોઈએ એ મારી દૃષ્ટિએ ખોટી રીત છે. એક બીજી પણ સૂચના આપની કમીટી સમક્ષ હું રજુ કરવા માગું છું અને તે એ છે કે અમને જૈનોને હિંદુઓથી તદ્દન અલગ રાખવા જોઈએ, કારણ કે અમારા સિદ્ધાંતો અને હેતુઓ હિંદુઓથી તદ્દન જુદા છે. દેશના વધારે વિશાળ હિતો લક્ષમા લઈને જૈનોના અલગ પ્રતિનિધિત્વ અને બેઠકો માટે અમે હીલચાલ કરી નથી એ કમનસીબીની વાત છે. તેથી જ આજે અમારા ઉપર જ્યાં ત્યાં હુમલા થઈ રહ્યા છે. જ્યારે પણ કાંઈ આવે છે ત્યારે અમને હિંદુઓ સાથે ભેળવી દેવામાં આવે છે. અમારો ધર્મ, અમારા આચાર, અમારા વિચાર હિંદુઓના રીતરિવાજથી તદ્દન વિરુદ્ધ છે. હું એમ નથી કહેવા માગતો કે સામાજિક દૃષ્ટિએ અમારે અને હિંદુ વચ્ચે ભેદ છે, સિવાય કે કેટલાક હિંદુઓ માંસાહારી હોય છે, જ્યારે જૈનો બિલકુલ માંસાહારી હોતા નથી, પણ એ સિવાય ધાર્મિક રીતરિવાજ પૂરતા હિંદુ અને જૈન ધર્મ તદ્દન અલગ છે. તમોએ આજ બીજી ચેરીટીઓને બાજુએ રાખી છે. પારસી પંચાયતોને અને તેના ટ્રસ્ટોને તમોએ બાકાત રાખ્યા છે, કારણ કે એ લોકો બહુ શક્તિશાળી છે, લાગવગ ધરાવે છે અને સરકાર તેને અડવા માગતી નથી. જ્યારે જ્યારે કોઈ પણ કાયદો કરવાનો હોય છે ત્યારે અમને હિંદુઓ સાથે ભેળવી દેવામાં આવે છે તે અમા જૈનોને બારે અન્યાયકર્તા છે.

પ્ર. દે. : આપ એમ કહેવા માગો છો કે જૈનો હિંદુઓથી એક અલગ કોમ છે?

ક. લા. : લગભગ એમ જ.

પ્ર. દે. : તેમની સાથે એ જ રીતે વર્તાવ કરવામાં આવ એમ તમે ઇચ્છો છો?

ક. લા. : જ્યાંસુધી ધર્મને લાગે વળગે છે ત્યાં સુધી એ પ્રમાણે જ થવું જોઈએ. અલબત્ત, અમોએ કોઈ સ્વતંત્ર પ્રતિનિધિત્વની માગણી કરી નથી.

પ્ર. દે. : ધર્મની વાત બાજુએ રાખીએ તો પણ ચેરીટીઓ વિષે શું? જૈનોને હિંદુ ચેરીટીઓના લાભથી મુક્ત કરવામાં આવે એમ આપ ઇચ્છો છો?

ક. લા. : નહિ સાહેબ, જાહેર ચેરીટીઓ પૂરતા તેમને બન્નેને એક ગણો તો મને વાંધો નથી. પણ જો એમ હોય તો પારસી અને મુસ્લિમ ચેરીટીઓને આપ અલગ કેમ રાખો છો? તે હું સમજી શકતો નથી.

પ્ર દે : હિંદુઓ અને પારસીઓ અથવા મુસલમાનો વચ્ચે જેટલો તફાવત છે તેટલો તફાવત હિંદુઓ અને જૈનો વચ્ચે છે એમ આપ ધારો છો?

ક. લા. : એટલો બધો નહિ જ. એમ છતાં પણ જૈનો અને હિંદુઓ વચ્ચે ઘણો મોટો તફાવત છે.

પ્ર. દે. : તો પછી જૈનોને હિંદુ ચેરીટીઓનો લાભ મળવો ન જોઈએ એમ આપ ઇચ્છો છો?

ક. લા. : આપ શું કહેવા માગો છો તે હું સમજી શકતો નથી.

પ્ર. દે. : કમીટીની દરેક બેઠક દરમ્યાન હું એમ માનીને ચાલતો હતો કે જૈનો હિંદુ સમા-

જનો એક અંગભૂત વિભાગ છે. તેથી આપે હમણાં જે કહ્યું એથી મને ભારે વિસ્મય થયું છે. જૈનો હિંદુ કોમનો અંગભૂત–વિભાગ નથી, એવો જૈનોનો દાવો છે, એમ આપનું કહેવું હું સમજું છું.

ક. લા. : સામાજિક રીતરિવાજ પૂરતાં જૈનો હિંદુઓના અંગભૂત છે, પણ ધાર્મિક ટ્રસ્ટો અને ચેરીટીઓને લાગે વળગે છે ત્યાં સુધી હું ભારપૂર્વક કરીને જણાવું છું કે જૈનો હિંદુઓથી તદ્દન અલગ છે.

પ્ર. ટે. : જૈન ધર્મ જુદો છે એ તો સ્વીકૃત છે.

ક. લા. : નહિ સાહેબ, એ સ્વીકારવામાં આવ્યું નથી. ધારો કે ધાર્મિક કમીશ્નરો હોવા જોઈએ, એમ તમારી કમીટી નક્કી કરે તો હિંદુઓના અન્ય વિભાગો માફક જૈનોને તે બાબત લાગુ પાડવામાં આવશે. જૈનોના રીતરિવાજ શું છે તેનો ખરો ખ્યાલ અન્ય વિભાગોના લોકોને હોવાનો જરા પણ સંભવ નથી. આ મારો મુદ્દો છે.

પ્ર. ટે. : મેં આપને કહ્યું તેમ ધર્મના રીતરિવાજોને લાગુ પડે એવું અમે કશું કરવા માગતા નથી.

ક. લા. : મારે એટલું જ જોઈએ છે.

પ્ર. ટે : ધર્મના બધા રીતરિવાજોને પહોંચી વળવામાં આવે, ત્યાર બાદ જે કાંઈ વધારાનું નાણું રહે તેનો જ અમારે વિચાર કરવાનો છે. ધર્મ એ તદ્દન જુદો મુદ્દો છે. તે અમારા કમીટીના ક્ષેત્રની બહારની વાત છે.

સ૦ : એમ છતાં એકલો કમીશ્નર જોઈએ કે બોર્ડ તે બાબતનો આપનો જવાબ મારે જોઈએ છે.

ક. લા. : મુંબઈ ધારાસભાએ આ કાયદો ઘડ્યો છે. અને તેનો અમલ પાંચ સાત વરસથી થવો ચાલે છે તેનો અભ્યાસ તમો કરો. તેના ઉપર આધાર રાખે એવું સૂચન કરું છું. પરિણામ જો સંતોષકારક ન હોય તો જ કાંઈ પગલું લેવાની આવશ્યકતા છે. પરિણામ જો સંતોષકારક હોય તો ટ્રસ્ટો ઉપર બિનજરૂરી બોજો પડે તેવાં ગમે તે સરકારી તંત્રને હું વખોડી કાઢું છું.

સ૦ : એક ક્ષણ માટે ધારી લો કે પરિણામ અસંતોષકારક છે?

ક. લા. : તો જે વખતે જે પ્રશ્નો ઉપસ્થિત થાય તે માટે જ તે ધર્મોના જાહેર પ્રતિનિધિઓની મદદથી તે કરવા માટે એક અમલદારની નિમણૂક કરવી. તે બની શકે તેટલું સાદું હોવું જોઈએ.

શ્રી. ચ. શાહ : આ તપાસનો હેતુ જુદા જુદા ટ્રસ્ટો અને ચેરીટીઓના વહીવટોની દેખરેખ અને નિયંત્રણના ઉપાયો સૂચવવા એ છે. ધાર્મિક ટ્રસ્ટોનો આપણે પહેલો વિચાર કરીએ. આણંદજી કલ્યાણજીને બાદ કરતાં જૈનોની બીજી ધાર્મિક ચેરીટીઓનો પણ વહીવટ એટલો સારી રીતે ચાલે છે કે સરકારના કોઈ પણ નિયંત્રણની તેમને જરૂર નથી એમ આપ કહેવા માગો છો ને?

ક. લા. : આનો જવાબ મેં આગળ આપી દીધેલ છે. તમો જણાવો છો તેવા દેખરેખ અને નિયંત્રણની જરૂર તો છે જ. એ ચેરીટીઓનો વહીવટ સારો ચાલતો હોય તો પણ તેના ઉપર કંઈક અંકુશ તો જોઈએ જ.

ચી. ચ. શાહ : તો પછી જૈન ચેરીટીઓ ઉપર દેખરેખ રહી શકે એવા કાયદા સામે આપને વાંધો નથી. પ્રશ્ન તો આ નિયંત્રણ કેવું અને કેટલું હોવું જોઇએ, તેનો છે. દાખલા તરીકે પૂરવાર થયેલા ગેરવહીવટના કિસ્સામાં કમીશ્નરને જૂના ટ્રસ્ટીઓને કાઢી મૂકવાની અને નવા ટ્રસ્ટીઓ નીમવાની સત્તા હોવી જોઇએ એ આપને સંમત છે?

ક. લા. : જરૂર. પૂરવાર થયેલા ગેરવહીવટમાં આમ કરવા સામે મને કોઈ વાંધો નથી.

ચી. ચ. શાહ : આણંદજી કલ્યાણજીની પેઢીનો દાખલો લઈએ. આપ તેનું વાર્ષિક બજેટ તૈયાર કરતા હશો. આ બજેટો ચેરીટી કમીશ્નર સમક્ષ રજૂ થાય, અને તેની મંજૂરી મળ્યે જ તેનો અમલ થઈ શકે એવા પ્રબંધને આપ સંમતી આપો કે?

ક. લા. : ના સાહેબ. એ જાતની દખલગીરી હું પસંદ કરતો નથી. હું એમ કહેવા માગું છું કે જ્યાં સુધી જુદા જુદા ટ્રસ્ટો, જૈનોના હોય કે હિંદુઓના હોય, સારી રીતે ચાલતા હોય ત્યાં સુધી સરકાર તરફથી તેમાં કોઈ પણ જાતની દખલગીરી હોવી ન જોઇએ.

ચી. ચ. શાહ : ધારો કે અમુક ચોક્કસ હેતુ માટે આપ વીસ લાખ રૂપિયા ખર્ચ કરવા માગો છો અને ચેરીટી કમીશ્નર માને કે ખોટો ખર્ચ છે અને એવો ખર્ચ થવો ન જ જોઇએ એમ કહે, તો એવા સંજોગોમાં ચેરીટી કમીશ્નરનું નિયંત્રણ હોવું જોઇએ એમ આપ પસંદ કરો કે ટ્રસ્ટીઓને જ આ બાબતમાં છેવટની સત્તા હોવી જોઇએ એમ આપ કહો છો?

ક. લા. : જરૂર. આ બાબતમાં ટ્રસ્ટીઓને જ પૂરી સત્તા હોવી જોઇએ. ટ્રસ્ટીઓના કામકાજમાં ઓછામાં ઓછી દખલગીરી હોવી જોઇએ. જ્યારે ગેરવહીવટ પૂરવાર થાય, ત્યારે જ સરકારે માથું મારવું જોઇએ. નહિ તો કોઈ પણ મંદિરના જીર્ણોદ્ધાર સાથે અથવા તો ધાર્મિક ક્રિયાકાંડ સાથે કયા પ્રકારની ધાર્મિક લાગણી જોડાયેલી છે તેનો કમીશ્નરને ખરો ખ્યાલ હોવા સંભવ નથી. અને તેથી તેના હાથે અન્યાય થવાનું જોખમ રહે છે.

ચી. ચ. શાહ : આણંદજી કલ્યાણજીની પેઢીનો દાખલો બાજુએ રાખીએ. ધારો કે મુંબઇના કોઇ પણ મંદિરના ટ્રસ્ટીઓ કોઈ નવું મંદિર બાંધવા માટે અથવા તો કોઇ જૂના મંદિરનો જીર્ણોદ્ધાર કરવા માટે પાંચ લાખ રૂપિયાનો ખર્ચ કરવા માગે છે. આ બાબતમાં તેમનો નિર્ણય છેવટનો ગણાવો જોઇએ કે કેમ?

ક. લા. : જીર્ણોદ્ધારની બાબતમાં તેમનો નિર્ણય છેવટનો ગણાવો જોઇએ. નવું મંદિર બાંધવા સંબંધમાં તમો કાંઇ બંધન મૂકો તો તેની સામે મને કોઈ પણ વાંધો નથી.

ચી. ચ. શાહ : આપ જીર્ણોદ્ધારનો અપવાદ શા માટે કરો છો?

ક. લા. : આ બહુ અગત્યનો મુદ્દો છે. અને જે મંદિરોની સંભાળ લેવાની છે, તે એટલા મોટા અને ભવ્ય હોય છે કે આપે સૂચવેલ દખલગીરીથી કોઇ પણ અર્થ સરશે નહિ. પાંચસો રૂપિયાના પગારદાર કમીશ્નરને આ બાબતનો ખ્યાલ પણ શી રીતે આવવાનો છે? હું કોઈ પણ જીર્ણોદ્ધારમાં પચીસ લાખ રૂપિયા ખર્ચવા માગું છું, એમ જો તે સાંભળે તો આ સાંભળી તેનું હૃદય ચાલતું બંધ થઇ જશે કે કેમ તેની મને ખબર નથી. તેથી આ બાબત ટ્રસ્ટીઓના અભિપ્રાય ઉપર સર્વાંશે છોડવી જોઇએ. અને સરકારની કોઈ પણ પ્રકારની દખલગીરી હોવી ન જોઇએ.

શ્રી. ચ. શાહ : પાંચ લાખનો કરવા ધારેલો ખર્ચ કેવળ દુર્વ્યય પણ હોઈ શકે છે.

ક. લા. : આપ એમ કેમ કહી શકો ?

શ્રી. ચ. શાહ : તો પછી આ સબંધમાં કોઈ એક ચોક્કસ સરકારી વ્યવસ્થા હોય તે વધારે ઇચ્છવા યોગ્ય નથી ?

ક. લા. કોમની ધાર્મિક પ્રવૃત્તિમાં આ તો સીધી દખલગીરી ગણાય, અને તેનો તો વિરોધ જ કરવો જોઈએ.

શ્રી. ચ શાહ : ટ્રસ્ટીની નિમણૂક કે ફેરબદલી એ દખલગીરી કહેવાય નહિ ?

ક. લા. : કોઈ પણ નાલાયક ટ્રસ્ટને દૂર કરીને તમો જાહેર ટ્રસ્ટોનું ઘણું ખરું રક્ષણ કરવા માગતા હો તો એ રીતે સરકારનો જે અધિકાર છે એ જ કાર્ય તમો કરી રહ્યા છો. પણ હુ અમુક રકમ જીર્ણોદ્ધાર માટે ખરચવા માગું છું. તેની સરકાર પાસેથી મારે મંજૂરી મેળવવી જોઇએ. એમ જ્યારે તમો સૂચવો છો, ત્યારે મારા ધર્મના આચાર વ્યવહારમાં તમો ચોક્કસપણે દખલગીરી કરી રહ્યા છો એમ જ મારે કહેવું રહ્યું.

શ્રી. ચ. શાહ . એક બીજો દાખલો લઇએ. દરેક મંદિરમાં કરવામાં આવતાં ખર્ચો બે પ્રકારનાં હોય છે નિત્ય અને નૈમિત્તિક. દરેક મોટા મંદિરના વહીવટકર્તાઓએ ચાલુ દૈનિક ખર્ચમાં તેમને કેટલી રકમ જોઇશે, અને વાર્ષિક ઉત્સવો પાછળ કેટલી રકમો જોઇશે, તેનું બજેટ કમીશ્નર પાસે રજૂ કરવું જોઇએ કે કેમ ? એ સંબંધમાં આપ શું ધારો છો ?

ક. લા. : બીલકુલ નહિ.

શ્રી. ચ શાહ : ધારો કે ટ્રસ્ટીઓ મોટી મોટી રકમો ખરચ્યે જાય છે, અને તે કેવળ નાણાંનો દુર્વ્યય છે, આવા કિસ્સામાં સરકાર તરફથી કોઇ પણ પ્રકારના નિયંત્રણને આપ સંમત ન કરો ?

ક. લા. : હું બીજા ધર્મ વિષે કશું પણ કહેવા માગતો નથી. એમણે શું કરવું કે એમના વિષે તમારે શુ કરવું તે તેમણે અને તમારે વિચારવાનું છે. હુ તો અહીંયાં જૈનોનો જ પક્ષ રજુ કરવા આવ્યો છું, અને જૈન ધર્મ કેમ ચાલે છે તે હું સમજું છું.

શ્રી. ચ. શાહ : જૈન ટ્રસ્ટો બહુ સારી રીતે ચાલે છે, તે હું જાણું છું.

ક. લા. : સાહેબ. એ હું જાણતો નથી, પણ હું આશા રાખું છું કે જૈન ટ્રસ્ટો સારી રીતે ચાલતાં હશે.

શ્રી. ચ. શાહ : જો આખી કોમ માટે એક નિયમ કરવામાં આવે તો જૈનોને તેમાંથી બાકાત રાખવામાં આવે તેમ આપ ઇચ્છો છો ?

ક. લા. : આ બાબત વિષે મેં ખૂબ ભાર દઇને કહ્યું છે, કારણ કે જૈનોના ખ્યાલો અને રીતરિવાજો કેવળ ભિન્ન પ્રકારના છે. ટ્રસ્ટોની જ્યાં જ્યાં ગેરવ્યવસ્થા થતી હોય, ત્યાં તેના ઉપર જરૂર નિયંત્રણ મુકાવું જોઇએ. પણ ધાર્મિક રીતરિવાજના સંબંધમાં ટ્રસ્ટીઓ ઉપર કોઈ પણ પ્રકારનું નિયંત્રણ હોવું ન જ જોઇએ.

શ્રી. ચ. શાહ : જો નકામી બાબતો ઉપર પૈસા ખરચવામાં આવતા હોય તો તે ગેરવ્યવસ્થા ન ગણાય ?

ક. લા. : નકામું કોને ગણવું, તેને લગતો આપ મને એક દાખલો આપશો? જેને નકામું કહો છો તે શું તે મને સમજાવશો? કોઇ પણ બાબતને નકામી કે કામની માની લેવા માટે કાંઇક ધોરણ તો જોઇશે જ. આણંદજી કલ્યાણજીની પેઢીના વહીવટ તરફ નજર કરે. તે પેઢી કેટલાંયે મંદિરો સંભાળે છે, અને તેનું વાર્ષિક બજેટ રૂપિયા ત્રણ લાખ લગભગનું હોય છે, તે બજેટની વિગતમાંથી નકામી લેખી શકાય એવી એક પણ બાબત મને બતાવો.

ચી. ગ. શાહ : મારો આ પ્રશ્ન સામાન્યતઃ છે. આણંદજી કલ્યાણજીની પેઢીને ઉદ્દેશીને નથી.

ક. લા. : એ સબંધમાં મેં જણાવી દીધું છે, કે હું તો અહીયાં જૈનો તરફથી રજુઆત કરવા આવ્યો છું.

ધારપુરે : વિગતો નક્કી કરવાનું કામ ટ્રસ્ટીઓ હસ્તક રહેવું જોઇએ, પણ વિગતો નક્કી કર્યા બાદ તેના અમલમાં કાંઇ ભૂલ કે ભંગ થતો હોય, તો સરકાર દખલગીરી કરે તેમાં આપને વાંધો નથી એ પ્રકારની મારી સમજણ બરાબર છે?

ક. લા. : જો કોઈ પણ પ્રકારની ગેરવ્યવસ્થા ચાલતી હોય, તો સરકાર ભલે દખલગીરી કરે.

ધારપુરે : ધારો કે રોશની પાછળ કેટલા મણ તેલ વાપરવું, તે બાબત બજેટમાં નક્કી કરવામાં આવી છે, અને લગતી વિગતો ટ્રસ્ટીઓએ નક્કી કરી હોય, પણ વિગતના અમલમાં ગેરવ્યવસ્થા માલૂમ પડે તો સરકાર વચ્ચે પડે કે નહિ?

ક. લા. : નહિ સાહેબ. તેના અમલમાં એવી દખલગીરી થવી ન જોઇએ. જો કોઈ પણ પ્રકારની ઉચાપત થતી હોય, અથવા તો કોઇ વ્યક્તિ તેમાંથી અંગત લાભ ઉઠાવતી હોય, તો સરકાર જરૂર વચ્ચે પડે, પણ વિગતોના ચાલુ અમલમાં કોઈ પણ પ્રકારની દખલગીરી હોવી ન જોઇએ.

સ૦ : ધારો કે તમોએ દેવ ઉપર ૧૦ શેર દૂધ ચઢાવવાનું નક્કી કર્યું છે, અને ધારી લો કે દૂધ તેમને ચઢાવાતું નથી. તો આ બાબતમા સરકારને દરમ્યાનગીરી કરવા દેશો?

ક. લા. : ના સાહેબ. આ તો સાવ નજીવી બાબત છે, અને તે એક એવી બાબત છે, કે જેમાં જો સરકાર આવી બાબતમા દરમ્યાનગીરી કરવાનું શરૂ કરે તો દુનિયામાં દરેક જગ્યાએ સરકાર અપ્રિય બની જાય.

સ૦ : વિગતોમાં નહિ ઊતરતાં ધારો કે મંજૂર કરેલી ફરજ જો અદા કરવામાં નહિ આવે તો તે કરાવવા માટે સરકારને દરમ્યાનગીરી કરવા દો કે કેમ?

ક. લા.: બીજી બાબતોમાં નહિ જ. નાણાની ઉચાપત કે કેવળ દુરુપયોગ થઇ રહ્યો હોય એવા સંજોગોમાં જ. દાખલા તરીકે જૈનોમાં ભીક્ષા આપવાનો કોઇ રીતરિવાજ નથી. હવે ધારો કે આણંદજી કલ્યાણજી રૂ. ૮૦૦૦૦ જેવી મોટી રકમ આવતી કાલથી ભીક્ષા આપવા પાછળ ખરચવા માંડે છે. એ સંજોગોમાં સરકાર જરૂર વચ્ચે પડી શકે છે. અને કહી શકે આ તમારી સત્તાની બહારની વાત છે, એટલે આ અમે નહિ થવા દઇએ. સંક્ષેપમાં સરકારી દખલગીરી ઓછામાં ઓછી હોવી જોઇએ

સ૦ : ઉચાપત કે દુરુપયોગ સિવાય બીજી કોઇ પણ બાબતમાં સરકારી દખલગીરી ન હોવી જોઇએ એવું આપનું કહેવું ખરું છે?

ક. લા. : તે ખરું છે.

સ૦ : અંદાજપત્રમાં મંજૂર કરવામાં આવેલી રકમ જો તમે ખર્ચો નહિ તો તે એક દુરુપયોગ લેખાય. મોટી અગર નાની બાબતના ભેદભાવ વગર તે એક પ્રકારનો દુરુપયોગ છે.

ક. લા. : મને એક વસ્તુ કહેવા દો કે, છેવટે સરકારી તંત્ર ટ્રસ્ટી મંડળ કરતાં વધારે કાર્યકુશળ ન હોઈ શકે તમારા મંતવ્ય પ્રમાણે સરકારી તંત્ર વધારે શક્તિશાળી અને દૈવી શક્તિ ધરાવનારાઓનું બનેલું હોય છે. છેવટે ટ્રસ્ટીઓની જવાબદારી તો રહેલી જ છે. અને તેમ છતાં તમોએ જણાવ્યું તે મુજબનું કાંઈ બને તો તમારા કમીશ્નરો ત્યાં છે.

સ૦ : કમીશ્નર આવી બાબતોમાં તેને સત્તા પ્રાપ્ત થયા સિવાય શી રીતે વચ્ચે પડી શકે? સરકારી દખલગીરીને તદ્દન વિરુદ્ધ હોવાનું તમો જણાવો છો.

ક. લા. : ઉચાપત અગર નાણાંના દુરુપયોગ અંગે સરકારની દરમ્યાનગીરી જો કરવામાં આવે તો તે મને માન્ય છે. પરંતુ નજીવી બાબતોમાં સરકારી દખલગીરી મને માન્ય નથી.

સ૦ : સંસ્થાઓના હિસાબ તપાસણી અંગે શું છે? સરકાર નિયુક્ત તપાસનીશો પાસે હિસાબ તપાસરાવવા તમે સંમત છો

ક. લા. : ના હિસાબ તપાસવાનું કામ અમારા ઓડીટર્સ મારફત થવું જોઈએ. ગવર્નમેન્ટ ઓડીટરના રોકાણ અંગે અમારે રૂ. ૫૦૦ ના બદલે રૂ ૫૦૦૦ નો ખર્ચ વહોરવો પડે. આખી દુનિયામાં એ પુરવાર થયેલ છે કે સરકારી તંત્ર વધુ ખર્ચાળ હોય છે. છેવટે ચારટર્ડ એકાઉન્ટન્ટસ પણ સરકારી એકાઉન્ટન્ટસ છે. અને તમો તેમ સૂચવી શકો છો કે બધું હિસાબી કામ સરકારે મંજૂર કરેલા એકાઉન્ટન્ટસ મારફત તપાસરાવવું જોઈએ. સરકારે મંજૂર કરેલા એકાઉન્ટન્ટસ ઘણી જવાબદાર વ્યક્તિઓ છે અને તે લોકો કંપનીઓના કરોડો રૂપિયાના હિસાબો તપાસે છે. આ તો ઘણી જ નાની રકમ છે. તમારી કમીટીએ સંતોષ રાખવો જોઈએ કે ચારટર્ડ એકાઉન્ટન્ટસની મારફત હિસાબની તપાસ થાય તો તે વધુ આવકારદાયક છે.

સ૦ : કમીટીને એવી સૂચના કરવામાં આવેલ છે કે ઓડીટરો પણ જાતજાતના હોય છે. અને ટ્રસ્ટીઓ પણ જાતજાતના હોય છે.

ક. લા. : ચારટર્ડ એકાઉન્ટન્ટસ સામે પગલાં લેવાનો સરકારને સંપૂર્ણ અધિકાર છે. તેમની નબળાઈની સબબે સરકારી ઓડીટરનો બોજો ટ્રસ્ટીઓ પણ ઉપર લાદવો તે વ્યાજબી ગણાશે નહિ.

પ્રશ્નકાર : ચીમનલાલ ચકુભાઈ શાહ

ચી. ચ. શાહ : એવી ફરિયાદ કરવામાં આવે છે કે હિંદુઓને લાગુ પડતા કાયદાઓ જૈનોને વિના કારણ લાગુ પાડવામાં આવે છે. આ સંબંધમાં અને ખાસ કરીને દેવદ્રવ્ય સંબંધમાં જે કાંઈ શાસ્ત્રીય ઉલ્લેખો હોય તે અમને જણાવવા કૃપા કરશો.

ક. લા. : હા જી, પ્રયત્ન કરીશ.

ચી. ચ. શાહ : ધારો કે એમ માની લઈએ કે દેવદ્રવ્યનો મંદિર અને મૂર્તિ સિવાયના કોઈ પણ કાર્યોમાં ઉપયોગ થવો ન જોઈએ એમ જૈન શાસ્ત્રો કહે છે, એમ છતાં પણ એવા ધાર્મિક ઉલ્લેખો બાજુએ રાખીને કાયદાથી એવી ગોઠવણ કરવામાં આવે કે જે કાંઈ

વધારાના નાણાં હોય, તે સામાજિક કાર્યોમાં વાપરવાં જોઇએ, તો એ યોગ્ય નહિ ગણાય? હરિજનો સંબંધમાં પણ ધાર્મિક પ્રતિબંધોની ઉપેક્ષા કરીને જ કાયદાથી તમને મંદિર પ્રવેશનો હક્ક આપવામાં આવ્યો છે એ આપ જાણો છો?

ક. લા. : સાહેબ, મારા અંગત અભિપ્રાય તરીકે હું એમ રજૂ કરવાની રજા લઉં છું કે દેશના સમગ્ર હિતની ખાતર હિંદુ અને જૈન સંસ્કૃતી જેવી છે તે જ સ્વરૂપે આપણે તેને જાળવવી જોઇએ અને એની સાથે આપણે કોઈ પણ જાતની રમત કરવી ન જોઇએ. તમે કહો છો તેનું પરિણામ તો જે ધાર્મિક ખ્યાલો અને માન્યતાઓ અમને છેલ્લા બે હજાર વર્ષથી વારસામાં મળ્યા છે તેની સાથે ખેલ ખેલવા જેવું આવે. અને એક વખત એ રીતનો વર્તાવ શરૂ કરવામાં આવે તો પછી એનો છેડો ક્યાં આવે તે કોઈ કહી શકે તેમ નથી. હું આ બાબતની મક્કમપણે વિરુદ્ધ છું.

ચી. ચ. શાહ : દરેક સુધારા સામે શરૂઆતમાં તો વિરોધ હોય છે જ.

ક. લા : આ બાબતને સુધારો કહેવો એ બરોબર નથી, એમ મને લાગે છે. ટ્રસ્ટો ચોક્કસ હેતુ માટે ઊભા કરવામાં આવે છે અને તેની પાછળ ચોક્કસ ભાવના અને લાગણી હોય છે. એ ભાવ અને લાગણી ઉપર તમો એક વખત ફાવે તેમ પ્રહાર કરવા માંડશો, તો પછી ચેરીટીઓ માટે ફંડ મેળવવાનું મુશ્કેલ બની જશે.

ચી. ચ. શાહ : મદ્રાસ બાજુ આવેલા તીરૂપતિના મંદિરના વધારાના નાણાંમાંથી પાંચ મોટી શિક્ષણ સંસ્થાઓ આજે ચાલી રહી છે અને તે સંસ્થાઓમાં હિંદુ ન હોય તેમને પણ દાખલ કરવામાં આવે છે અને તેમ કરવાથી હિંદુ સંસ્કૃતિ કે ધર્મને કોઈ પણ પ્રકારનો ધક્કો લાગ્યો નથી. જૈનો આથી કોઈ અલગ પ્રકારના હોય એમ હું માનતો નથી.

ક. લા. તીરૂપતિ મંદિર વિષે મને કશી ખબર નથી.

ચી. ચ. શાહ : ચેરી ટેબલ ટ્રસ્ટમાં કેટલાક કેવળ ધાર્મિક હોય છે અને કેટલાક સામાજિક હોય છે. ધાર્મિક ટ્રસ્ટો સાથે ચોક્કસ પ્રકારની ભાવના અને લાગણી જોડાયેલા હોય છે એ હું કબૂલ કરું છું, પણ જેને આવી લાગણી કે ભાવના સાથે કશો સંબંધ નથી એવા શૈક્ષણિક વૈદકીય અથવા તો અન્ય પ્રકારની સંસ્થાઓને લગતા ટ્રસ્ટો સંબંધમાં ચેરીટી કમીશ્નરને વધારે સત્તા હોવી જોઇએ એમ આપ ઇચ્છો ખરા કે નહીં? આવા ટ્રસ્ટો સંબંધમાં બજેટ રજૂ કરવાની ફરજ પાડતી તેમજ ચાલુ હિસાબ પર દેખરેખ રાખવાની સત્તા ચેરીટી કમીશ્નરને હોવી જોઇએ એમાં આપ સંમત થાઓ છો કે નહીં?

ક. લા. : સરકાર અને સરકારી તંત્રની હું તો ઓછામાં ઓછી દખલગીરી પસંદ કરું. વધારે દખલગીરી દાખલ કરીને તમે લોકોને વધારે અને વધારે પાંગળા બનાવશો અને એ રીતે તમારા હાથે દેશની ચોક્કસ કુસેવા થવાની.

ચી. ચ. શાહ : પણ લોકો અથવા ટ્રસ્ટીઓ પર જ કેવળ આધાર રાખીને ચાલવાના તો ભયંકર પરિણામો આવ્યાં છે.

ક. લા. : તે તો આંકડાઓ અને દાખલાઓથી પુરવાર થવું જોઈએ.

ત્યારબાદ કમીટીના પ્રમુખે આને લગતાં કોર્ટમાં જે સંખ્યાબંધ કેસો થાય છે તે તરફ શેઠ કસ્તુરભાઈનું ધ્યાન ખેંચ્યું હતું.

ચી. ચ. શાહઃ-ઘણા મોટા વેપારીઓના ચોપડાઓમાં શુભ ખાતું એ નામનું ખાતું હોય છે. આ ખાતામાં દર્શાવેલી રકમના વહીવટ ઉપર કોઈ પણ જાતનું નિયંત્રણ હોવું આપ ઇષ્ટ ગણો છો ખરા ?

ક. શા. : જેવા તમે એમ કરવા લાગશો કે તુરત જ એ ખાતાઓ અદૃશ્ય થઈ જશે. આપે ઓછામાં ઓછી દખલગીરીના ધોરણે જ આ બધી બાબતોનો વિચાર કરવો જોઈએ.

ત્યારબાદ શ્રી. કસ્તુરભાઈએ આખી કમીટીને આબુ પર્વત તેમજ રાણકપુરની મુલાકાત લેવાની ફરીને વિનંતિ કરતાં જણાવ્યું હતું કે "એ પ્રવાસ ત્રણ દિવસમાં પૂરો કરી શકીએ. એમ કરવાથી આપ જાતે આ મંદિરોનો વહીવટ કેમ ચાલે છે તે જોઈ શકશો અને તેને સારી સ્થિતિમાં રાખવા માટે નાણાંની કેટલી જરૂર છે તેનો પણ આપ ખ્યાલ લઈ શકશો. કોઈ પણ જાતનો નિર્ણય લેવાયા પહેલા કમીટીએ આ સ્થળો જોવાં જોઈએ એમ હું ધારું છું અને જો એમ કરવામાં આવશે, તો જે વિચારો હું ધરાવું છું એ જ વિચારો પર આપની કમીટી વળશે એવી મને ખાતરી છે.

કમીટીના પ્રમુખે આ નિમંત્રણ બદલ શેઠ કસ્તુરભાઈનો ઉપકાર માન્યો અને જુબાનીનું કામ પૂરું થયું.

ટેન્ડુલકર કમિટીની કામગીરી અંગે—

# જૈન સંઘોના ઠરાવો

[ ટેન્ડુલકર કમિટીએ જુદા જુદા ગૃહસ્થોની જુબાની લઈને ધર્માદા નાણાં અંગે મુંબઈ સરકારને ભલામણો રૂપે જે અહેવાલ તૈયાર કર્યો છે તે સંબંધમાં જૈન સંઘના દૃષ્ટિબિંદુ અંગે જુદા જુદા ગામોના જૈન સંઘોએ જે ઠરાવો પસાર કર્યા છે તે મળી શક્યા છે તેટલા અહીં રજૂ કરીએ છીએ. —તંત્રી ]

## અમદાવાદના જૈન શ્રીસંઘે સર્વાનુમતે પસાર કરેલા ઠરાવો

વિ. સં. ૨૦૦૪ ના જેઠ વદ પહેલી નોમ તા. ૩૦—૬—૪૮ ને બુધવારે સવારે ૯ા વાગે અમદાવાદના જૈનોના સકલ સંઘની સભા સંઘપતિ નગરશેઠ શ્રી વિમળભાઈ મયાભાઈના પ્રમુખસ્થાને, શ્રી નગરશેઠના વંડે મળી હતી. આ સભામાં સર્વાનુમતે નીચેના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતાઃ—

પહેલો ઠરાવ : પ્રમુખસ્થાનેથી નીચે મુજબનો રજૂ કરાયો હતોઃ—"હિન્દુ તેમજ જૈન ધાર્મિક તથા સામાજિક કે સખાવતી ટ્રસ્ટો અને ફંડોના વહીવટ અંગે તપાસ કરવા અને યોગ્ય ભલામણો કરવા માનનીય ન્યાયમૂર્તિ શ્રી ટેન્ડુલકરના અધ્યક્ષપદે મુંબઈ સરકારે જે કમિટી નીમી છે તેમની પાસે પડેલી શેઠ શ્રી કસ્તુરભાઈની જુબાની ઉપર પૂરતો વિચાર કરી, તે કમિટી જૈન ધાર્મિક ફંડો કે સખાવતી ફંડોનો ઉપયોગ જે નિમિત્તે

સખાવતો કરવામાં આવી હોય તેની મર્યાદા બહાર ધાર્મિક અને નૈતિક રીતિએ ન થઈ શકતો હોવાથી, તેમાં સરકારી દરમિયાનગીરી કરવાની ભલામણ કરશે નહિ, એવી અમદાવાદના જૈનોના સકળ સંઘની મળેલી આ સભા આશા રાખે છે. અને ના. મુંબઇ સરકારને પણ પ્રજાની ધાર્મિક સ્વતંત્રતા અબાધિત રાખવા અને તેમાં હસ્તક્ષેપ નહિ કરવા આ સભા આગ્રહ પૂર્વક વિનંતિ કરે છે."

બીજો ઠરાવ : શેઠ શ્રી ભગુભાઇ ચુનીલાલ સુતરીઆએ રજૂ કરતાં તેને શેઠ શ્રી કેશવલાલ લલ્લુભાઇએ અને શ્રીયુત ચન્દ્રકાન્ત વકીલે ટેકો આપ્યો. તે ઠરાવ નીચે મુજબ છે:—"જૈનો અને હિન્દુઓના કેટલાક સામાજિક રીતરિવાજોમાં સમાનતા હોવાથી અને ધાર્મિક હક્કો, સંરક્ષણના પ્રશ્નોની વિચારણાના પ્રસંગે પણ અમો જૈનોને હિન્દુઓના જ ભેગા ગણી લેવામાં આવે છે. અમો જૈનો અને હિન્દુઓના ધાર્મિક સિદ્ધાન્તો અને માન્યતાઓમાં ઘણું અંતર છે. આ સ્થિતિમાં અમોને હિન્દુઓના ભેગા ગણવાથી જૈન સંસ્કૃતિ અને હક્કોનું ઘણું નુકસાન થયું છે. જેથી અમદાવાદના જૈનોના સકળ સંઘની આ સભા ધાર્મિક અને તેવા પ્રકારની બાબતોમાં જૈનોને હિન્દુઓના ભેગા ન ગણવા, ના. સરકાર સમક્ષ નમ્રતા પૂર્વક માંગણી કરે છે."

ત્રીજો ઠરાવ: શેઠ શ્રી બકુભાઇ મણિલાલે રજૂ કર્યો હતો અને તેને શ્રીયુત ચીમનલાલ કેશવલાલ કડીઆએ ટેકો આપ્યો હતો. તે ઠરાવ નીચે મુજબનો છે:-"અગ્રગણ્ય જૈન આગેવાન અને શ્રીમાન્ શેઠ શ્રી આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રમુખ શેઠ શ્રી કસ્તુરભાઇ લાલભાઇએ શ્રી ટેન્ડુલકર કમિટી સમક્ષ પોતાની જુબાનીમાં પવિત્ર દેવદ્રવ્યના રક્ષણ માટે તથા વહીવટ વગેરે બાબતોમાં જૈન સિદ્ધાંત અનુસાર જે દષ્ટિબિન્દુઓ સ્પષ્ટ રીતિએ રજૂ કર્યાં છે, તેને શ્રીસંઘની આ સભા અનુમોદન આપવા સાથે અન્ય સ્થળોના શ્રીસંઘોને શેઠ શ્રી કસ્તુરભાઇની જુબાનીને અનુમોદન આપવા ભલામણ કરે છે અને શેઠ શ્રી કસ્તુરભાઇને હાર્દિક અભિનંદન આપે છે. તદુપરાન્ત કમિટી સમક્ષ બીજા જે જે ગૃહસ્થોએ જૈન સિદ્ધાન્ત અનુસાર જે જે વિચારો દર્શાવ્યા છે, તે માટે તેઓને અભિનંદન આપે છે."

આ પછી ચોથો ઠરાવ આજની સભાએ કરેલા સઘળાયે ઠરાવોની નકલો ઘટતાં સ્થળોએ મોકલી આપવાની અધ્યક્ષ શ્રી સંઘપતિને ભલામણ કરનારો અને પાંચમો ઠરાવ અધ્યક્ષશ્રીનો આભાર માનવા સંબંધીનો પસાર થયો હતો.

## મુંબઇમાં જૈનોની જાહેર સભામાં પસાર થયેલા ઠરાવો

મુંબઇ સરકારે ઑન. જસ્ટીસ ટેન્ડુલકરના પ્રમુખસ્થાને હિંદુઓના ધાર્મિક ટ્રસ્ટો અને સખાવતોની વ્યવસ્થાદિની તપાસ માટે નિમેલી કમિટીએ બહાર પાડેલી પ્રશ્નાવલી (?) અને પદ્ધતિ અંગે વિરોધ દર્શાવવા અને ધાર્મિક ટ્રસ્ટો અને ફંડોના ઉદ્દેશાનુસાર થતા વહીવટમાં હસ્તક્ષેપ ન કરવા આગ્રહ કરવા માટે મુંબઈના જૈનોની એક જાહેર સભા રવિવાર તા. ૨૭ જુન ૧૯૪૮ ના રોજ સવારના સ્ટા. ટા. ૧૦ (દશ) વાગે ભૂલેશ્વર ઉપર આવેલા શ્રી લાલબાગ જૈન ઉપાશ્રયમાં શ્રીમાન શેઠ અમૃતલાલ કાળીદાસના પ્રમુખ-

સ્થાને નીચેના સૃહસ્થોની સહીથી બોલાવવામાં આવી હતી. શેઠ આણંદલાલ ચુનીલાલ, કાંતિલાલ ઇશ્વરલાલ, ચોપટલાલ ધારશીભાઇ, નગીનદાસ કરમચંદ, ભાઇચંદ નગીનભાઇ ઝવેરી, દેવજી ટોકરશી મુલજી, રતિલાલ શાંતિદાસ, જીવતલાલ પ્રતાપશી, ધીરજલાલ જીવાભાઇ, મુલચંદ બુલાખીદાસ, રમણલાલ દલસુખભાઇ, ચંદકાંત ઉજમશી, ભાઉચંદ ગોપાલજી, ચંદુલાલ ખુશાલચંદ, વાડીલાલ જેઠાલાલ શાહ, જીવણલાલ લલ્લુભાઇ, રવજીભાઇ સોજપાળ, મેઘજીભાઇ સોજપાળ, દામજીભાઈ જેઠાભાઇ, મગનલાલ મુલચંદ શાહ, ચંદુલાલ વર્ધમાન શાહ, ભેચરદાસ હરિચંદ કેશવલાલ વજેચંદ, ભાણજી ધરમશી શાપરીઆ, શાંતિલાલ મગનલાલ શાહ, શ્રેયાંસપ્રસાદ જૈન, પુનમચંદ ધંસીલાલ, હરગોવિંદદાસ જીવરાજ, જમનાદાસ મોનજી, પ્રેમચંદ ગોગાજી, નરોત્તમદાસ જેઠાભાઇ, ન્હેહારમલ મોતીલાલ, કેશવલાલ મોહનલાલ સંઘવી, ચીમનલાલ નેમચંદ શ્રોફ, ચીનુભાઇ લાલભાઇ શેઠ, મોહનલાલ તારાચંદ શાહ, ફકીરચંદ કેસરીચંદ શ્રોફ, મગનલાલ લાલજી, મણીલાલ મોહનલાલ હેમચદ, શિવલાલ નરપતલાલ, કાલીદાસ હરજીવન, કાંતિલાલ નાનાલાલ, અમૃતલાલ કાલીદાસ દોશી, દામોદરદાસ કરસનદાસ, પ્રેમજી નાગરદાસ, લલ્લુભાઇ કરમચંદ, હાથીભાઇ ગલાલચંદ અને લક્ષ્મીચંદ ગુલાબચંદ ઝવેરી.

આ સભામાં જૈન ભાઇ-બહેનોની ઘણી મોટી સંખ્યામાં હાજરી હતી. શરૂઆતમાં શ્રી મગનલાલ મૂળચંદ શાહે શ્રી ટેન્ડુલકર સમિતિની નિમણૂકનો ઉદ્દેશ વગેરે જણાવ્યું હતું અને એ વાત ઉપર ભાર મૂક્યો હતો કે-"આપણાં દેવદ્રવ્યનાં નાણાંનો કોઇ બીજી રીતે ઉપયોગ કરવાનું કહેવામાં આવે તે સામે આપણો સખ્ત વાંધો છે. એ સિદ્ધાન્ત અંગે ભૂતકાળમાં પ્રીવી કાઉન્સીલ સુધી કેસો લડાયા છે અને માનનીય ધારાશાસ્ત્રી ડૉ. એમ. આર. જયકરે પણ એ અંગે અભિપ્રાય આપ્યો છે કે-ટ્રસ્ટોનાં નાણાં કેવી રીતે ખર્ચવાં તેમાં હસ્તક્ષેપ કરવાનો સરકારને જરાયે હક્ક નથી." વગેરે.

**પહેલો ઠરાવ:** આ પછી શ્રી શાન્તિલાલ મગનલાલ શાહે એવો ઠરાવ રજૂ કર્યો હતો કે-"હિન્દુ તેમજ જૈન ધાર્મિક અને સામાજિક સખાવતી ફંડોના વહીવટ અંગે તપાસ કરવા અને યોગ્ય ભલામણો કરવા માનનીય ન્યાયમૂર્તિ શ્રી ટેન્ડુલકરના અધ્યક્ષપદે મુંબઇ સરકારે જે કમિટી નીમી છે તે કમિટી મજકુર તપાસના પરિણામે પોતાની ભલામણોમાં જે નિમિત્તે સખાવતો કરવામાં આવી હોય તો તેની મર્યાદામાં ફેરફાર કરવા અને તે બીજી રીતે ખર્ચવા એવી કોઇ પણ ભલામણ કરે તો તે તરફ મુંબઈના જૈનોની આ જાહેર સભા પોતાનો સખ્ત અણગમો અને વિરોધ જાહેર કરે છે."

આ ઠરાવને શ્રી મનસુખલાલ હીરાલાલ લાલને અને શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયાએ ટેકો આપ્યા બાદ માત્ર એક વિરુદ્ધ મતે ઠરાવ પસાર થયો હતો.

**બીજો ઠરાવ:** પહેલો ઠરાવ પસાર થયા પછી શેઠ જીવતલાલ પ્રતાપસીએ એવો બીજો ઠરાવ રજૂ કર્યો હતો કે-'ટેન્ડુલકર કમીટી સમક્ષ જે જુબાનીઓ રજૂ થઇ તેમાં શેઠ શ્રી આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રમુખ અને જાણીતા જૈન ઉદ્યોગપતિ શેઠ કસ્તુરભાઈ લાલભાઇએ જૈન સિદ્ધાન્તાનુસાર જુબાનીમાં જે દૃષ્ટિબિન્દુઓ રજૂ કર્યાં છે, તેને આ સભા અનુમોદન આપે છે. તેઓશ્રીની જુબાની પરથી દેશનામાં રહેલી ધર્મ

અને સમાજ પ્રત્યેની અનુપમ ઊંડી ભાવના તરી આવે છે, એટલું જ નહિ પણ સમાજને તે માર્ગદર્શન રૂપ છે. તે માટે આ સભા તેઓશ્રીને હાર્દિક અભિનંદન આપે છે. તદુપરાંત, બીજા જે ગૃહસ્થોએ પોતાની જુબાનીમાં જૈન સિદ્ધાંતોના પ્રતિપાદન માટે જે જે વિચારો રજૂ કર્યા છે, તે માટે તેઓને પણ અભિનંદન આપે છે."

આ ઠરાવને શ્રી શિવલાલ નરપતલાલ મણીઆર તથા શ્રી. સુરચંદ પી. બદામીએ ટેકો આપ્યા બાદ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

ત્રીજો ઠરાવ—આ પછી શેઠ રમણલાલ દલસુખભાઈએ ત્રીજો ઠરાવ રજૂ કર્યો હતો કે—" જૈનોની આ જાહેર સભા ઉપરોક્ત ઠરાવો અંગે ઘટતી સર્વ કાર્યવાહી કરવા નીચેની સમિતિ પોતાની સંખ્યામાં વધારો કરવાની સત્તા સાથે નિયુક્ત કરે છે. શેઠ અમૃતલાલ કાળીદાસ ( ચેરમેન ) તથા શેઠ કાંતિલાલ ઇશ્વરલાલ, શેઠ અમૃતલાલ કાળીદાસ દોસી, શેઠ રવજીભાઇ સોજપાલ, શેઠ મેઘજીભાઇ સોજપાલ, શેઠ નગીનદાસ કરમચંદ, શેઠ જીવતલાલ પ્રતાપશી, શેઠ નરોત્તમ જેઠાભાઇ, શેઠ મગનલાલ મૂળચંદ શાહ, શેઠ રમણલાલ દલસુખભાઇ, શેઠ સુરચંદ પી. બદામી, શેઠ શાન્તિલાલ એમ. શાહ શેઠ મોતીચંદ ગી. કાપડીયા, શેઠ ભાઈચંદ ન. ઝવેરી (સભ્યો) તથા શેઠ દામજીભાઇ જેઠાભાઇ જે. પી. અને શેઠ ચીનુભાઇ લાલભાઇ સોલીસીટર (મંત્રીઓ)"

ઉપરનો ઠરાવ, શ્રી મણિલાલ મોહનલાલના અને શ્રી ભાઇચંદ નગીનભાઈના ટેકા પછી સર્વાનુમતે પસાર થયો હતો. બાદ પ્રમુખશ્રીના પ્રાસંગિક વિવેચન તથા આભાર બાદ સભા વિસર્જન થઇ હતી.

ભાવનગરના જૈનોએ પસાર કરેલ ઠરાવ—શ્રી જૈન આત્માનંદ સભાએ આ પ્રશ્ન ની વિચારણા કરી ઠરાવ કર્યો છે તેનો સાર એ છે કે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રમુખ શ્રીયુત કસ્તુરભાઈ લાલભાઈએ ટેન્ડુલકર કમીટી સમક્ષ દેવદ્રવ્ય આદિ બાબતમાં પોતાના જે ધાર્મિક વિચારો દર્શાવ્યા છે એને આ સભા અનુમોદન આપે છે. અને શેઠ મોતીચંદ ગિરધરલાલ કાપડીયા, જૈન. શ્વે. કો. ના સેક્રેટરી શેઠ દામજી જેઠાભાઇ, શ્રી મોહનલાલ ભગવાનદાસ ઝવેરી વગેરેએ ધાર્મિક દ્રવ્યના રક્ષણ માટે જે જુબાની આપી છે તેને આ સભા આવકારે છે.

જુનાગઢના જૈનોએ પસાર કરેલ ઠરાવ—તા. ૨૮-૬-૧૯૪૮ સોમવારે શ્રી જૈન ધર્મ આરાધક સમાજની સામાન્ય સભા મળતાં નીચેનો ઠરાવ કરવામાં આવેલ.

"હાલમાં મુંબઇ સરકારે ધર્માદા પબ્લિક ટ્રસ્ટોની તપાસ અર્થે નીમેલ શ્રી ટેંડુલકર કમીટી સમક્ષ શેઠશ્રી કસ્તુરભાઇ લાલભાઇએ આપેલી જુબાનીને પોતાની અનુમતિ હોવાનું આ સભા સહર્ષ જાહેર કરે છે અને પ્રસ્તુત જુબાની આપવા બદલ શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈને આ સભા અંતરના અભિનંદન પાઠવે છે."

આમોદના જૈનોએ પસાર કરેલ ઠરાવ—શ્રી જૈન યુવક મંડળના આશ્રયે પૂજ્ય મુનિવિજય મહારાજના પ્રમુખપણા નીચે પંચની ધર્મશાળા પર તા. ૪-૭-૪૮ ને રવિ-

વારે બપોરના ૯-૩૦ વાગે આમોદ સકળ જૈન સંઘની મળેલી જાહેર સભામાં નીચેની મતલબના ઠરાવો સર્વાનુમતે પસાર કર્યા છે. શ્રી ટેંડુલકર કમીટી સમક્ષ શેઠ કસ્તુરભાઈની જુબાની મુજબ ધાર્મિક ટ્રસ્ટો કે સખાવતી રકમોનો ઉપયોગ જે નિમિત્તે સખાવતો કરવામાં આવી હોય તેની મર્યાદા બહાર ધાર્મિક અને નૈતિક રીતિએ ન થઈ શકતો હોવાથી તેમાં સરકારી દરમીયાનગીરી કરવાની આવશ્યકતા રહેતી નથી એવી આમોદના સકળ સંઘની મળેલી આ સભા આશા રાખે છે અને મુંબઈ સરકારને પણ પ્રજાની ધાર્મિક સ્વતંત્રતાને અબાધિત રાખવા અને તેમાં હસ્તક્ષેપ નહિ કરવા આ સભા આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

જૈનો અને હિંદુઓના કેટલાક સામાજિક રીતરિવાજોમાં સમાનતા હોવાથી ધાર્મિક હકો અને સંરક્ષણના પ્રશ્નોની વિચારણાના પ્રસંગે પણ જૈનોને હિંદુ ભેગા ગણી લેવામાં આવે છે અને હિંદુઓના ધાર્મિક સિદ્ધાંતો અને માન્યતાઓમાં ઘણું અંતર છે. આ સ્થિતિમાં હિંદુઓ ભેગા ગણવામાં જૈન સંસ્કૃતિ અને હકોને ઘણું નુકશાન થયું છે, જેથી આમોદના જૈનોની સકળ સંઘની આ સભા ધાર્મિક અને તેવા પ્રકારની બાબતોમાં જૈનોને હિંદુઓ ભેગા ન ગણવા સરકાર સમક્ષ નમ્રતાપૂર્વક માગણી કરે છે

શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈએ શ્રી ટેંડુલકર કમીટી સમક્ષ પોતાની જુબાનીમાં પવિત્ર દેવદ્રવ્યના રક્ષણ માટે તથા વહીવટ વગેરે બાબતોમાં જૈન સિદ્ધાંત અનુસાર જે દૃષ્ટિબિંદુઓ સ્પષ્ટ રીતે રજૂ કર્યાં છે તેને શ્રી સંઘની આ સભા અનુમોદન આપે છે.

મહેસાણાના જૈનોએ પસાર કરેલ ઠરાવ—જેઠ વ. ૧૧ શનિવારે મુનિ મહારાજશ્રી દર્શનવિજયજી-(ત્રિપુટી) ના અધ્યક્ષપણા નીચે મુનિશ્રી રવિસાગરજી મહારાજની જયન્તી ઉજવવા માટે સભા મળી, તે અંગે પ્રાસંગિક વિવેચનો કરવામાં આવ્યા બાદ પ્રમુખશ્રીએ ટેંડુલકર કમિટી, ધાર્મિક ખાતાઓ અને કમિટીની ભવિષ્યમાં ધાર્મિક ખાતાઓમાં દખલ કરવાની ભાવના વગેરે બાબતો ઉપર વિવેચન કર્યું હતું. ત્યારબાદ નીચેના ઠરાવો કરવામાં આવ્યા હતા.

(૧) આજના શ્રીસંઘની સભા, સરકાર ટેન્ડુલકર કમિટીદ્વારા અમારા ધાર્મિક ખાતાઓમાં વિના કારણે દખલ કરવાનો જે પ્રયત્ન કરે છે તેનો સખ્ત વિરોધ કરે છે. અને પ્રજાતંત્રવાદી સરકારના આ કાર્યને સખ્ત રીતે વખોડી કાઢે છે

(૨) શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈએ કમિટી સમક્ષ જે જુબાની આપી જૈન સંઘના સંરક્ષણ માટે જે દલીલો પૂર્વક જવાબ આપ્યો છે, તેને અભિનંદન આપે છે.

## દરેકે વસાવવા યોગ્ય

### શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

**(૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક**

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ)

**(૨) દીપોત્સવી અંક**

ભગવાન મહાવીરસ્વામી પછીનાં ૧૦૦૦ વર્ષ પછીનાં સાતસો વર્ષના જૈન ઈતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક : મૂલ્ય સવા રૂપિયો.

**(૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ–વિશેષાંક**

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાંનો દળદાર સચિત્ર અંક : મૂલ્ય દોઢ રૂપિયો

### શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩–જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ચાર આના

[૨] ક્રમાંક ૪૫–ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના

### કાચી તથા પાકી ફાઈલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, પાંચમા, આઠમા, દશમા, અગિયારમા તથા બારમા વર્ષની કાચી તથા પાકી ફાઈલો તૈયાર છે. મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા.

—લખો—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ

મુદ્રક:–મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશક:–ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.

# श्री जैन सत्य प्रकाश

તંત્રી
ચીમનલાલ ગોકળદાસ શાહ

વર્ષ ૧૩ : અંક ૧૧ ] અમદાવાદ : તા. ૧૫-૮-૪૮ [ ક્રમાંક : ૧૫૫

## विषय-दर्शन



શ્રી પર્યુષણા મહાપર્વના આરાધન પ્રસંગે શ્રી સંઘની આ સમિતિ અને આ માસિકને મદદ કરવાની ચતુર્વિધ શ્રી સંઘને વિનંતિ છે.

લવાજમ-વાર્ષિક બે રૂપિયા : આ અંકનું મૂલ્ય-ત્રણ આના

# વિજ્ઞપ્તિ

છાપકામ અને કાગળની દિવસે દિવસે વધતી જતી કારમી મોંઘવારીના સમયમાં પણ "જૈન સત્ય પ્રકાશ" માસિક ગ્રાહકોને માત્ર બે રૂપિયા જેટલા નજીવા લવાજમમાં અને પૂજ્ય આચાર્ય મહારાજ આદિ મુનિવરોને વગર લવાજમે આપવાનું અમે ચાલુ રાખ્યું છે, અને ભવિષ્યમાં પણ એ મુજબ જ અમે એ ચાલુ રાખવા માગીએ છીએ આ રીતે માસિક અમે આપી શકયા છીએ એનું મુખ્ય કારણ શ્રીસંઘ તરફથી અમને સમયે સમયે મળતી રહેલી ઉદાર મદદ છે; આવી મદદ ન મળે તો આ રીતે માસિક આપી શકાય જ નહીં.

અત્યારે છેલ્લે છેલ્લે વધેલી મોંઘવારીના કારણે અમારે થોડીક નાણાંભીડ ભોગવવી પડે છે; અને તેથી સમસ્ત શ્રીસંઘ સમક્ષ અમે અમારી એ વાત રજુ કરીએ છીએ, અને આશા રાખીએ છીએ કે અત્યાર સુધીની જેમ આ વખતે પણ શ્રી સંઘ અમારી માંગણી જરૂર પૂરી કરશે.

ચતુર્માસના ધાર્મિક પર્વોના દિવસો આવે છે. તે વખતે આ માસિકને અને સમિતિને દરેક પ્રસંગે યાદ રાખવા અમે દરેક ગામના જૈન સંઘને તેમજ તે તે ગામમાં બિરાજતા મુનિવરોને વિનંતિ કરીએ છીએ.

—૦%૦—

॥ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| वर्ष १३ | વિક્રમ સં. ૨૦૦૪ : વીરનિ. સં. ૨૪૭૪ : ઈ. સ. ૧૯૪૮ | क्रमांक |
| --- | --- | --- |
| अंक ११ | શ્રાવણ શુદિ ૧૧ : રવિવાર : ૧૫મી ઑગસ્ટ | १५५ |


કવિવર શ્રીલાવણ્યસમય મહારાજકૃત

## આલોયણગર્ભિત શ્રીસીમંધરજિનવિનંતિ

યાને

## આલોયણ ભાસ

સંપાદક—પૂજ્ય મુનિમહારાજ શ્રીરમણિકવિજયજી

**નામ**—કવિવર શ્રી લાવણ્યસમયજીની જે કૃતિ અહીં આપવામાં આવી છે, એ કૃતિનું નામ 'આલોયણ ભાસ' છે. પરંતુ મેં જે પ્રતો એકત્ર કરી છે, તે દરેકમાં એનાં જુદાં જુદાં નામો મળે છે. એટલે આ કૃતિનું ખરું નામ શું? તેનો વિચાર કરવો ઘટે. નામો આ પ્રમાણે મળે છેઃ ૧ સીમંધર સ્વાધ્યાય, ૨ સીમંધર વિનંતિ સ્તવન, ૩ સીમંધર વિનંતિ, ૪ આલોયણ, ૫ આલોયણ ભાસ, ૬ આલોયણ સીમંધર સ્તવન. જૈન-ગુર્જર-કવિઓ ભા. ૧માં દેસાઈ મોહનલાલે કવિવરની કૃતિઓની નોંધ આપી છે, તેમાં આને 'આલોયણ વિનંતિ' તરીકે જણાવી છે. અને શ્રી વિજયધર્મસૂરિજી મહારાજ સંપાદિત ઐતિહાસિક-રાસ-સંગ્રહમાં આ કૃતિની નોંધ 'આલોયણ વિનંતિ' તરીકે કરી છે. આ બધાં નામો મળવા છતાં કૃતિના વિષયના ઔચિત્યનો વિચાર કરી મેં આનું નામ 'આલોયણ ગર્ભિત શ્રી સીમંધર જિન વિનંતિ યાને આલોયણ ભાસ' રાખ્યું છે.

**પ્રતિપરિચય**—આ કૃતિના સંપાદનમાં મેં ૭ પ્રતોનો ઉપયોગ કર્યો છે. તે પૈકી ત્રણ પ્રતો પૂજ્યપાદ પ્રવર્તકજી મહારાજ શ્રી કાંતિવિજયજી મહારાજના વડોદરાના ભંડારની છે, એક પ્રત અમદાવાદ વીરના ઉપાશ્રયના જ્ઞાનભંડારની છે, એક પ્રત પૂજ્યપાદ શ્રી મુક્તિવિજયજી મહારાજ (મૂલચંદજી મહારાજ)નો ભંડાર છાણીની અને એક પ્રત મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજના સંગ્રહની છે.

આ છ પ્રતિઓ પૈકી બે પ્રતિમાં લખ્યાસંવતનો ઉલ્લેખ છે. આ બે પ્રતિઓમાંની એક શ્રી પ્રવર્તકજી મહારાજની ત્રણ પ્રતિઓ પૈકી એક છે. અને બીજી પ્રતિ શ્રી પુણ્યવિજયજી મહારાજના સંગ્રહવાળી. શ્રી પ્રવર્તકજી મહારાજની પ્રતિમાં આ પ્રમાણે ઉલ્લેખ છે—संवत् १६७३ वर्षे आ. वद् पडवार्यं लेखितमिदं पत्तननगरे ग. हर्षसूरि-गणिभिः श्रीरस्तु બીજી પ્રતિમાં सं १६७४ वर्षे वैशाख वदि अष्टमी दिने लिखित.

